# ચંદ્રકળા

અને

# બહુરૂપીઆઓનું બજાર.

## ભાગ ૧ લો.


રચનાર

પી. પી. યોગી.

મલ્હારવાડી—મુંબઈ.



છપાવી પ્રસિદ્ધ કરનાર

નારણલાલ મોતીલાલ બુકસેલર.

અમદાવાદ—મુંબઇ.

આવૃત્તિ ૧ લી.—પ્રત. ૧૦૦૦

અમદાવાદ.

શ્રી 'રામકૃષ્ણ' પ્રીન્ટીંગ પ્રેસમાં શા. મગનલાલ
હરિવલ્લવદાસે છાપ્યું. પાંચકુવા નવાદરવાજા

વી. સં. ૧૯૬૮ —— ઈ. સ. ૧૯૧૨

કીમત એક રૂપીયો.

# પ્રાસંગીક લેખ.

આ ચંદ્રકળા ન!મની વાર્ત્તાનું બીજ હીંદી ભાષાના ચંદ્રકાન્ત નામના પુસ્તકનું ભાષાંતર છે આ પુસ્તકનું ભાષાંતર 'બહુરૂપી બજાર' એ નામથી બહાર પડેલ છે એ બહુરૂપી બજારના પ્રકાશકે આ વાર્તા હીંદી ભાષાન્તરનો તરજુમો છે એવો કાંઈ પણ ભાવ દરશાવ્યો નથી તેમ તે આખું પુસ્તક જોતાં એ કોઈ અન્ય ભાષાનું ભાષાંતર છે એ-વો ખ્યાલપણ આવતો નથી.

આં અદભુત ખુબી એ ભાષાન્તર કર્તાની ચાલાકીનું પરીણામ હશે,

આ લેખનો પ્રસંગ મારા હાથમાં અનાયાસે આવી ગયો છે. તેનું મુખ્ય બીજ મારા હીંદી ભાષાના પુસ્તકો વાંચવાની રૂચીથી ઉત્પન્ન થયું છે.

હીંદી ભાષાનું ચંદ્રકાન્ત નામનું ચાર ભાગનું પુસ્તક મારા વાંચનમાં આવતાંજ તેનો ગુજરાતી ભાષામાં તરજુમો કરવાની મારી ઇચ્છા પ્રબળ થઇ જો કે આ પુસ્તકના તર-જુમા રૂપ વાર્તા ગુજરાતી ભાષામાં બહાર પડી ગઇ છે એવો મને સ્વપને પણ ખ્યાલ નહોતો.

મેં આ રસીક પુસ્તકનો ચોકસ તરજુમો કરવા પુરતી

મહેનત લીધી પછી તેના પહેલા (ભાગમાં બે ફોર્મ છપાઇ ગયા પછીજ એ ભેદ મારા જાણવામાં આવ્યો હવે જે વખત મહેનત અને ખર્ચનો મેં ભોગ આપેલો તે વ્યર્થ ન જવા દેવા માટે આ કાર્ય મેં પુરતી સંભાળથી અને બનતી મેહનતે અનેક રૂપક અલંકૃત કરી તદન નવાજ સ્વરૂપમાં અને નવાજ શ્રંગારમાં આ વાર્તા બહાર પાડી છે. વળી મારે હાથે આ ભાષાન્તર પુરૂં થતાં સુધી ગુજરાતીમાં એનું અનુકરણ થયું છે મને એવી જાણ ન થવાનું કારણ તે ગુજરાતીમાં થયેલા ભાષાન્તરના આખા લેખમાં આ ભાષાન્તર છે એવો ખ્યાલજ ઉત્પન્ન ન થાય એવી રચના સાથે તે ભાષાન્તર કર્તાએ કાળજી રાખી હતી [illegible] જાય છે. અને એ કારણથી તે [illegible] એ વીષયની જાણ ન થઇ. જેથી આ પ્રસંગ માટે [illegible] ટકે અનુભવવો પડે છે.

અને હવે આ એક ભાગ માટે આપાએલા બે [illegible] બદલો એ પુસ્તકના દરેક ભાગ બહાર પાડવાથીજ [illegible] શકે તેમ છે. તો આ હીંદી ભાષાની વાર્તા ચંદ્રકાન્તા પરથી ચંદ્રકળા અને બહુરૂપીઆનું બજાર એ નામથી તેના ચાર ભાગ બહાર પડશે. અને તે માટે જેમ બને તેમ વાંચકને કીમત અને વાંચન બનેમાં બની શકતો વધારે લાભ આપવા કાળજી ધરાવીશ.

આ વાર્તાના ચાર ભાગ બહાર પડયા પછી ચંદ્રકળા-ની સંન્તતી એ નામથી આ વાર્તાના સબંધમાંજ ચાલુ ચોવીશ ભાગ તૈયાર થવા સંભવ છે, તો તે ઉમેદ માટે ગ્રાહકો અને ઇશ્વરની દયા ચાહું છું.

પ્રસંગને યોગ્ય આ પ્રાસંગીક લેખ આટલો પુરતો ગણાશે.

મલ્હારવાડી
**દ્વીત્ય ચંદ્રકળા.**
ફાલ્ગુન વીક્રમાર્ક સંવત ૧૯૬૮

ભાષાન્તર કર્તા
**પી. પી. યોગી.**
મુંબઇ.



# અનુક્રમણિકા.




| | |
|---|---|
| પ્રેમનો આગ... ... ... ... ... | ૧–૫ |
| બુદ્ધિની કઠોરતા. ... ... ... ... | ૫–૮ |
| ચપલાનો ચમત્કાર. ... ... ... ... | ૮–૧૬ |
| બલસીંહનો યુક્તી ... ... ... ... | ૧૬–૨૯ |
| પાથરેલી જાલમાં શીકાર સપડાઓ ... ... | ૨૯–૪૦ |
| બે ઘડીનો શોક... ... ... ... ... | ૪૦–૪૪ |
| ભયાનક પહાડી ગુફા... ... ... ... | ૪૫–૫૮ |
| પોતાનું ખુન કરનાર પુત્ર ... ... ... | ૫૯–૭૦ |
| રંગમાં ભંગ... ... ... ... ... | ૭૦–૮૦ |
| કપટનું કપાટ તુટી ગયું. ... ... ... | ૮૦–૯૪ |
| ક્રૂર અને તાજીમ ન્હાઠો ... ... ... ... | ૯૪–૧૦૨ |
| રાણીનો બળાપો... ... ... ... ... | ૧૦૩–૧૦૬ |
| એકઠી થયેલી ચંડાળ ચોકડી... ... ... | ૧૦૬–૧૧૬ |
| નવી બાજીની રચના ... ... ... | ૧૧૬–૧૨૬ |
| રંગ બદલાયો... ... .. ... ... | ૧૨૭–૧૪૨ |
| જયસીંહના દીવાનનું સન્માન ... ... ... | ૧૪૨–૧૫૫ |
| હાથમાં આવેલ શીકાર છટકી ગયો ... ... | ૧૫૬–૧૬૪ |

શેરને માથે સવાશેર... ... ... ... ૧૬૪–૧૭૨
ચતુરની ચતુરાઇનો ચટકો ... ... ... ૧૭૨–૨૧૪
મહીયારી... ... ... ... ... ૨૧૪–૨૩૨
ચંચલ ચંપાની ચાલાકી ... ... ... ૨૩૨–૨૪૩
હવે બરાબર સળગી ... ... ... ... ૨૪૪–૨૯૬
ચીત્રપુરમાં ગભરાટ ... ... ... ... ૨૯૬–૩૦૬
પ્રેમનો પ્રકાશ... ... ... ... ... ૩૦૭–૩૨૪
પ્રભાવતીનો પ્રપંચ ... ... ... ... ૩૨૪–૩૪૬
યુદ્ધની ગોઠવણ કુંવર છેતરાયો.... ... ... ૩૪૬–૩૬૮
ચંદ્રકળા અને ચપળાનું ખુન ... ... ... ૩૬૮–૩૭૭
ચોપડીઓની જાહેર ખબર. ... ... ... ૩૭૮–૩૮૪



# ચંદ્રકળા

અને

# બહુરૂપીઓ.

---

## પ્રકરણ પહેલું.

---

### પ્રેમની આગ.

શાંજનો વખત હતો, સુર્યનું કંઈક કંઇક તેજ નજરે પડતું હતું. માણુસ વગરના ઉજડ અરણ્યમાં ડોકયા કરી રહેલાં પહાડોની તલેટીને નીચે વીરસીંહ અને બલસીંહ નામનાં બે યુવકો બેસીને અરસ પરસમાં કંઈક વાતો કરી રહેલા હતા, એમાનો એક જે વીરસીંહ તે અચલગઢના રાજા તખ્તસીંહનો એકનો એકજ લાડકવાયો પુત્ર હતો. તેની ઉમર સુમારે વીસ વર્ષની હતી.

બલસીંહ, અચલગઢના રાજા તખ્તસીંહના દીવાન પ્રતાપ-સીંહનો શુરો અને બુદ્ધીશાલી પુત્ર થતો હતો. આ પ્રધાન પુત્ર વીરસીંહનો સત્યવાન અને પ્રેમી મીત્ર હતો. તે ચંચલ, બુદ્ધિ-શાળી અને સર્વે વાતે ખબરદાર હતો. તેની કમરમાં એક ચંદન

ઘો અને ઝેરી ખંજર બાંધેલ હતું અને તેની બગલમાં રેશમી બુટાદાર બટવો લટકી રહેલ હતો, અને તેના એક હાથમાં તેજદાર ભાલું રહયું ગયું હતું. તે ચકોરની પેઠે ચોતરફ દ્રષ્ટીને ફેરવતો, પોતાના પ્રેમી મીત્ર વીરસીંહની સાથે વાતો કરી રહયો હતો. આ બંનેની સમીપ એક તેજી અશ્વ સાજથી સજેલો એક ઝાડના થડની નીચે બાંધેલો હતો.

વીરસીંહ—ભાઈ બલસીંહ! જો કે, મોહબત કેવી બૂરામાં બૂરી બલા છે, જે બલાએ મને આ સ્થતિની ટોંચ સુધી પહોચાડી દીધો છે. કંઇક કંઈક વખતે તમે નવલગઢ જઇને, રાજકુમારી ચંદ્રકળાની પ્રેમપત્રીકા લાવ્યા હશો, અને તેનો જવાબ લઈ, કંઈક કંઈક વખતે તેણીના સ્વહસ્તમાં પત્રરૂપે રજુ કર્યો હશે. અમારા બંનેની વચ્ચે જે પ્રેમપત્રનો વહેવાર ચાલી રહેવા ઉપરથી સંપૂર્ણ રીતે મારી ખાત્રી થઇ છે કે, જેટલો પ્રેમ હું ચંદ્રકળા ઉપર રાખું છું, તેના કરતાં અધિક પ્રેમ તે ચંદ્રકળાની મનોહર મૂર્તી મારી ઉપર રાખે છે, તે પ્રેમનીઆગ ક્યારે બુઝાશે? વહાલા મીત્ર! તે પ્રેમ આગ તારા સીવાય અન્ય ઓળવી શકે એમ નથી. અફસોશ! જો કે મારા અને તેના રાજ્યની વચ્ચે માત્ર પાંચ ગાઉનોજ અંતર છે, છતાં અમે અમારે માટે કંઇપણ કરી શકતાં નથી. વાંચ! મીત્ર વાંચ! આજ પ્રેમપત્રીકામાં તે પ્રેમ મૂર્તી ચંદ્રકળા એમજ લખે છે કે, 'જેમ બંને તેમ જલદીથી મળી જાઓ.'

બલસીંહ—પ્રિય મીત્ર, તે માટે તું જરાપણ સોચ કરીશ માં, જોકે ઉતાવળ કરવાથી કદીઆણ આંબો પાકતો નથી પણ

ધીરજ રાખવાથી અને તેનું સારી પેઠે સેવન કરવાથી પાકે છે. તમે મારા કરતાં સમજુ અને ચતુર છો તેને હું શું સમજાવું. હું કોઈપણ તદબીરથી તમને ત્યાં લઈ જઇને, તમારી પ્રેમ પ્રતિમા સાથે મેળવી શકીશ. તમે જાણો છો કે ચંદ્રકળાનો પિતા નટવર સીંહ ચંદ્રકળાનો વેરી થઇને ઉભો છે, અને ચંદ્રકળા કોઈ અન્ય પુરૂષો કે સ્ત્રી સાથે વાતચિત ન કરી શકે તેટલામાટે, ચંદ્રકળાને એક ખાસ મ્હેલમાં રાખી છે, અને તે મ્હેલની આસપાસ મુસલમાન સીપાઈઓનો સખ્ત પાહરો બેસાડયો છે. ઓછામાં પુરૂં નટવરસીંહના મ્હેલમાં પ્રધાનપુત્ર ક્રૂરસીંહ ચંદ્રકળાના સ્વરૂપ ઉપ, મોહીત પડયો છે, તેથી તેણે પણ પોતાના બહુરૂપી બે મીત્રો, જેનું નામ હૈદરઅલી અને તાજીમખાં છે, તેને આ વાત માટે સાવચેત રહેવાની, અને મ્હેલની અંદર અન્ય કોઈપણ આવજાવ ન કરી શકે તે માટે તેઓને તે મ્હેલની ઉપર દેખરેખ રાખવા માટે નિર્માણ કરેલા છે, કારણ કે તમારી સર્વ હકીકત ક્રૂરસીંહે અને તેના બહુરૂપીઓએ પોતાની ચાલાકીથી જાણી લીધી છે. ચંદ્રકળા ક્રૂરસીંહની તરફ જરાપણ નજર ન કરતાં, તેને તુચ્છકારી ભરી નજરથી જુએ છે, અને તેનો પીતા પણ પોતાના મંત્રીના પુત્રની સાથે પોતાની પુત્રીને પરણાવવાની વીરૂદ્ધ છે, તોપણ તે પાપી ક્રૂરસીંહ પોતાની નીચ ઉમેદ પાર પાડવા માટે, પોતાથી બની શકે તેટલું કરવાને ચુકશે નહી. ચંદ્રકળા તમારા હાથમાં ન આવે, તેટલા માટે તે તમારી વીરૂદ્ધ નીચ કર્તવ્ય કરવાને અહોનીશ યત્ન કરી રહયો છે, એટલુંજ નહીં, પણ

તેની સાથે તમારી સર્વ હકીકત ચંદ્રકળાના પીતાના કાન સુધી પહોચાડી દેવાથી, ચંદ્રકળાના પીતાએ મ્હેલની આસપાસ સખ્ત માં સખ્ત પાહરો રાખ્યો છે, આટલા માટે, જ્યાંસુધી હું ત્યાં જઇ ફીસાદખોરોને ઝાળમાં સપડાવું નહીં ત્યાંસુધી હું તમને ત્યાં લઇ જવાનું પસંદ કરતો નથી. હમણા હું ફરીને નવલગઢ જઇને ચંદ્રકળા અને તેની પ્રીય સખી ચપલાને ભેટું છું. કેમકે ચપલા એક બહુરૂપી વેષ ધારણ કરનારી, અને ચંદ્રકળાને પોતાના પ્રાણથી અધીક ગણે છે. ચપળા સીવાય મને ધીરજ દેવાવાળો ત્યાં કોઇ નથી. તમારા દુષ્મનોની ચાલાકી અને તેની તજવીજો જોઇને પાછો ફર્યા પછી તમને ત્યાં લઇ જવાનો માર્ગ બતાવી શકીશ પણ એમ ન બનવું જોઈએ કે, ત્યાં ગયા પછી વીન સમજે અને પુછે તમે કંઇપણ કામ કરશો તો આપણે ત્યાંજ કેદી થઈ જઇશુ.

વીરસીંહ—વ્હાલા બલસીંહ! તમને જે યથાર્થ લાગે તે કરો. તે પ્રમાણે વર્તવાને તૈયાર છું. મારી ખરી આંખ અને ખરી ઢાલ તમે છો. મને તો માત્ર મારા બળનો વિશ્વાસ છે, પરંતુ તમને તો તમારા બળની અને તમારા બહુરૂપી ખેલની ઉપર પૂર્ણ વિશ્વાસ છે.

બલસીંહ—બારીકીથી તપાસ ચલાવતાં, મને હમણાં એક તાજુબી ઉપજાવે એવી ખબર મળી છે કે થોડા સમયની અંદર ક્રુરસીંહના બંને બહુરૂપી હેદરઅલી, અને તાજીમખાં ફરીને એકવાર અંહીયા આવી, આપની સુભકાંન્તીનું ચિત્ર પાડી ગયા છે, કોણ જાણે કેવી યુકતીથી શું કરવા આવ્યા હતા. અફસોસ! તે વખતે હું અંહીયા હાજર ન હતો.

વીરસીંહ—મુશ્કેલ છે કે તમે ક્રૂરસીંહના બંને બહુરૂપી ઓને ફસાવી શકો. તે લોકો આપણને કેમ અને કેવી રીતે ફસાવવા તેનીજ તજવીજમાં વાંદરાની પેઠે અંહીથી તંહી કુદકા મારી રહ્યા છે. પરમેશ્વર બચાવે, હવે તમે ત્યાં જાઓ. અને જેમ બને તેમ ચંદ્રકળાને મલવાનો બંદોબસ્ત કરો.

વીરસીંહના મુખમાંથી આ શબ્દો બહાર પડતાની સાથે બલસીંહ તરત ઉઠી ઉભો થઈને કહ્યું કે, 'આપ પણ હવે આપના અશ્વની ઉપર સ્વાર થઇ આપના કીલ્લામાં જાઓ. અંહીયા એકલા બેસી રહેવામાં બહુ જોખમદારી સમાયલી છે.' વીરસીંહ તરત પોતાની જગ્યાએથી ઉથીને ઘોડાને છોડી તેની ઉપર સ્વાર થયો અને રામ રામ કરી બંને જણ એકમેકથી છુટા પડી એક મેકને રસ્તે પડયા.

---

## પ્રકરણ બીજુ.

---

### બુધ્ધિની કઠોરતા.

નવલગઢના રાજાના મંત્રીના પુત્ર ક્રૂરસીંહની ઉમર લગભગ બાવીસ વર્ષની હતી, અને તેના બંને બહુરૂપી મીત્રો પણ તેના જેટલીજ ઉમરના હતા. આ સમે ક્રૂરસીંહ પોતાના ઘરના દીવાનખાનાની અંદર હૈદરઅલી અને તાજીમખાં સાથે બેસાને વાતો કરી રહયો છે. ક્રૂરસીંહે કહયું:—

જાઓ હૈદરઅલી! રાજાને તો માત્ર એટલોજ ખ્યાલ છે કે હું રાજા જેવો રાજા હોઈને મારા નોકરના છોકરાને છોકરી આપી કેમ જમાઇ બનાવું? તેની સાથે તેની કુંવારી બાળા ચંદ્રકળા પણ મને મુદલ ચહાતી નથી પણ વીરસીંહનેજ ચહાયછે. તો પાછી મારૂં કામ કેવી રીતે થશે? મારા પેટની લાહ્ય કેમ ઓળવાશે? ઘડીકમાં એવો વીચાર થાય છે કે ચંદ્રકળાનું હરણ કરીને નાગી જઉ, પણ જઉં કયાં? કયાં જઈ, કયાં રહી એસ આરામ ભોગવવું. ચંદ્રકલાનું હરણ કરી ગયા પછી મારા માત પીતાની રાજા કેવી દુરદશા કરશે? પણ તેવો વિચાર મને અને મારા કુળને મોતના ખાડામાં ઝોંકાવનારો હોવાથી તે વીચારને તજી દીધો છે. તેના કરતાં તો પ્રથમ વીરસીંહ અને તેના બાહુરૂપી મીત્ર બલસીંહને કોઇપણ યુકતીથી ફસાવીને કોઇ ન જાણી શકે તેવા સ્થાનમાં લઈ જઈને કાપી નાખ્યા હોય તો હજારો વર્ષ સુધી તેનો પત્તો નજ લાગે. તે કાર્ય કર્યા બાદ, સમો સાંધીને, રાજાનો નાશ કરવાની તજવીજ થાય તો, ચંદ્રકળા સાથે રાજગાદી મેળવી શકું, ત્યારેજ મારી આખી અવસ્થામાં ચંદ્રકળાનું સુખ ભોગવી શકું, પણ એ તો કહો કે, રાજાના મરણ બાદ હું રાજગાદીનો માલીક કેમ બનીશ? પ્રજા મને રાજા તરીકે કેમ માન્ય કરશે?

હૈદરઅલી—આપણા રાજ્યમાં, રાજાની નોકરીમાં બેઈમાન કાફરો! મુસલમાન વધારે છે તે સર્વને તમારી મદદે આવવાને હું સમજાવી શકીશ, અને મારી સલાહ અને સમજાવટથી તમારા પક્ષમાં તેઓ આવશે, અને તેની સાથે તેઓને ખુદાના

કસમ ખવરાવી શકીશકે, રાજાના મરણ બાદ તમને તમામ પ્રજા રાજા માને. પણ તેમ કરવા માટેની શરત એટલી છે કે, તમારી ઉમેદ પૂર્ણ થયા પછી તમારે અમારો મુસલમાની મહજબ અખ્તયાર કરવો પડશે.

કૂરસીંહ—જો તેમ થતું હોય તો, તમારી તે શરત હું દીલો જાનથી કબુલ રાખું છું.

તાજીમખા—તે પહેલાં તે શરત સંબંધીનું એકરારનામુ આપે લખીને મને સોંપવું જોઈએ, જે હું મારા બધા હમ જાતીઓને વંચાવીને આપણા પક્ષમાં લઈ શકવાને સમર્થ થઇ શકું.

કૂરસીંહે પોતાનો ઉમેદ પાર પડી ગયા પછી મુસલમાની ધર્મ ધારણ કરવાનું એક એકરારનામું લખીને તરત હેદર અને તાજીમખાના હાથમાં મુકી દીધું.

તાજીમખા—( તે લઈને ) હવે બધા મુસલમાનોનું એકદીલ કરી નાખવાનું કામ હમારી જીભમાં છે, તેને માટે તમે કઈપણ વીચાર કરશો નહીં. હા ! એક વાત કરતાં રહી ગઇ છે, તે એ છે કે તમે રાજા થયા પછી, તમારા રાજની દીવાનગીરી ઉપર અમનેજ મુકરર કરવા, તે સંબંધી પણ તમારે એક એકરારનામુ અમને લખી આપવું પડશે. ત્યારેજ અમારા લોકોની ખરી ચાલાકીનો ખરો ચમત્કાર તમે જોઈ શકશો. બોલ બોલતામાં જમાનાને કેવો ઉલટ પુલટ કરી નાખીએ છીએ.

તાજીમખાના કહેવા મુજબ કૂરસીંહે બીજું એક એકરારનામું લખી આપવાથી હેદરઅલી અને તાજીમખા ખુશી ખુશી થઈ

ગયા, અને ક્રૂરસીંહની કઠોર બુદ્ધિ ઉપર મનમાંને મનમાં હસવા લાગ્યા.

તાજીમખા—હમણા આ સમે અમે ચંદ્રકળાની હીલચાલની તપાસ કરવાને જઈએ છીયે. કેમકે આ શાંજનો સમય બહુજ અનુકુલ પડતો છે, અને તેથી ચંદ્રકળા જરૂર મ્હેલમાંથી નિકળી બાગમાં ફરવા જઈ, પોતાની સખી ચપલા પાસે પોતાની પ્રેમ પીડાની કહાણી અને તેની સાથે વીરસીંહનો શું પત્રવેહેવાર ચાલી રહયો છે, અને તેનો કેવી રીતે પ્રતિઉત્તર આપવો તેવીશે વીચાર ચલાવી રહી હશે. તેટલા માટે તેનો સર્વ હેતુ જાણી લેવા માટે કંઇપણ મુશ્કેલ જેવું લાગશે નહી. એટલું કહી હૈદર અને તાજીમખા ક્રૂરસીંહથી છુટા પડયા.

---

## પ્રકરણ ત્રીજું.

---

### ચપલાનો ચમત્કાર.

નવલગઢના કીલ્લાની બહાર એક બેઠા ઘાટનો મ્હેલ બાંધવામાં આવેલો હતો, અને તે મ્હેલની આસપાસ ચાર ન્હાના ન્હાના બુરજો બાંધવામાં આવ્યા હતા, આ બુરજોની ઉપર પાંચ પાંચ નાગી તરવારોના પાહરા રાખવામાં આવ્યા હતા. તે ચાર બુરજોની સામે એક પાંચમો બુરજો હતો, તે બુરજામાંથી થઈને તે મ્હેલમાં જવાનું હતું, આ પાંચમાં બુરજની સામે એક ન્હાનો પણ મનરંજન કરનારો, અને દુઃખી દીલને આરામ દેનારો મનોહર

બગીચો બનાવવામાં આવ્યો હતો. આ બગીચો અનેક પુષ્પોની સુગંધથી મ્હેક મ્હેકી રહયો હતો, અને ઝાડોની ઘટાથી સોભી રહયો હતો. આ સમે સુર્યનારાયણને અસ્તોદય થવાની થોડીજ વાર હતી. તે સમાનો આનંદ લુટવાને ચંદ્રકળા અને ચપલા પોતાના મ્હેલમાંથી બહાર નિકળી તે બાગમાં ફરવા લાગીઓ.

ચપલા જે ચાલાકીથી દરેક કારય કરવામાં પૂર્ણ પ્રવીણ હતી, તેજ ચંદ્રકળાની પ્રિય સખી છે. તે પોતાના ચંચલ હાવભાવની સાથે ચંદ્રકળાને સંગે લઈને બાગની અંદર ઘુમતી ઘુમતી અને તે બાગની તારીફ કરતી કરતી, ખુશબોદાર પુલોને તોડી તોડી ચંદ્રકળાના હાથમાં આપી રહી હતી. પણ ચંદ્રકળાને વીરસીંહના વીયોગથી આ બધી વાતો કયાં પ્રીય લાગતી હતી? તેણીના મનને પ્રફુલ્લિત રાખવા માટે, તેણીને તેણીની સખીએ જબરદસ્તીથી બાગમાં ખેંચી લાવી હતી.

ચંદ્રકળાની બીજી સખી ચંપા પુષ્પગુચ્છ બનાવવાને માટે પુલોને તોડતી તોડતી માલતી લત્તા તરફ ચાલી ગઇ, અને ચંદ્રકળા અને ચપલા ધીરે ધીરે મંદ મંદ વાયુની લ્હેરો લેતી બાગના મધ્ય ભાગમાં આવેલા પુંવારાની પાસે જઇ પહોંચી અને તે પુંવારામાં ગોઠવેલી ચંદ્રકાર નળીઓમાંથી નીકળી રહેલી જળની ધારાનો દેખાવ જોવા લાગીઓ.

ચપલા—સખી! ખબર પડતી નથી કે ચપલા કયાં ચાલી ગઈ!

ચંદ્રકળા—ચપલા! શામાટે ગભરાય છે, તે તો એટલામાંજ ઘુમતી હશે.

ચપલા—કેટલોક સમય થયો તે આપણી સાથેથી છુટી પડી ગઈ છે.

ચંદ્રકળા—(જોઈને) જો તે આવે છે.

ચપલા—(જોઈને) આ સમે તો તેની ચાલમાં કંઇક ફરક જણાય છે!

એટલામાં ચંપાએ આવી એક પુષ્પગુચ્છ હાથમાં આપીને કહયું કે, સખી જો! આ કેવો મનહર રંગ બેરંગી પુષ્પનો ગુચ્છ ખન રી લાવી છું, પણ જો આ સમે રાજકુંવર વીરસીંહ હુત તો, આ પુષ્પગુચ્છની ને મારી તારીફ કર્યા વગર રહેત નહીં, અને તેની સાથે મને કંઈક પણ ઇનામ આપત.'

એકાએક વીરસીંહનું નામ સાંભળતાની સાથેજ ચંદ્રકળાના શરીરનો રંગ બદલાઈ ગયો, ભુલી ગયેલી વાત ફરીને યાદ આવવાથી તેનું કમળ સમ મુખ કરમાઈ ગયું, ઉંચો શ્વાસ ખેંચવા લાગી. અને તેની આંખોમાંથી આંસુઓ ટપકવા લાગ્યાં. તે ડચકા ખાતી અને રડતી રડતી ધીરે ધીરે કહેવા લાગી કે, 'આ સમે મને કંઈપણ ખબર પડતી નથી કે વીધાતાએ મારા ભાગ્યમાં શું લખ્યું છે, નથી ખબર પડતી કે મે પહેલા ભવમાં કેવુંએ ભયંકર મહાપાપ કીધું હશે કે જેને લીધે આ દુઃખ ભોગવું છું. ને પીતાના મગજમાં કેટલી બધી રાઇ ભરાઈ ગઇ છે, અને તેની ગરમીમાં ને ગરમીમાં તે કહે છે કે ચંદ્રકળાને કુંવારીજ રાખીશ. હાય! મારા વ્હાલા વીરસીંહના ભલા પીતાજીએ લગ્ન કરવા માટે, મારા પીતાની ખુશામત કરવામાં બાકી રાખી નથી, પણ તે દુષ્ટ ક્રૂરના બાપે

કપટસીંહ મારા પીતાજીને એવો પોતાને વશ કરી લીધો છે કે તેથી મારો પીતા તેની વિરૂધ્ધ જઈ એક પણ કામ કરતો નથી. તેથી તે ક્રૂર, પોતાની ક્રૂરતા બતાવવાને તત્પર થયો છે, અને મારી સાથે તે લગ્ન કરવાની કેવી દુષ્ટ ધારણા રાખે છે, અને તે ધારણા પાર પાડવા માટે મારા પીતાના કાનમાં તેલ રેડી રહયો છે. એટલામાં ચતુર ચપલાએ ચંદ્રકળાનો હાથ પકડીને ધીરેથી ડબાવ્યો, અને વધું નહીં બોલવા માટે ઈશારો કર્યો.

ચતુર ચપલાના માર્મીક ઇસારાથી ચંદ્રકળા તરત સમજી જઇને બોલતી બંધ થઈ ગઈ અને ચપલાનો હાથ પકડી પાછી બાગમાં ફરવા લાગી. ચપલા અને ચંપા ન જાણી શકે તેવી રીતે પોતાનો રૂમાલ ફુંવારા પાસે ફેંકી દઇને જરા આગળ નિકળી જઇને ચંપાને કહયું કે, 'સખી! જો તો ખરી, ફુંવારાની પાસે મારો રૂમાલ પડી ગયો છે.'

ચંદ્રકળાના હુકમને તાબે થઈને ચંપા તરત ફુંવારા તરફ ચાલી, તે જઈને ચંદ્રકળાએ ચપલાને પુછયું કે, 'સખી! તે મને બોલતાં બોલતાં એકાએક કેમ અટકાવી.

ચપલાએ કહયું કે, 'મારી પ્રાણેશ્વર સખી! હમણા ચંપાની ચાલ અને તેની વાત ચીતો ઉપરથી મેં ખાત્રી કરી લીધી છે કે તે અસલી ચંપા નથી.'

એટલામાં ચંપાએ રૂમાલ લાવીને ચંદ્રકળાના હાથમાં આપ્યો ચપલાએ ચંપાને પુછયું કે, 'સખી કાલ રાતે મેં તને જે કહયું હતું તે તેં કર્યું? તેના ઉત્તરમાં ચંપા બોલી કે,

'નહીં, એ તો હું ભુલી ગઈ' તે સાંભળીને ફરીને ચપલાએ ચંપાને પુછ્યું કે, 'ભલા તે વાત તો યાદ છે ને? કહેકે તે પણ ભુલી ગઇ છે.' ચંપાએ કહયું કે, 'હા! વાત તો યાદ છે, ચપલાએ ચંપાને પુછ્યું કે, 'ભલા યાદ છે, તો મેં તને શુ કહયું હતું તે સર્વ ફરીથી મને કહી સંભળાવ તો હું જાણુ કે તે વાત તને હજી સુધી યાદ છે.'

ચપલાની વાતનો પુરે પુરો જવાબ ન દેતાં, ચંપા વચમાં આડી આડી વાતો કાઢીને કરવા લાગી. જેથી ચંપલાના મનમાં જે શક ઉત્પન્ન થયો હતો કે આ અસલી ચંપા નથી. તે શક ખરો પડવાથી ચપળાએ ચંપાને કહ્યું કે, 'ચાલ એક બાજુ તને એક વાત કહેવાની છે, એમ કહીને ચપલા ચંપાને એક બાજુ લઈ જઇને તેની સાથે આડી અવલી વાતો કરતા કરતા, પોતાના કાનમાં બેહોષની દવા નાખી દઇને, ચપલા બોલી કે, 'બ્હેન, ચંપા! જરા જો તો ખરી કે, મારા કાનમાંથી કઈ ખરાબ વાસ તો આવતી નથી? કેમકે કાલથી મારા કાનમાં કંઇ દર્દ ઉત્પન્ન થયું છે. નકલી ચંપા ચપલાના સાણસામાં સપડાઇ જવાની સાથે કંઈપણ આનાકાની કર્યા વગર ચપલાનો કાન સુંઘીયો, જે સુંઘતાની સાથેજ ચંપા બેહોશ થઇ નીચે પડી ગઇ. ચપલાએ ચંદ્રકલાને પોકારીને કહયું કે, 'આવે સખી! આવો સખી! તમારી ચંપાના હાલ તો જુઓ.' ચપલાનો અવાજ સાંભળતાની સાથે ચંદ્રકલા ચંપાની પાસે આવી, ચંપાને બેહોષ હાલતમાં પડેલી જોઇને ચપલાને કહયુ કે, 'સખી! કંઈ એવું ન બને કે તમને પાછળથી પસ્તાવુ

પડે.' ચપલાએ કહ્યું કે, 'સખી! નહીં, એટલું કહેતાની સાથે ચપલાએ ચંપાને ઉપાડી પોતાની પીઠ ઉપર નાખી ફુંવારાની પાસે લઈ જઇને ચંદ્રકલાને કહ્યું કે, સખી! તમે આ ફુંવારામાંથી ચાંપવે ચાંપવે પાણી ભરી ભરીને ચંપાના મોં ઉપર નાખો એટલે હું તેનું મો ધોઈ નાખું.' ચંપલાના કહેવા મુજબ ચંદ્રકલા ચાંપવે ચાંપવે ચંપાના મોં ઉપર પાણી રેડતી ગઈ અને ચપલા ચંપાનું મોં ઘસી ઘસીને ખુબ ધોવા લાગી. આવી રીતે ચંપાનું મુખ ખુબ ઘસી ઘસીને ધોવાથી ચંપાની સુરત બદલાઈ ગઈ, અને તેને બદલે તાજીમખાની સુરત જણાવા લાગી. તાજીમખાનો ચ્હેરો જોતાજ ચંદ્રકળાનો ચ્હેરો ક્રોધથી લાલ થઈ ગયો અને ચપલાને કહ્યું કે, 'સખી! આને તો આપણું મ્હોટુ અપમાન કર્યું છે.' સખી! એ સખી! જરા જો તો ખરી! અપમાનનો બદલો હું કેવી રીતે લઉ છું, બાગમાં દાખલ થઈ આપણી વાતો સાંભળવાનો સ્વાદ તેને કેવી રીતે ચખાડું છું' આમ કરીને ચપલા તાજીમખાને ફરીને પોતાની પીઠ ઉપર નાખીને, મ્હેલમાં દાખલ થવાના બુરજની આગળ આવી, બુરૂજની અંદર દાખલ થઈ, અને તેની નીચે એક ગુપ્ત ગુફા હતી, તે ગુફાનો દરવાજો ઉઘાડી તેમાં દાખલ થઇને, તે ગુફાની જમીન ઉપર બેહોશ તાજીમખાને પટકો છટોપાટ સુવાડી દીધો અને પોતાના બટવામાંથી મીણબતી કાઢીને સળગાવી, સુતરના દોરડાથી તાજીમખાનાં બંને પગ અને બંને હાથ ખુબ કસકસાવીને બાંધ્યા અને એક ડબીમાંથી લાલ ગોટી કાઢીને તાજીમખાને સુંઘાડી, સુંઘાડતાની સાથે તાજીમખાને એક જબરી છીંક આવી અને છીંક આવતાની સાથે તાજીમખા સાવધથઈ ગયો, અને પોતાની આવી બનેલી અપદશા જોઇને શરમાઈ ગયો.

પ્રિય વાંચક ! આ સમે તાજીમખા સાથે હેદરઅલી પણ બાગમાં દાખલ થયો હતો. તે એક ઝાડ ઉપર ચઢી જઇને સર્વ તમાસો જોયા કરતો હતો, પણ તેનો ઉપર ચપલાની દ્રષ્ટી પડી ન હતી, અને તાજીમખા સાથે હેદરઅલી પણ બાગમાં દાખલ થયો છે કે નહીં તે જાણી શકવાને ચપલાએ પોતાની શકતીને અજમાવવામાં મ્હોટી થાપ ખાઇ ગઈ હતી.

તાજીમખાને સુધ્ધીમાં આવેલો જોઈને ચપલાએ તાજીમખાને પીઠ ઉપર ચાબકાનો માર શરૂ કર્યો.

'માફ કરો, મારાથી અપરાધ થઇ ગયો છે, હવે હું એવો અપરાધ કદીપણ કરીશ નહીં, એટલુંજ નહીં, પણ તમારૂં નામ પણ લઈશ નહીં.'

ચાબકાના સખ્ત મારથી તાજીમખાની પીઠ ઉપરથી ચામડી છુંડાઈ ગઈ, અને તેમાંથી લોહી વહેવા લાગ્યું, તેનો બળતરા સહન ન કરી શકવાથી તાજીમખા ભયંકર ચીસો પાડવા લાગ્યો પણ ચપલા ક્યાં સાંભળતી હતી. તે તો આંખ વીંચીને ફટકાપર ફટકા લગાવતીજ ગઈ અને કહ્યું કે, એ મુંજી સબુર કર ! હજી બળતરા પણ મતી નહીં હોય ? બોલ, તું અંહીયા કેમ આવ્યો હતો ? શું બાગની હવા પ્રસન્ન પડી હતી ? શું બાગની મોજ લુટવાને માટે જીવ લલચાયો હતો ? શું તું જાણુતો નહોતો કે ચપલા અંહીયા હશે ? હરામજાદાના છોકરા ! બેઇમાન ! તારા બાપના કહેવાથી તે આ કામ કર્યું છે, તે પણ હવે યાદ કરશે, તેનું ફળ તું તો ચાખ. એટલું કહેતાનો સાથે પૂરીને

ચાબકાના ફટકા ફટકાવતી ગઇ, અને પુછતી ગઇ , તું સાચે સાચું કહી દે કે તું અંહીયા કેમ આવી શકયો, અને ચંપા કયાં ગઈ!'

ચાબકાના જબરા ફટકાના મારથી અધમુઓ થઇ ગએલ તાજીમને જે બનાવ બન્યો હતો તે કહેવા વીના છુટકો થયોજ નહીં. તેણે કહયું કે, ચંપાને મેંજ બેહોશ કરી હતી. બેહોંશની દવા છાંટીને પુલનો ગુચ્છ ચંપાના રસ્તામાં મેં રાખ્યો હતો, જે સુંઘવાથી ચંપા બેહોશ થઈ ગઈ. તેથી મેં તેને પકડીને માલતી લતાની નીચે ફેંકી દીધી અને તેના જેવી મારી સુરત બનાવી, તેના કપડાં પહેરી તમારી પાસે આવ્યો હતો. લો હવે મેં બધી હકીકત કહી દીધી હવે મને છોડી દો.

ચપલાએ કહયું કે, 'મુંજી! જરા સબુર કર! છોડું છું.' એમ કહીને ફરીને દસ બાર ફટકા માર્યા. તેથી તાજીમખાં પોકારી ઉઠયો કે, 'હાય! હવે મરી જાઉં છું. માર સહન થઇ શકતો નથી.'

ચપલાએ ચંદ્રકલાને કહયું કે, 'સખી! તમે આ નીમકહરામ નીચ તાજીમખાની ઉપર નજર રાખજો હું ચંપાને સોધી કાઢું છું. આ પાજી જુઠું તો બોલતો નથી.'

ચંપાને સોધતી સોધતી માલતી લત્તાની આગળ ગઇ અને બતી સળગાવી ચંપાને શોધવા લાગી, જોતાં ચંપા એક ઝાડીમાં બેહોંશ થઈને વસ્ત્ર વગરની પડી હતી, સુધીની દવા સુંઘાડીને ચંપાને હોંશમાં લાવીને ચપલાએ ચંપાને પુછયું કે, 'કેમ સુધીમાં છે ને? તબીયત તો બગડી નથી ને? કેમ ગોઠું ન ખાઇ ગઈ?

ચંપાએ કહયું કે, ‘ હું શું જાણું, તનો બહુરૂપી આ સમે અંહીયા આવી પોતાનો ભાવ ભજવી બતાવશે, તે જગા ઉપર એક ફુલનો ગુચ્છ પડયો હતો તે ઉપાડીને સુંઘવાથી હું બેહોશ થઇ ગઈ હતી, પછી શું થયું તે હું જાણુતી નથી. હાય ! હાય ! ! ક્યાં પાપીએ મને બેહોંસ બનાવીને શું મારા મ્હોટી કીંમતના વસ્ત્રો પણ ઉતારી લીધા.

ત્યાંજ તાજીમના લુગડાં પડેલાં હતાં, તેમાંથી બે લુગડાં લઇને ચપલાએ ચંપાના શરીરને ધાંકીને ચંપાને કહયું કે, ચાલ મારી સાથે, જેને તારી આવી દશા કરી છે તેને બતાવું.’ ચંપાને ચપલા પોતાની સાથે લઇને જયાં ચંદ્રકલા અને તાજીમ હત યાં આવીને, તાજીમ તરફ ઈસારો કરીને ચપલાએ ચંપાને કહયું કે, ‘ જો, આને તારી સાથે ભલાઈ કરી હતી. ’ તાજીમને જેતાજ ચંપાના ક્રોધનો પાર રહયો નહીં. અને ક્રોધ ભરી આંખે ચંપાએ ચપલાને કહયું કે, ‘ બ્હેન ! અગર જો તું રજા દે તો, હું પણ ચાર પાંચ ફટકા મારી મારા ક્રોધને શાંત કરૂં. ’

ચપલાએ કહયું કે, ‘ હા, હા, કોણ કહે છે. તારી. મરજીમાં આવે, અને તારા હાથ ઠરે ત્યાંસુધી આ મુંજીને જુતીનો માર માર પછી શું જોઈએ. ’

ચપલાની રજા મળતાજ [illegible] તાજીમને માથા ઉપર જોડાનો માર મારવામાં બાકી રાખી નહીં. પોતાના માથા ઉપર જોડાનો માર પડતો જોઇને તાજીમ ઘબરાઈ ગયો અને મનમાં કહેવા લાગ્યો કે, ‘ ખુદા ફૂરસી હકો ગારત કરે જીસકી એ દૌલતસે મેરી એ હાલત હુઈ.’

તાજીમને કેદખાનામાં કેદ કરીને આ ત્રણજણા મ્હેલની તરફ ચાલી ગયા.

આ બાગ બહુ નહાનો હતો. જેમાં ઉપર લખી ગયેલ સરવે વાત બની ગઈ હતી. આ બાગ ખાસ ચંદ્રકળાને હવા ખાવા માટે બનાવવામા આવ્યો હતો. અને તે બાગ મ્હેલનાં કીલ્લાની અંદર હતો અને તેની ચારે તરફ મુસલમાનોનો પહેરો હોવાના સબબથી હૈદર અને તાજીમ પોતાનું કામ કરવામાં ફાવી ગયાં હતાં.

---

## પ્રકરણ ચોથું.

---

### બલસીંહની યુકતી.

બલસીંહ વીરસીંહથી છુટો પડીને નવલગઢમાં દાખલ થયા પછી, ચંદ્રકળાની મુલાકાત કરવા માટે, ચંદ્રકળાના મ્હેલ પાસે ગયો, પણ તેના મ્હેલમાં કેમ દાખલ થવું તેના વીચારમાં ને વાચારમાં તે આમથી તેમ આડા અવળો આંટા મારી રહયો હતો. પણ સાવચેત અને ખબરદારીથી મહેલની રખેવાળી કરનારાઓની નાગી તરવારો આગળ બલસીંહનું પરાક્રમ ઝાંખુ પડી જવાથી, બલસીંહ નાઉમેદ બની જવાને લીધે, હવે શું કરવું, તેને માટે પોતાના મનમાં વીચાર કરવા લાગ્યો કે, 'હવે શું કરવું જોઈએ ? રાત અંજવાળી છે. પણ જો અંધારી હોતતો મહેલની અંદર દાખલ થયા વીના રહેત કે ? બસ, હવે એકજ ઉપાય છે, તે ઉપાય કર્યા સીવાય ચંદ્રકળાની મુલાકાત થઈ શકે

એમ નથી.' આવો વીચાર કરીને, કોઈ નહીં જોઈ શકે એવી એક એકાન્ત જગાએ જઇને તરત પોતાનો ચ્હેરો બદલાવી રાજાના એક ચોબદારના ચ્હેરા સરખો ચ્હેરો બનાવીને મહેલની અંદર દાખલ થવાની દોઢી ઉપર બેઠેલા રખેવાલોના સરદારની પાસે જઇને કહયું કે, 'ભાઇ ! હું પણ આપણા રાજાનો ખાસ હજુરી નોકર છું. આ સમે મને થોડાક કલાક સુધી બહાર ફરી આવવાની પરવાનગી મળવાથી, આ ચલકતી ચાંદરણી રાતની મોજ લુટતો લુટતો તમારી પાસેથી જતો હતો. પણ તમને હોકો પોતા જોઇને, મને પણ બે પુંકો મારી લેવાની તલપ લાગવાથી, આગળ ન જતાં, તમારી પાસે આવ્યો છું, અફીણ ખાવાવાળાને તંબાકુની સુંગધથી કેવી અસર થાય છે તે તો તમે સારી પેઠે જાણુતાજ હશો.'

હા. હા. આવો, બેસો, બે પુંકો મારીને તમારી તલપને બુજાવો.' એટલું કહેતાની સાથેજ, બલસીંહ પલાઠો મારીને તેની પાસે બેસી ગયો. તે જોઈને ચોકીદારોએ તરત પોતાના હાથમાનો હોકો બલસીંહની આગળ મુકયો.

પોતાના હાથમાં હોકો લઇને બલસીંહે કહ્યું કે, 'ભાઇ ! તમે મુસલમાન છો અને હું હીંદુ છું, તે હોકો મારાથી કેમ પીવાઈ શકાય ? પણ હોકા ઉપરથી ચુલમ ઉતારી પાવાની રજા આપશોતો તમારો મ્હોટો ઉપકાર માનીશ.' તેના સરદારે કહયું કે, 'ભાઇ ! તમારી મરજીમાં આવે તેમ પીઓ, એમાં અમને કોઈ જાતની હરકત નથી.' પરવાનગી મળતાજ બલસીંહે તરત હોકા ઉપરથી ચુલમ ઉતારીને પુંકવા મંડી પડયો.

હજીતો તેણે પુરેપુરા દમો ખેંચ્યા નથી એટલામાં તે જોરથી ખાંસવા લાગો. તે એટલા બધા જોરથી ખાંસવાથી તેના મોમાથી પાણી નીકલવા લાગ્યું. તે જોઈને બલસીંહે કહ્યું કે, 'મીયાં! અજબની વાત છે કે તમે લોકો આવી કડવી તંબાકુ પી શકોછો. હું તો હંમેશા ખાસ દરબારી તબાકું પીઉં છુ. રાજાનો હોકો ભરનાર ખાસ હજામની સાથે મારી દોસ્તી થવાથી તે હજામ ખાસ કરીને રાજાની પીવાની તંબાકુમાંથી મને પીવા જેટલી રોજ આપેછે. તેથી મને એવી આદત પડી ગયેલી હોવાથી, તે સીવાયની બાજી કોઈ પણ તંબાકુ મને માફક આવતી નથી.'

તે દોઢીના માણસોએ કહ્યું કે, 'ભાઈ! તે દરબારી તંબાકુની લહેજત કેવી છે તે જરા અમને ચખાડવાની કૃપા કરશો ?'

બલસાહે કહ્યું કે, 'ભાઇ ! એમાં શી મ્હોટી વાતછે. ખુસીની સાથે તમને દરબારી તંબાકુની લેજત ચખાડું છું.' એટલું કહેતાની સાથે બલસીંહ ઝટ પોતાના બટવામાં હાથ નાખીને એક ચલમ અને એક ચલમ ભરાય એટલી તંબાકુ કાઢીને તેઓના હાથમાં મુકીને કહ્યું કે, 'લ્યો, તમે પણ પી જુવોકે, આ કેવી સરસ તંબાકુછે.'

ભલા, સીપાઇ જેવા હલકા નોકરોએ રાજાને પીવા લાયક તબાકુ શા માટે પીવા તેયાર થયા હશે ? સુતી વખતે આવતાં સ્વપ્નામાં પણ જોઇ નહીં હશે ? ઝટ હાથ લાંબો કરીને તેણે કહ્યુ કે, લાવો ભાઇ લાવો ! તમારી મહેરબાનીથી અમે પણ રાજાની પીવાની તબાકુ પીને તેનો સ્વાદ કેવો સ્વાદીષ્ટ છે, તે તો જર

ચાખી લઈએ. વારવાર એવી તંબાકુ અમને પીવાની કયારે મળવાની હતી ? તમે બડા ભાગ્યવંત છો કે રાજાની પાસે રહેવાની નોકરી મેળવી શકયા છો. તમે તો ખુબ મજાહ ઉડાવતા હશો.' એટલું કહીને નકલી ચોબદાર બલસીહના હાથમાંથી તંબાકુ અને ચલમ લઇને તૈયાર કરીને બલસીહંના હાથમાં આપી. બલસીહે કહયું કે, 'ભાઇ ! તમે પહેલા ખુબ પીધા પછી મને પીવાને આપજો.'

દોઢી ઉપરના તમામ માણુસો એક પછી એક હોકો ગડગડાવાને મંડી પડયા અને તેની ધુનમાં વાતના ગપાટા પણ ઉરાડવા લાગ્યા.

થોડાક સમય વીત્યા બાદ લશ્કર અને ચોબદારોના મસતકો ધુમવા લાગ્યા. તે એટલાં સુધી કે ઝુકતાં ઝુકતાં બધાઓ ઉલટા થઇને જમીનપર લોટા પડી બેહોંશ બની ગયા.

હવે શું છે. બાનધાસ્તીથી અને બીન હરકતથી બલસીંહ દરવાજાની અંદર દાખલ થઈ નજર બાગમાં જઈ ચઢયો. એટલામાં હાથમાં દીવો પકડી સામેથી એક દાસાને આવતી જોઈને બલસીંહ તેની પાસે જઈ તેના ગલામાં રેસમની દોરીનો ફાંસો નાખી ખુબ જોરથી ઝટકો મારયો કે તે ચુકેચા કરીઆ વગર તે એકદમ જમીન પર તુટી પડી. તે જોઇને બલસીંહે જબરદસ્તીથી બેહોંશની દવા તે દાસીના નાકમાં નાખવાથી તે દાસી બેહોશ બની ગઇ. તેને ત્યાંથી ઉપાડીને બાગના એક ખુણામાં લઇ ગયો. તેને ત્યાં નીચે સુવાડીને પોતાના બટવામાંથી સામાન કાઢીને તરત મીનબતી સળગાવી અને પોતાની સામે આરસી રાખીને પહેલી દાસીની સુરત

જેવી પોતાની સુરત બનાવીને તેણીના અંગ ઉપરના વસ્ત્રો અને દાગીના ઉતારી પોતે પહેરી લઇને, પોતાના કપડાથી તે દાસીનુ અંગ ઢાંકીને તેને ત્યાં પડતી મેળીને મ્હેલમાં દાખલ થયો.

મહેલની અંદર જયાં ચંદ્રકળા ચપલા ચંપા અને બીજી પાંચ સાત દાસીઓ સાથે બેસીને વાતો કરી રહીઓ હતી ત્યાં આ વેષધારા દાસી જઈને તેની બાજુમાં બેસી ગઈ.

દાસીના રૂપમાં બેઠેલા બલસીંહને જોઇને ચપલા બોલી કે, 'કેમ કેતકી ! જે કામને માટે મેં તને મોકલી હતી તે કામ તું કરા આવી કે જેથી તું ચુપચાપ બેસી રહી છો. ચપલાની વાત સાંભળતા જ બલસીંહને જણાયુ કે જે દાસીને મેં બે હોંશ કરી છે અને જેના રૂપમાં હું અંહીંયા આવ્યો છું તેનું નામ કેતકી છે.

**નકલી કેતકી**—હા, કામ કરવા માટે તો હું ગઇ હતી પણ રસ્તામાં એક નવો તમાસો જોવાથી, તે માટે તમને કંઇક કહેવા માટે પાછી આવી છું.

**ચપલા**—તે શું જોયું ? તે કહે.

**નકલી કેતકી**—જો આ બધીઓને બીજા ઓરડામાં જવાને કહેશોતો તમને ,અને રાજકુમારીને સર્વ વાત કહી સભલાવું.

કેતકીના કહેવા ઉપરથી ચપલાએ બધી દાસીઓને બીજા ઓરકામાં મોકલીને ફકત ચંદ્રકળા ચપલા અને ચંપા રઈ ત્યારે તે વષધારી કેતકીએ હસીને કહયું કે, 'કંઇક ઈનામ આપોતો ખુસ ખબરની વાત સંભળાવું.' ચંદ્રકળા એવું સમજી કે કદાચ કંઇ વીરસીંહની ખબર લાવી હશે. પંરતુ મેતો આજદીન સુધી કદી પણ વીરસીંહનું નામ પણ એની સામે લીધું નથી તો પછી આ બાબદ

શું છે? કેવી એવી ખુશ ખબરની વાત છે કે જે કહેવાને માટે પહેલાથી ઇનામ માગેછે. ચંદ્રકળાએ કેતકાને કહયું કે, 'હા, હા, ઈનામ આપીશ, તું કહેતે સહી, તું શું ખુસ ખબર લાવી છો?' નકલી કેતકીએ કહયું કે, 'પહેલાથી આપો તો, નહીંતો જાઉછું.' એટલું કહેતાની સાથે તે ઉઠી થઈ. નકલી કેતકીનો નખરો જોઇને ચપલાથી ચુપ રહી શકાયું નહીં તેથી તેણે કહયું કે, 'કેમરે કેતકી! આજ તને શુ થઈ ગયું છે કે એવી બડબડની વાતો કરી રહીછો? મારૂં બે લાત ઉઠીને?' કેતકીએ કહયું કે, 'શું હું તારાથી કમજોરછું? તું મારીશ અને હું છોડી દઇશ.?'

હવે તો ચપલાથી સહન ન થઇ શકવાથી ચપલા કેતકીનો ચોટલો પકડ ાને દોડી. તે એટલા સુધી દોડી કે બંને જણીઓ એક મેકના સપાટામાં આવી ગઈઓ.

ચપલાનો હાથ એકાએક નકલી કેતકીની છાતી ઉપર પડી ગયો. છાતીની સફાઇ જોતાં ઘભરાઇ ગઈ, અને ઝટ નકલી કેતકીથી છુટી પડી ગઈ.

**નકલી કેતકી**—(હસીને) ભાગી કેમ ગઈ? આવ લડ.

ચપલાએ ઝટ કમરમાંથી કટાર કાઢી સામે થઈને બોલી કે, 'અરે બહુ રૂપી! સાચુ બતાવકે તું કોણછે? નહીતો હમણા તારા પ્રાણ લઇ લઇશ'

આનો જવાબ નકલી કેતકીએ ચપલાને ન દેતા, તરત વીરસીંહની ચીઠી કાઢી ચંદ્રકળાની સામે રાખી દીધી. ચપલાની નજર પણ તે ચીઠી પર પડવાથી તે એક ચીત્તથી જોઈ રહી. વીરસીહના હાથનો લેખ જોઇ તે સમજી ગઈકે આ બલસીંહછે. કેમકે બલસીહ

સીવાય બીજાના હાથથી વીરસીંહ ચીઠી મોકળશે નહીં. તે જાણીને તે મનમાં બહુ સરમાઈ ગઈ, અને મનમાં ને મનમાં બલસીંહની ચાલાકીના વખાણુ કરવા લાગી. આ સમે બલવાન બલસીંહના પ્રેમે ચપલાના રદયમાં જગા શોધી લીધી.

ચંદ્રકળા પોતાના ખરા પ્રેમી વીરસીંહનો પ્રેમ પત્ર વાંચી લીધા પછી બલસીંહની સાથે વાતચીત્ત કરવા લાગી.

**ચંદ્રકળા**—ચતુર બલસીંહજી ! તમારા ઈષ્ટ મીત્રની સ્થીતિ કેવી છે ?

**બલસીંહ**—તમારા કરતાં પણ વીશેષ બગડેલી છે. ખાવું પીવું સુવું, બોલવું ચાલવું, હરવું ફરવું તજી દઈને રાત ને દીવસ તમારૂં ધ્યાન ધરી તમારી માલા ફેરવી રહેલાં છે. જ્યાં સુધી તમારા ચંદ્ર સરખા મુખના દર્શન તેમને થનાર નથી ત્યાં સુધી તેના મનની શાન્તી થનાર નથી. તેના મનની શાન્તી કરવા માટે મેં તેમને કઇક કંઈક દ્રષ્ટાતો આપી સમજાવું છું, પણ સમજે છે કોણ ? કાલે પણ તમારી ચીઠી લઇ ગયો હતો, અને ફરીને તેનો જબાબ લઈ તમને પહોચાડવા માટે આવવું પડયું છે. મારી સાથેજ આવવાનું કહેતા હતા, પણ મારી સાથે તેમને આવવા ન દેતા મેં તેમને કહયુ કે, 'મને ફરીને એકવાર આજ જવાદો, હું જઈને બરાબર બંદે.બસ્ત કરી આવું પછી તમને તમારી પ્યારી સાથે મેળવી આપવા માટે લઈ જઈશ, કે જેથી તમને કોઇ પ્રકારનું ખમવું પડશે નહીં. મારા બોલવાનો સાર સમજી ગયા થી તમારી ચીઠીનો જવાબ લખી આપીને મને તમારી પાસે મોકલ્યો છે.'

ચંદ્રકળા—અફસોસ ! તમે તેને તમારી સાથે ન લાવ્યા ! લાવ્યા હતતો હું પણ તે શશી રૂપી વીરસીંહનું મુખ કમળ ની હાળીને કૃત કૃતાર્થ ન થાત ! જુઓ ! અંહીયા ક્રૂરસીંહના બે બહુ રૂપી દુષ્ટ દોસ્તોએ એટલો બધો જુલમ વરતાવ્યો છે કે તે વર્ણવી શકાતો નથી. તે માટે મેં મારા પીતાજીને વારંવાર કાલા વાલા કરીને કહયું છે કે તમારા પ્રધાનના પાપી પુત્ર અને તેના બંને બહુ રૂપી દોસ્તો મારા પકકા દુશ્મનછે, પણ મારા પીતાજી તે માટે કંઇ પણ સાંભળતાજ નથી. કેમકે તે પાપીએ તેને પોતાને વશ કરી લીધેલાછે. મારી અને કુંવર વચ્ચે થયેલી મુલાકાત દરમ્યાન જે વાતચીત થયેલી હતી તેને બેવડી બનાવીને, રાજાને કેવી તરહેથી સમજાવી દીધાછે. રાજા તેને સાચાનો બાદશાહ સમજી જવાથી તે હરદમ રાજાના કાનમાં મારા અને કુવરને માટે કંઈકને કંઇક સાચું જુઠું ભરાવ્યાજ કરછે, તેથી હવે મારી કાંઈ પણ વાત રાજા સાંભળતાજ નથી. હા, આજ થોડું ઘણું કહેવાનો સમય મલ્યો છે કેમકે આજ મારી પ્રીય સખી ચપલાએ તાજીમને આ મહેલની પછવાડે આવેલા બાગમાનાં બુરજાનાં કેદખાનામાં પકડી કેદ કરેલો છે. કાલે રાજાની સામે તેને લઈ જઇને કહીશકે તમારા પ્રધાનનો પાપી પુત્ર કેટલો બધો સત્યવાદી છે તે સત્યવઃદીની સચાઇને જરા જુઓ. અગર મારી દેખરેખને માટે તેને મુકરર કર્યા હતાં તો બાગની અંદર આવવાને માટે તેને કોણે રજા આપી હતી ?

એટલું કહીને ચંદ્રકળાએ તાજીમને કેવી રીતે ગોઠું ખવરાવી ચપલાએ ભોંયરામાં કેદ રાખ્યો છે, તેની સઘળી હકીકત બલસીંહને કહી સંભળાવી.

ચંદ્રકળાના મોઢેથી ચંચલ ચપલાની ચાલાકીના વખાણ સાંભળીને બલસીંહ દીગમુંઢ બની જઈને પોતાનાં ખરા અંતઃકરણથી તેને ગુપ્ત રીતે પ્રેમથી ચ્હાવા લાગો. કંઈક વીચાર કર્યા બાદ બલસીંહે કહયું કે, 'ચપલાએ ચાલાકીતો ખુબ કીધી છે પણ જરાક ઠોકર ખાઇ ગઈ છે.'

બલસીંહના આવા શબ્દો સાંભળવાની સાથે ચપલા હેપતાઇ જઈને મનમાં કહેવા લાગી કે, હે ઈશ્વર! શું હું ગોઠું ખાઇ ગઈ છું. આમાં મને સમજ કંઇ પડતી નથી!' અંતે નહીં રહી શકવાથી બલસીંહને ચપલાએ નમ્રતા પુર્વક પુછયું કે, 'મારી ઉપર કૃપા કરીને મને જલદીથી કહેશો કે હુ કેવી રીતે ઠોકર ખાઈ ગઈ છુ?' બલસીંહે કહયું કે, 'શું તું આ વાતને જાણતી ન્હોતી કે, તાજીમની સાથે હૈદરઅલી છે, તો તાજીમ હૈદરઅલીને સાથે લીધા વગર એકલો બાગમાં કેમ આવ્યો હશે? જરૂર તેની સાથે તે આવ્યો હશે? પણ તે માટે તે કંઇ પણ વીચાર કર્યો ન્હોતો. અને સાબાસી ખાટવાની ઉતાવલમાં ને ઉતાવલમાં બેભાની બનીને તું તાજીમને કેદ કર્યા પછી તાજીમને એકદમ રાજાની સમીપ ઉભો ન કરતાં તેને ભોંયરામાં કેદ કરી નચીંતથી બેઠીછો, તેથીજ તું જબરી ઠોકર ખાઇ ગઇ છો, અને કરેલી મ્હેનત ઉપર તારે હાથેજ તે પાણી ફેરવી દીધું છે. હું કહુંછું કે ખચીત્ત હૈદરઅલી તાજીમખાને છોડવી લઈ ગયો હશે.

આટલી વાત સાંભળતાજ ચપલાના હોંસ કોસ ઉડી ગયા, અને નીચું મોં કરીને બોલી કે, 'તમે જે કહો છો તે સત્ય છે આમાં મારી મ્હોટી ભુલ થઇ ગઈ છે આ વાતનો કોઈએ પણ વિચાર કર્યો નહીં.

બલસીંહ—બીજાએ શા માટે તેનો વિચાર કરે ? તું તો સર્વેમાં સર્વોપરી, અને બહુરૂપી બનવામાં પ્રવીણ ગણાય છે, એનો વિચાર તારે રાખવો જોઇએ કે બીજાએ ? જરા જાતો ખરી અને જો કે તે છે કે નહીં.

ચપલા તરત મહેલમાંથી બહાર નિકળી અને દોડતી દોડતી બાગમાં ગઇ, અને ભોંયરામાં ઉતરીને જોયું તો દરવાજો ઉઘાડો પડયો હતો, હવે શું જોવાનું હતું, ખાત્રી થઈ કે તાજીમખાને હેદર છોડવી લઈ ગયો છે. પોતાની મૂર્ખાઈ ઉપર અફસોસ કરતી પાછી મહેલમાં આવીને બોલી કે, 'શું કહું ! ખરેખર હેદર તાજીમખાને છોડવી લઈ ગયો છે'?

લજીત બનેલી ચપલાને વધારે લજીત બનાવવા માટે બલસીંહે ચપલાને છેડવાનું શરૂ કર્યું, તેણે હસ્તે ચ્હેરે ચપલાને કહયું કે, 'અહો ગુમાંડી ! તું તો બહુરૂપીઓની ખુબી જાણનાર સાક્ષાત મુર્તી બનીને બધાને કહેછે કે હું ચાલાક છું, હુશિયાર છું. હવે તુંજ વીચાર કરકે તું છે કે તે છે. બસ એક પારકા બહુરૂપીએ તારા નાકનો શ્વાસ એકદમ બંધ કરી નાખ્યો છે.'

ચપલાએ આંખના ભમરો ચઢાવીને મહોટેથી બોલી ઉઠી કે, 'મારી આંખમાં ધુળ નાખી, પોતાનાં પ્રાણને બચાવીને ચટકી જનારા એ હરામખોરોને ઝકડી પકડીને આ મહેલમાં લાવીને સુમાર વગરના ખાસડાં ન મારૂં તો મારૂં નામ ચપલા નહીં ?'

બલસીંહે કહ્યું કે, 'બસ કર, એ બધું શુરાતન તારી જીભમાજ છે, પણ શરીરમાં નથી. તારી અક્કલની ખુબી જોવાઈ ગઈછે. હવે તું જોજે, એક :એકને પકડીને મારા નગરમાં લઈ જઇને કેદ કરૂં છું.'

આ પછી બલસીંહે પોતાનો આવવા સંબંધનો પુરેપુરો હેવાલ ચંદ્રકલા અને ચપલાને કહી સંભલાવ્યો, અને તેની સાથે જણાવ્યું કે, 'ફલાણી જગાએ હું કેતકીને બેહોંશ કરીને નાખી આવ્યો છું, તમે જઈને તેને સુધીમાં લાવીને અંહીયાં ઉપાડી લાવજો. પણ તેના અલંકારો અને તેના કપડાં હું તમને આપીશ નહીં. કેમકે આજ સુરતથી બહાર ચાલ્યો જવાનોછું, અને જોજો કે તમારા ત્રણ સીવાય આ બાબદ કોઇ જાણતું નથી, અને તે જો કોઈના જાણવામાં આવશે તો બધા કામનો ઘોટાળો વળી જશે.'

ચપલા અને ચંદ્રકલાએ પણ બલસીંહને ભલામણ કરી કે, 'તમે બીજે ત્રીજે દહાડે જરૂર અંહીઆ આવી જજો. તમારા આવવાથી અમારા મનને શાંતી વળશે.' 'બહું સારૂં, હું એમજ કરીશ.' એટલુ કહેતાની સાથેજ બલસીંહ જવાને તૈયાર થયો, ચંદ્રકલા તેને જતા જોઇને રોતા રોતા બોલી કે, 'કેમ બલસીંહ! મારા નસીબમાં કુંવરનો મેળાપ થવાનો નહીં લખ્યો હશે?' એટલુ કહેતાની સાથે તેનું ગળું ભરાઈ આવ્યુ, અને બે હાથે માથું કુટતી કુટતી રોવા લાગી તેમ નહીં કરવા માટે બલસીંહે બહું સમજાવીને કહ્યું કે, 'જુઓ ચંદ્રકલા આ બધો બખેડો આજ વાસ્તે કરવો પડે છે, જો ધીરજ રાખશો તો, તમારા બંનેનો હમેશા મેળાપ થશે. અને જો તમે મંગલાચરણ કરતાં પહેલાં ગભરાઇ જશો તો કેવી રીતે કામ થઈ શકશે?' આવી રીતે કુવંરીને દીલાસો આપીને રડતો છાની રાખીને ત્યાંથી બહાર નિકળીને કેતકીના વેશમાં દરવાજા પાસે આવ્યો, જોયું તો, બે ચાર સીવાય બધાઓ બેહોંશ હાલતમાં પડી લથડીઆ ખાતા હતાં. નકલી કેતકીએ દરવાજાનાં ચોકી-

હારોને દમ ભરાવીને કહ્યું કે, 'તમે લોકો પહેરો ભરોછોકે જમીન પર આલોટો છો? આટલું બધું અફીણ કેમ ખાવો છો કે જેથી આંખ ઉઘડતી નથી અને લથડીઆ: લઈ એકમેકને વળગીને પડી રહયાં છો. જાણે મુવેલા મુરડાઓ, હવણાં મોટી રાણી પાસે જઈને તમારી કેવી દુરદશા કરાવું છું, હરામખોરો યાદ રાખજો.'

જે ચોપદાર હોંશમાં હતો, તે કેતકીની આવી ધમકીથી ગભરાઈ જઈને, કેતકીને કરગરીને કહેવા લાગ્યો કે, 'ઓ ભલી બાઇ કેતકી! અમારા આ અપરાધને એકવાર માફ કરો; અમે લાચાર છૈયે, દીલગીર છૈયે, શું કરીએ. કોઇએક નાલાયક દરબારી ચોબદારે આવીને અમને ઝેરી તંબાકું પીવરાવીને અંહીથી ચાલી ગયો છે, અને તે ઝેરી તંબાકુથી અમારી આ અવદશા બની છે. જો તે પાપી મારા હાથમાં આવ્યો હતતો તેનો પ્રાણ લીધાવગર મુકત નહીં. પણ ઇશ્વરે તેને બચાવી લીધો છે બાઇ! તમેવીચાર કરનારા છો, એટલે હું તમને વધું શું કહું, એવું રોજ બનતું નથો કે જેથી અમે આવી દશાને પામીએ. હું હાથ જોડીને કહુ છું કે હુવે પછી જો તમારા જાણુવામાં એવુ આવે તો તમારી મરજીમાં આવે તેવા પ્રકારની સજા કરાવજો.'

નકલી કતકીએ કહયું ક. 'ઠીક છે, આજ તો હું તમારા અપરાધને માફ કરૂં છું, પણ હવેથી ખબરદાર રહેજો, ફરીને એવું ન બને.' એટલું કહેતાની સાથે બલસીંહ મહેલના દરવાજાની બહાર નિકળી ગયો. દમના ભયથી કોઈએ એમ પણ ન પુછ્યુ ક, 'કેતકી તું કયાં જાય છે.'

---

# પ્રકરણ પાંચમું.

---

## પાથરેલો જાલમાં સીકાર સપડાઓ.

ચદ્રકળાના બાગની અંદરના એક ઝાડ ઉપર હૈદરઅલી છુપાઇને બેઠો હતો તે તું વાંચક ! આગળા પ્રકરણુમાં વાંચી ગયો છે.તેણે તાજીમખાને બેહોંશની દવા સુંઘાડીને ચપલા પોતાની પીઠ ઉપર ઉપાડી લઇને મહેલમાં જતી જોઇને પોતાનાં મનમાં વિચાર કરવા લાગ્યો કે, 'આ સમે રાજકન્વા, ચપલા અને ચંપા, આ ત્રણુ જણીઓ મહેલમાં છે, પણુ તેની આગળ તાજીમખા નથી. પણુ તે જરૂર આ બગીચાના કોઈ પણુ ગુપ્ત ભાગમાં કેદ થઇને પડયો હશે ? એવો નિશ્ચય કરીને હેદરઅલી ઝાડ ઉપરથી નીચે ઉતરીને બાગની અંદર તાજીમને શોધવા લાગ્યો. જે ઠેકાણે તાજીમખાને કેદ કરવામાં આવેલો હતો તેજ ઠેકાણે હેદરઅલી શોધ કરતો હતો, એટલામાં રડી રહેલા તાજીમનો અવાજ હેદરઅલીને કાને અથડવાથી હેદરે જાણી લીધું કે, આ અવાજ તાજીમનોજ છે. ઝટ ત્યાંથી ગયો. અને તાજીમને બંધનથી મુકત કરી ગુફાની બહાર લાવીને કહયું કે, 'ચાલ જલદી, આ બાગની બહાર નિકળી જઇને સઘળો વાતચીત કરી શું કે શું બન્યું એક પણુ શબ્દોનો ઉચ્ચાર કર્યા વગર, ધીમે ધીમે પગલેથી હેદર અને તાજીમ બગીચાની બહાર નિકળીને ચાલતાં ચાલતાં પોત પોતામાં વાત ચીત કરવા લાગ્યા. તાજીમ ચપલાના હાથમાં કેમ સપડાઈ ગયો અને કેવી રીતે ચંપલાના હાથના ફટકાનો માર ખાધો તેનું સઘળું વર્ણન હેદર આગળ કરી બતાવ્યું.

**હૈદરઅલી**-ભાઈ તાજીમ! આપણે પહેલાં જ્યાં સુધી ચપલાને પકડી ન શકીએ ત્યાં સુધી કાંઇપણ કામ કરી શકનાર નથી. ચપલા ઘણી ચંચલ અને દરેક કામમાં ખબરદાર હોવાથી તે ધીમે ધીમે ચંપાને પણ આ કામમાં પોતાના સરખી બના વતી જાય છે. જો તેને પકડવામાં નહીં આવશે તો થોડા દહાડા માં એકમાંથી બે થઇ જશે અર્થાત ચંપા પણ આ કામમાં તેજ થઈ ચપલાને મદદ કરવા લાયકની થઈ પડશે.

**તાજીમ**—ઠીક છે. જે બનવાનું હતુ તે બન્યું, ભોગવ વાનું હતું તે ભોગવ્યું. હવે તેનો વિચાર કેવો. આજ તો કાંઈ પણ કામ થઇ શકવાનું નથી. કેમકે મારૂં શરીર મારથી બહુ અશકત બની ગયુ છે. હા. કાલે પહેલા એજ કામ કરવાનું છે, અર્થાત જેમ બને તેમ ચપલાને પકડીને એવા સ્થાનમાં કેદ કરવી કે જેનો પત્તો પણ લાગે નહીં, અને આપણી ઉપર કોઇનો શક પણ જાય નહીં? આ બંને જણા આ પ્રમાણે વાતો કરતાં કરતાં મહેલના આગલા દરવાજા પાસે આવી પહોંચ્યાં, અને જોયુ કે કેતકી જે કુંવરીની દાસી છે તે ચાલી આવે છે.

અલસીંહ જે કેતકીના વેશમાં ચાલ્યો જતો હતો તેણે હૈદર અને તાજીમને જોતાજ ઓળખી કાઢીને પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે, 'ભલે ભાઈ ભલે! જેની રાહ જોતો હતો તો તે પોતાની મેળે મળી ગયા છે, અને હજી મારી સુરત પણ જેવીને તેવીજ છે. આ સમે આ બંનેની સાથે કંઇક ખેલ કરવો જોઇએ. બનેતો બંનેને, નહીં તો એકને તો જરૂર પકડવોજ જોઇએ.'

બલસીંહ જાણી જોઇને આ બંનેની પાસેથી થઇને નિકળ્યો. હેદરે અને તાજીમે કેતકીને જોતાજ આ કયાં જાય છે એવો વિચાર કરીને આ બંને પણ તેની પાછળ ચાલ્યા. પોતાની પાછળ આવતાં જોઈને, નકલી કેતકીએ ( બલસીંહે ) પાછું ફરીને જોયું, અને તેઓને પૂછયું કે, તમે લોકો મારી પાછળ કેમ ચાલ્યા આવો છો ? જે કામ ઉપર મુકરર થયેલા છે, તે કામ કરો ?' હૈદરે કહ્યું કે, 'કયા કામપર મુકરર છૈયે? શું કામ કરીએ? તું શું જાણે.' કેતકીએ કહ્યું કે, ' હું બધુંએ જાણું છું, તમે તેજ કામ કરો કે જેમાં ચપલાના હાથના ખાસડા ખાવાનું તમારા નસીબમાં લખ્યું હોય ' જે જગાએ તમને મદદ કરનાર કોઈ પણ દાસી નથી, તે જગાએ તમારાથી કંઈપણ થઇ શકનાર નથી ? એ તમે ખુબ યાદ રાખજો.'

નકલી કેતકીના આ માર્મીક શબ્દો સાંભળતાની સાથેજ આ બંને મુર્ખાઓ આભાજ બની ગયા. અને વીચાર કરવા લાગ્યા કે, ' સ્ત્રી મંડલમાં રહેનારી એકાદ સ્ત્રીને મેળવ્યા વગર કોઈપણ માણસે પોતાનું કામ કરી શકતો નથી તો પછી આપણે આપણું કાર્ય કેમ કરી શકીશું ? આ ચાલાકમાં ચાલાક દાસી છે, અને તેની વાતો ઉપરથી જણાય છે કે, તેને કંઇક લાલચ આપવાથી તે જરૂર આપણને મલી જશે. માટે એને સમજાવી દઇને આપણે મેળવી લઈએતો ખચિત આપણો બેડો પાર પડશે.

તાજીમખાએ કેતકીને કહ્યું કે, ' સાંભળ કેતકી ! જો કે અમારૂં કામ ચાલાકી અને હુશિયારીથી કરવાનું છે, અગર જો અમે પકડાઇ જવા, અને મરવા મારવાથી ડરીએ તો અમારૂં કામ

કદી પણ થઈ શકે એમ નથી, અને તેનીજ પેદાસ ખાઇએ છૈયે, વાત વાતમાં હજારો રૂપીઆનુ ઇનામ પણ મેળવીએ છૈયે. ઇશ્વરની કૃપાથી તમારા સરખા મદદગાર પણ મળી જાય છે જેવી રીતે આજ તું મળો ગઇ, 'માટે તું અમને મદદ કર. જે કંઈ અમને મળશે તેમાથી તને પણ ત્રીજે ભાગે આપીશું.

કેતકીએ કહ્યું કે, 'સાંભળોજી! હું પારકી આશા ઉપર પ્રાણ અર્પણ કરવાવાળી નથી, તે કોઈ બીજી હશે. હુ તો પહેલાથી લઇને કામ કરૂં છુ. જો તમને તમારૂ કામ કરાવવાની ઘણીજ જરૂર હોય તો, અને મારી મદદ વગર તમને ચાલતું ન હોય તો, તમે આ સમે મને કંઈ થોડું ઘણું દેશો તોજ હમણાંને હમણા બલસીંહને તમારા હાથમાં સપડાવી દઉં, નહીંતો જાઓ, તમે જે કરતાં હો તે કરો' બલસીહને સપડાવી દેવાની વાત સાંભળતાજ, આ બંનેના આનંદનો પાર રહ્યો નહીં. હસતાં હસતાં તાજીમ ખાએ કહ્યું કે, 'અગર આજને આજ બલસીંહને પકડાવી દેતો તું જે માંગે તે અમે તને આપવાને તૈયાર છૈયે.

**કેતકી**—એક હજાર રૂપીઆમાંથી ઓછું હું કદીપણ લઈશ નહીં જો મારી માંગણી કબુલ રાખતાં હોતો રોકડા રૂપીઆ લાવી મારી સામે રાખી દો.

**તાજીમ**—ભલી કેતકી! હમણાં આ અડધી રાતે હુ રૂપીઆ કયાંથી લાવી આપું. હા કાલ જરૂર આપીશ.

**કેતકી**—મીયાં! રૂપીઆ વગરની વાતો મારા સાથે કરશો નહીં મેં તે માટે પ્રથમથીજ તમને કહી દીધું છે, હું ઉધાર સોદો કરતી નથી. લો હવે જઉં છું.

**તાજીમ**--( અટકાવીને ) જરા સાંભળ તો ખરી ! ગુસ્સે કેમ થાય છે? વારે તારો છાનુકો ને બનુકો ! એમ શું કરે છે. જરા રહેમ તો રાખ. અગર જો તને અમારો વિશ્વાસ ન હોય તો, તું આ જગાએ જરા થોભ, હમણાં જઇ અમે રૂપીઆ લાવીએ છેયે.

**કેતકી**—એમ નહીં બને, આ અડધી રાતે, અંહીઆં હું એકલી બેસી રહેનાર નથી. શુ હું તમારી ગુલામડી છું ? કે તમારી મરજી મુજબ ચાલું. તમને સાતવાર મારી ગરજ હોય તો તમારા બંનેમાંથી એક માણુસ મારી પાસે રહો, અને બીજો માણુસ ભલે રૂપીઆ લેવાને જાય. બોલો શું કહો છો ? વખત જાય છે. આતો વખતના પૈસા છે !

**તાજીમ**--એ પણુ અમને કબુલ છે. હૈદરને તારી પાસે રાખી જઉં છું, હવે તો તને કોઇ જાતનો વાંધો નથીને ? હમણાં હું જઇને રૂપીઆ લાવું છું, રૂપીઆ રૂપીઆ શું કરે છે ? પગથી તે માથા સુધી તને રૂપીઆથી દાટી મુકુ !

આટલું કહીને તાજીમખા હૈદરને કેતકી પાસે ઉભો રહેવા દઇને, પોતે પોતાનાં મનમાં ખુશી થતો કુરસીંહ પાસે રૂપીઆ લેવાને ગયો.

તાજીમખાનાં ગયા પછી થોડોક સમય સુધી કેતકી અને હૈદર આગળ પાછળની વાતો કરતાં બેઠાં હતા. વાત કરતાં

કરતાં કેતકીએ તરત પોતાનાં બટવામાંથી બે ચાર એલચી કાઢીને હૈદરના હાથમા આપી, અને બીજી પોતે હાથમાં લઈ મોમાં મુકી દીધી. હૈદર, બલસીંહ પોતાના હાથમાં હમણાજ સપડાઇ જશે, તેના થયેલા હર્ષસનેપાતથી હૈદરને આગળી પાછળી વાતનું ભાન ન રહેવાથી દુશ્મનની દાસીના હાથની એલચી કેમ ખાવી તેનો કંઈપણ વિચાર કર્યા વગર હૈદર એલચી ખાઇ ગયો. થોડોક સમય વીતી ગયા પછી હૈદરનું માથું ધુમવા લાગવાથીજ હૈદર મનમાં સમજી ગયો કે બેશક આ કોઇ બહુરૂપી (ચાલાક) છે. પણ દાસી નથી. એણે મને સંપુર્ણ રીતે જાળમાં સપડાવીને ઠગ્યો છે, કંઈ ચીંતા નહીં, એને હું જીવતી કેમ જવા દઈશ. એટલું કહેતાંની સાથે પોતાની કમરમાંથી ઝટ ખંજર ખેંચીને કંઇ કહ્યાં વગર કેતકીને મારતાં બોલ્યો કે, ‘ સંભાળજે દુશ્મનના હાથના ઝેરી ઘાને ! તે તારી કપટ રૂપી જાળમાં મને પુરી રીતે સપડાવ્યો છે તે જાળને તોડનાર આ ખંજજર જબરદસ્ત છે. લે હવે બચાવ ! મારા ઘાને એટલું કહેતાની સાથે તેણે ખંજર માર્યું. કેતકીતો પહેલાથી સાવચેત હતી, તેણે પણ હૈદરનો ઘા ચુકાવી, હૈદરનો હાથ પકડી લીધો, પણ તેથી હૈદર ડરી જઇને નાહીંમત બની ગયો નહીં, પણ બેહોંશ બની નીચે પડી ગયો. તે જોઇને બલસીંહે તેજ વખતે હૈદરને બાંધી લઇને એક ચાદરમાં લપેટી તેની એક ગાંસડી બાંધીને, પીઠપર નાખી અચલગઢનો

રસ્તો લીધો. કઇપર ખટપટ કર્યા વગર રસ્તે ચાલતાં પોતાના બહુરૂપી હરીફને કેદ કરવાથી કેતકી ઉર્ફે બલસીંહના આનંદનો પાર રહયો નહીં. આ ઉમંગમાં ને ઉમંગમાં તે બહુ ઝડપથી પગલા ઉપાડી ચાલતો થયો. પણ તે વખતે તે એટલો બધો સાવધ હતો, અને આગળ પાછળ નજર રાખતો હતો કે, કંઈ એવું ન બને કે તાજીમખા એકદમ આવીને કેદ ન પકડે.

કેતકી હવણાં ને હવણાં બલસીંહને કેદ કરાવીને આપશે તેની ઉલટમાં આવી જઇને ઊમંગભેર અંધારી રાતનો ત્રાસદાયક અનુભવ લેતો લેતો તાજીમ કરૂરસીંહનાં ઘર તરફ જવાને નીકળ્યો. આડી અવળી અને ખાડા ખબડાવાળી ગલીઓમાં ઠોકરો ખાતો કરૂરસીંહને ઘેર ગયો. પોતાના સુવાનાં ઓરડામાં સુતેલા કરૂરસીંહના ચોકીદાર દુતને કહીને, તાજીમ તેના ઓરડામાં દાખલ થઇને, કરૂરસીંહનો હાથ પકડી ઉઠાડવા લાગ્યો. આ અડધી રાતે એકાએક મારા ઓરડામાં કોણ દાખલ થઈ મારો હાથ પકડી મને ઉઠાડે છે. એટલું બડબડીને તે પાછો ઉંઘી ગયો. તે જોઇને ફરીને તાજીમે તેના બંને હાથો પકડીને તાંજીમે કહયું કે ઉઠવું છે કે નહીં ? કે જઉં !' તાજીમના શબ્દોનો અવાજ તેના કાનની સાથે અથડાતાની વારજ તે પોતાની બંને આંખોને ચોળતો ચોળતો પોતાના પલંગ ઉપર બેઠો થયો. તાજીમને જોતા

જ તે ઘણાં બાકળો બની ગયો. તે જોઇને તાજીમે તેને કહયું કે 'જરા પણ ગભરાઇ જશો નહીં', ખુશી થવા જેવી વાત કહેવાને આવ્યો છું તે તો જરા સાંભળો.' તાજીમના મોઢાની આ વાત સાંભળતાંજ તે એકદમ પોતાના પલંગ ઉપરથી નીચે કુદકો મારીને તાજીમનો હાથ પકડીને કહયું કે, બોલ ! ઝટ બોલ ! એવી ખુશ થવા જેવી ખબર તું શું લાવ્યો છે ?' ચંદ્રકળાના બાગમાં ચપલાના હાથમાં સપડાઇને, ચપલાના હાથના ફટકા અને ખાસડાનો માર ખાવાનો, અને હૈદરના હાથથી છુટકો થઈ, મહેલની બહાર નીકળ્યા પછી રસ્તામાં મળેલી કેતકી સાથે બલસીંહને પકડાવી આપવા માટે કેતકીને પહેલાથી એક હજાર રૂપીઆ આપવાની સગળી હકીકત તાજીમે તેને કહી સંભળાવીને કહયુ કે, 'કંઇ પણ ધીલ ન કરતાં તમે મને એકદમ એક હજાર રૂપીઆ આપી અહીંથી રવાના કરો. જો મને અંહીથી. જતાં વાર લાગશે તો કેતકી હૈદરને મુકી જતી રહેશે તો બલસીંહનો પકડવાનો આપણો સર્વ હેતુ નીષ્ફળ જશે.' બાજી બગડી જશે. એટલું નહીં પણ તેની સાથે હૈદદર પણ પકડાઇ જાય નહી તેનો કંઈ પણ વિચાર કર્યો છે ?

**કરૂરસીંહ**—અફસોસ ! ઓ તાજીમ ! તારા જેવા ચાલાકને ચપલા જેવી એક દાસીએ પોતાના પંજામાં સપડાવીને ખાસડા અને ફટકાનો માર મારી કેદ રાખ્યો. તેથી હું

ઘણોજ દીલગીર છું. તે વખતે જો સમય સુચકતા વાપરીને તને. હૈદરે છોડવ્યો નહોતતો મને વધારે ભોગવવું પડત. એટલું નહીં પણ તેની સાથે લાંબી પથારી કરવી પડત, અને તેથી તુ મને હૈદર આજે કેટકી જેવી સહાણી દાસીને હાથમાં લઇ શકવાને શકતીવાન થાત ! નહી ! અને હૈઇદરે તને છોડવવાથી તેનો બદલો લેવા માટે તેં અને હૈદરે રસ્તેથી જતી કેતકીને વશ કરીને બલસીંહને પકડાવી આપવાનું વચન લઇ, તે છટકી ન જાય, તેટલા માટે તે તેની આગળ હૈદરને રાખીને તું મારી પાસે આવ્યો છે, પણ જો તું બલસીંહને ચપલાને ફસાવવાની કેતકી પાસે કબુલાત કરાવીને ન આવ્યો હોતતો, મારી બેસી ગયેલી છાતી બે હાથ કદી પણ ઊંચી ઊછલત. ખેર. પણ બલસીંહને કેદ કર્યા પછી, ચપલાને પણ પકડાવી લેવાની તજવીજ કેતકી સાથે કર્યા વીના રહેશો નહીં. ભલે, એક હજારને ઠેકાણે પાંચ હજાર કેમ આપવા પડતાં નથી ? ખજાનાની કયાં ખોટ છે ? એ ચંદ્રકળાને મેળવવા માટે મારો ખજાનો કેમ લુટાઇને બરબાદ થઈ જતો નથી ? પણ એ વીરસીંહને હાથ ચંદ્રકળાને કદી પણ જવા દેનાર નથી ? ચાલ, હું પણ તારી સાથે આવુંછું.' એટલું કહેતાની સાથે કુરસીંહે તરત પોતાનાં લુગડાંઓ પહેરી લઇને, પોતાનો પેટારો ઉઘાડી, તેમાંથી એક હજાર રૂપીઆની થેલી તાજીમના હાથમાં આપી પોતાનો મહેલનો બંદોબસ્ત કરી તાજીમની સાથે ચાલતો થયો, આ સમે તેનો રંગ, તેનો વીચાંર કંઈક જુદોજ હતો.

જ્યાં હેદર અને કેતકીને ઉભા રહેવાને કહ્યું હતું, ત્યાં તાજીમખા અને કરૂર ગયો. જોયું તો બંનેમાંથી કોઇને પણ ન જોવાથી આ બંને જણાના મુખો પરનું તેજ ઝાંખું ઝપટ પડી ગયું. તાજીમે જમીન પર પગ પછાડીને બોલ્યો કે, 'ઓ ખુદા! તુંને એ કયા કીયા! કયું તું પણ ખફા હો ગયા હુય! અબ તું રહેમ કરકે ઓ મુજી ઓરત દગા દેકે કહાં ચલ ગઈ વો બતા દે.' તેના સાથીએ તાજીમને કહયુ કે, 'ઓ તાજીમ! તારી મુર્ખાઇ તરફ ન જોતાં ખુદાને શા માટે દોષ આપે છે.' તાજીમે કહયું કે, 'મારા વ્હાલા સરદાર! એમ ન કહું તો શું કહું. કેતકીના દગાથી મારા હોંસકોસ ઉડી ગયા છે. હરામખોર કેતકીએ સીતમ ગુજારવામાં શું બાકી રાખી છે? મારી અને હેદરની આંખમાં ધુળ ભરીને હેદરને ઉપાડી ગઈ છે, તે જરૂર હેદરને એવી એક, કોઈ નહીં જાણી શકે તેવા એક પહાડની અંધારી ગુફામાં કેદ કરશે કે જેથી શોધતાં પણ હેદર મળી શકનાર નથી. અફસોસ. નસીબ બે ડગલા આગળને આગળ છે, તકદીર આગળ તબીર કુચ ગણત્રીમાં નથી એ તો ચોકસ છે.

**કરૂરસીંહ**—તાજીમખા! કેતકી હતી કે કેતકીના વેષમાં બલસીંહ હતો.

**તાજીમ**—શું કહું, મારૂં કપાળ! હથેલીમાં ચાંદ બતાવી, હેદરને કેદ કરી જનાર કેતકી નહીં, પણ કેતકીના

વેષમાં બલસીંહ કીંવા કોઈ બીજો હોય તે માટે હું કંઈ કહી શકતો નથી હાય! જબરી કીધી. ભવની ભુલાવી દીધી.

કરૂરસીંહ—કેમ તાજીમ! તારી હોશયારી ક્યાં ગઇ? બડાઈ અને વડાઇ ક્યાં ઝખ મારી ગઈ? બસ; એક ઘરનું ઝાડું ટાઢનારી કેતકીના સાણુસામાં બંને જણો સપડાઇ ગયા. વાહ! મીઆ ભાઇની બુદ્ધીની ખુબી! તું તો મારી પ્યારી ચંદ્રકળાની દાસીના હાથનો માર તો ખાઈ ચુકો હતો, માત્ર હેદર બાકી રહયો હતો તે પણ હવે કેતકીના હાથનો માર ખાધા વીનાનો રહેશે? ચાલો હવે રજા છે. ગોળના પાણીથી હાલતો નાહી નાખો. તરકડાઓથી એવું કામતો કદી થવાનું હતું. !

કરૂરસીંહના આવા ઠપકા પાત્ર શબ્દો સાંભળવાથી તાજીમને બહુ લાગી આવવાથી પોતાના સરદારને સામો જવાબ ન દેતાં પોતાના મનમાં પેઠેલા શકને દુર કરવા માટે થોડોક વખત સુધી ચો તરફ તે બંનેની શોધ ચલાવી પણ આખર લાચાર બની બે હાથે કપાલ કુટતો તાજીમ પોતાના સરદારને લઇને ઘરનો રસ્તો લીધો.

---



# પ્રકરણ છઠું.

## બે ઘડીનો શોક.

પોતાનાં અંત:કરણમાં રમી રહેલી રમણીક રસીક મનમોહન મુર્તી ચંદ્રકળાને, એક પ્રેમ પત્રીકા પહોંચતી કરવાને પોતાનાં પ્રાણ સખા બલસીંહના હસ્તમાં આપીને, બલસીંહને નવલગઢ તરફ રવાના કરીને, ચંદ્રકળાનાં વીયોગથી ઉત્પન્ન થયેલું મહા દુ:ખ સહન કરતો કરતો, બેભાન બની, ગોથા ખાતો ખાતો, પોતાનાં મ્હેલમાં દાખલ થયો. પણ તેનું મન સ્થિર ન રહેતાં, ચો તરફ ફર્યા કરતુ હતું. ચોતરફ ભમી રહેલાં પોતાનાં મનને સ્થીર કરવા માટે, વીરસીંહે બહુ તજવીજ કરી, પણ તેની તે તઝવીજ ફોકટમાં ગઇ. તેના ચીત્તમાં ચંદ્રકળાના ચીત્તનો જબરો ચટકો લાગવાથી તેનું ચીત્ત ચીરાઈ જવાથી, અને તેની દ્રષ્ટીમાં તે શશીમુખી ચોટી જવાથી, તે હરઘડી, હરપલે તે મૃગાનેણીને

જોઇ રહયો હતો, ઘડીકમાં તે રસીક રસીકાની સુંદર છબી પોતાની આંખ સમીપ રાખી તે પોતાનાં મનમાં ને મનમાં કહેતો હતો કે, ' અહો તીલોતમાં ! તારા દર્શન નહીં દે ! સન્મુખ બેસાડી તારી અમૃત ધારા વડે મને પાવન નહીં કર ! મેં તારો એવો શ્યો અપરાધ કરયો છે કે છેટેથી મોહબાણ મારી જીવને ઘાયલ કરી નાખ્યો છે. આ ઝેરી ઘાના દરદથી પીડાતાં દરદીનાં ઝેરી દરદની દવા તારા વગર કોણ કરશે ? ' આમ તે લવતો લવતો મો ઢાંકી, ઘડીક પલંગમાં સુઈ ગયો, પણ ઉંઘ શાની આવે. તે સુતો સુતો ઘડીક રડતો હતો, તો ઘડીક ખુબ હસ્તો હતો, એજ એનું રાત્ર દીવસનું કામ હતું. અગર કોઈ તેની પાસે આવીને તેની આવી બનેલી અપદશા માટે પુછતું તો તેને સાચી વાત ન કહેતાં, આડી અવળી વાતોથી સમજાવીને કાઢી મુકતો હતો. જો કે વીરસીંહની આ સઘળી છુપી વાતોથી વીરસીંહનો પીતા વાકેફ હતો, પણ તે બીચારો શું કરે ? તે નવલગઢના રાજાના ત્રાસથી થર થરતો હોવાને લીધે તે લાચાર બની જઇને નવલગઢના રાજાને કંઈ પણ કહી શકવાને અથવા તેની ઉપર પોતાની સત્તાનું ડબાણુ ચલાવવાને કેવળ અસકત હોવાથી તેથી તે દુઃખના ડંખને સહન કરીને ગુપચુપ જે બનતું હતું તે જોઇને બેસી રહેવામાં પોતાનું ભુષણુ સમજતો હતો.

નવલગઢ જતી વખતે બલશીંહને વીરસીંહે કહયું હતું કે; 'તુ આજનો આજ અવાજે. : તેથી તેણે રાતના બાર વાગ્યા સુધી બલસીંહના નામની માળા ફેરવ્યા કીધી, પણ બલસીંહના દર્શન તેને થયાં નહીં, તેના ગભરાટથી તે વધારે ગભરાઇ ગયો હતો. અને તે ઘભરાટને લીધે વીરસીંહ પોતાનાં શરીરનું ભાન ભુલી ગયો, પણ પોતાનાં બનેલાં બેભાન શરીરની દશા બીજા કોઇ ન જાણી શકે તેટલા માટે, શરીર વધારે બે ભાન બની ન જાય, એટલા સારૂં, તેણે જેમ તેમ કરીને પોતાનાં શરીરને સંભાળી રાખવા માટે પલંગ ઉપરથી નીચે ઉતરી હીંડાલા ઉપર સુતો, અને દરવાજા તરફ નજરને ફેરવવા લાગો, અને સવાર પડવાની રાહ જોતો હતો. એટલામાં બલસીંહને પોતાની પીઠ ઉપર એક ગાંસડી બાંધીને સામેથી આવતો જોયો; પહેરાવાળાઓ આવી હાલતમાં બલસીંહને આવતો જોઇને જરા હેબત ખાઇ ગયો. પણ રાજકુંવરના જબરા ભયથી તેને કોઈ અટકાવી શકયા નહીં. પણ બેપરવાઈ બલસીંહ પહેરેગીરોની તલભાર પણ પરવા ન રાખતાં, એકદમ વીરસીંહનાં ઓરડામાં દાખલ થઇને જાય છે તો હજી સુધી વીરસીંહ જાગે છે, તે તેને જોતાજ બેઠો થઇને તેણે તેને પુછયું કે, 'ભાઇ ! શી ખબર લાવ્યો ?' સીંહ કે શયાળ ! સીંહનો ભાઇ કેસરીસીંહ ! હ્યો વાંચો ! તમારી

પ્રેમલાગીની પ્રેમપત્રીકા અને જુઓ કે આ કોણ છે? ભુત છે કે, ભુતનો ભાઈ ખવીસ છે! કે વગર પુંછડાનો ગધેડો છે! અરે! એ ગધેડો નથી પણ પહેલો હેદર નામનો ભેંસાસુર છે! ભેંસાસુર!

બલસીંહનું આવું પરાક્રમ જોઇને રાજકુમાર ખુબ ખુશી ખુશી થઈ ગયો, અને હસતાં હસતાં તે રાજકુંવના હસ્તથી લખાયેલી પત્રીકા કેટલીકવાર સુધી વાંચ્યા પછી, આંખે લગાડી, છાતીએ ડાબી માથે ચઢાવીને, બલસીંહને કહયું કે, 'સાંભળ ભાઇ! આ હરામજાદા હેદરને એવી જગાએ રાખજે કે સોધતાં પણ કોઇને તે જગાનો પતો મળે નહીં, અને જો નવલગઢના રાજાને ખબર પડશે તો બખેડો વધશે. બળતામાં વધુ ઘી રેડાશે.

**બલસીંહ**—એ માટે આપ નચીંત રહો. એ હરામજાદાને કયા રાખવો, તે માટે મેં રસ્તામાંથીજ નીર્ણય કરી રાખેલ છે. હું એને એવા એક પહાડની ગુફામાં રાખી આવું છું કે જે ગુફા મારા વગર બીજો કોઇપણ જાણતો નથી. આમ કહેતાની સાથે બલસીંહે તરત ફરીથી હેદરની પોટલી બાંધીને એક શીપાઇને, દેવીસીંહ નામનાં પોતાનાં એક ચેલાને બોલાવી લાવવાને મોકલાવ્યો. તે તેનો સાલો અને તેનો જમણો હાથ હતો; તે પણ ચાલાકી અને યુકતીથી કામ કરવામાં બલસીંહથી કમ ન્હોતો. એટલાંમાં દેવીસીંહ

રાજકુમારના ઓરડામાં દાખલ થઇને, પોતાનાં બંને હાથ જોડીને બલસીંહને કહ્યું કે, 'કહો ગુરૂજી, શી આજ્ઞા છે !'

**બલસીંહ**—હવણા તો તું મારી સાથે ચાલ, જે કહેવાનું છે તે પછી કહીશ.

**દેવીસીંહ**—શું આ ગાંસડી ઊપાડવાની છે? હુકમ કરો તો ઉપાડી લઊં.

**બલસીંહ**—હા; તે ઉપાડવાની છે, અને તેને ઠેકાણે પહોંચાડવા માટે મેં તને બોલાવેલો છે. એટલું કહીને બલસીંહે તરત હેદરની પોટલી ઊપાડીને પોતાની પીઠ ઉપર નાખીને પોતાના ચેલાને કહ્યું કે, 'આગલ ચાલ.'

**દેવીસીંહ**—વાહ ગુરૂજી! સેવક હાજર છતાં તમે પોટલી ઉપાડી એ શું તમને સારૂં લાગે છે? નહીં ઉપાડવા દઉં! નીચે મુકી દો! હું ઉપાડવાને કેવો સમર્થ છું.

**બલસીંહ**—વાહ! ગુરૂ પ્રત્યે શીષ્યનો શું ધર્મ છે, તે તું બરોબર સમજતો હોવાથી, તે તારા ધર્મની વીરૂધ્ધ ન જતાં, હું તને કહું છું કે; તું તારી તે ઇચ્છા પુર્ણ કર, એટલું કહેતાની સાથે બલસીંહે હેદરની પોટલી પોતાની પીઠ ઉપર ઉંતારી, પોતાનાં ચેલાની પીઠ ઉંપર મુકી, તે દેવીસીંહે તરત બાંધી લઇને પોતાનાં ગુરૂની સાથે ચાલતો થયો. !

---



# પ્રકરણ ૭ મું.

---

## ભયાનક પહાડી ગુફા.

આ બંને જણા નગરની બહાર નીકળીને જંગલ અને જંગલોની અંદર આવેલાં ન્હાનાં મ્હોટાં પહાડોમાં ઘુમતાં ઘુમતાં અને તેના ઉંચા નીચા ચઢાણવાળા આડા અવળાં આવતાં રસ્તાઓ બદલાવતાં બદલાવતાં, બે ગાઉ લાંબે નીકળી ગયા. બહુ લાંબે આવેલી એક અંધારી ખોહમાં પેઠા. ખોહની અંદર થોડેક છેટે ગયા પછી જરાક અજવાળું તેની નજરે પડયું, ત્યાં જઇ બલસીંહ ઊભો રહી જઇ દેવીસીંહને કહયું કે, 'પોટલીને નીચે રાખી દો.'

**દેવીસીંહ**–( નીચે પોટલી મુકીને ) ગુરૂજી ! સત્ય કહું છું કે, આતો એક અજબ જગા છે. આજ દીવસ સુધી હું કદી પણ આ તરફ આવેલો નથી, અને કોઈ પણ આવી શકે એમ પણ મને લાગતું નથી, અને કદાચ કોઇ આવી

શકે તો પાછો અંહીથી બચી સહી સલામત જાય એતો બનવું કેવળ મુશ્કેલ છે.

**બલસીંહ**--સાંભળ દેવીસીંહ સાંભળ ! મારા સીવાય આ બીકટ અને ભય ઉપજાવનારી પહાડી ખોહ બીજું કોઈ પણ જાણતું નથી. તને મારો નીકટનો સંબધી અને વીશ્વાસુ ચેલો સમજીને મારા મદદગાર તરીકે સાથે લઈ આવેલોછું. પણ અંહી આવવાથી તારે હવે બીજું કાંઇ કામ કરવાનું નસી, એમ ન સમજતાં, હજી તારે બહુ કામ કરવાનું છે.

**દેવીસીંહ**—કરો હુકમ ! તે દાસ ઉઠાવવાને માટે બંધાએલો છે. એક તો આપ મારા પુરા સંબંધી, અને તો સાથે આપે મને આ બહુ રૂપીઆની વિદ્યા શીખવી છે, એટલે ગુરૂ છો. એટલે મારા માથાની પણ જરૂર પડે તો આપવાને મારા ધર્મથી બંધાએલો છું.

**બલસીંહ**—એ માટે તો મને તારી પૂર્ણ ખાત્રી છે, કેમકે તારૂં અંતઃકરણ મેં પૂર્ણ રીતે ઓળખી લીધું છે ! બલસીંહ તેની પીઠ ઉપર હાથ ફેરવીને મોં મલકાવતાં કહ્યું કે, 'હું જે કાંઇ કહું તે તારા ધ્યાનમાં રાખજે !'

જેમાં બહુ નીરમળ જળ ભરેલું રહે છે, અને તેની આસપાસ જુદી જુદી જાતનાં મેવાના ઝાડો છે. આવા રાજ-કેદીઓને આવી એકાંત અને બીકટ ખોહમાં કેદ કરે છે.

આને કોણુ કહેશે કે આ બીકટ ગુફા છે? આને કોણુ શોધી શકશે કે એક ખોહની અંદર મનરંજન કરનારૂં ખુલ્લું મેદાન છે? અને તેનો કોણુ પતો મેળવી શકશે કે આનો અંદરજ હેદરને કેદ કરવામાં આવેલો હશે? આ કામ કરીને જ્યારે આપણે અંહીથી પાછા વીરસીંહ પાસે જઇએ ત્યારે તું બીમારીનું બાનુ કાઢીને વીરસીંહજીના પીતા પાસે જઇને કહેજે કે આજકાલ હું બીમાર છું, તેથી હવા બદલ કરવા માટે મને એક માસની રજા આપો. હું તને ગમે તેવી રીતે કોશીષ કરીશ રજા મેળવીશ. તું તારા વેષને બદલી નાખો નવલગઢમાં જઇ રહેજે, અને ત્યાં શું શું બને છે, અને કેવી કેવી વાતો ચાલે છે, તે મેળવીને મને માહીતગાર કરજે. અને તારી ચાલાકીથી જો નવલગઢના રાજાના પાળેલા બદમાસો તારા સપાટામાં આવે તેને ગીરફતાર કરીને આ જગાએ લાવી તેને કેદ કર્યા વગર રૂંહેતો નહીં.' આ સીવાય બીજી ઘણીએક વાતો દેવીસીંહને સમજાવીને બલસીંહ ગુફાના દરવાજા તરફ ચાલ્યો.

આ ગુફાના દરવાજા ઉપર એક મ્હોટાં પથ્થરનો બનાવતી વાગ બેસાડેલો હતો ફક્ત એક માણસનો હાથ જઈ શકે એટલુંજ વાઘનું મોઢું ખુલ્લું રાખવામાં આવેલું હતું. બલસીંહે તે બતાવીને દેવીસીંહને કહયું કે, 'આ વાઘના મુખમાં હાથ ઘાલીને તેની જીભ બહાર ખેંચી કાઢ.' દેવી-

સીંહે તરત તે બનાવતી વાઘની જીભ ખેંચીતો, એક હાથ જેટલી જીભ બહાર નીકળી આવી, અને તેની સાથે એક મ્હોટો અવાજ થતાની સાથેજ તે ગુફાનો દરવાજો ધું ધું કરતો એકદમ ઊઘડી ગયો. અને તે ગુફાની અંદર આ બંને જણા હેદરની પોટલી લઇને દાખલ થયા. બલસીંહે કહયું કે, 'પ્યારા સાથી ! દેવીસીંહ. ! મારા અને મરનાર મારા ગુરૂ સીવાય આગળ ગુફાનો દરવાજો કેમ ઉઘાડવો અને કેવી રીતે બંધ કરવો તે કોઇ પણ જાણતું નથી અને તે મેં તને બતાવ્યું છે. તે તું તારા ધ્યાનમાં રાખજે. દેવીસીંહે જોયું તો આંખને થંડક અને મનને આનંદ આપનારૂં મોહક અને સુંદર એક વીશાળ મેદાન જણાયું. તેની ચારો તરફ ઉંચી નીચી પહાડોની ટેકરીઓ એકમેકને આલીંગન આપી એકમેકનું ચુંબન લઇ રહીઓ હતી. કે જે ટેકરીઓ ઉપર કોઇ પણ માણસ પોતાની કોઇ પણ યુક્તીથી ચઢી શકે તેવીઓ ન્હોતી. આ ટેકરીઓની ફરતી બાજુમાં જંગલી મેવાના ઝાડોના ઝુંડો લાગી રહેલા હતાં. અને તેની વચમાં એક સરોવર નીર્મળ જળથી ભરેલું અને તે સરોવરને વીવીધ પ્રકારોના ફુલોની વેલીઓ વીટલાઈ ગઈઓ હતી. પહાડ અને પહાડની ઉચી ટેકરીઓ ઉપરથી દડ દડ પાણીની ધારાઓ છુટી તે સરોવરમાં પડી રહીઓ હતી, તેના અવાજથી, અને તેની શોભાથી, અને તેના રમણીક દેખાવોથી દેવીસીંહનું મગજ તર થઇ ગયું હતું. પવનના સપાટાથી

ખુબ હસી રહેલા ઝાડો અને પાણીનો અવાજ, વચ વચમાં મોરનો શોર દેવીસીંહના દીલને પોતા તરફ ખેંચી રહયાં છે, નીચે નીચેથી પાણીનો ઝરો પશ્ચીમથી તે પુર્વની તરફ વહી રહયો છે, અને તેની બંને બાજુએ જાંબુના ઝાડ સોભી રહેલા છે, અને પાકેલા જાંબુઓ ટપોટપ પાણીના ઝરામાં પડવાથી તે ઝરાનું પાણી એટલું બધું સ્વચ્છ રહેતું હતું: કે જેથી તેમાંથી જમીન પણ દેખાતી હતી. કયાંક હાથભર તો કયાંક કમ્મર જેટલું અને બરાબર કહીએ તો પણ તેથી વધારે હતું, કયા કયા પાહાડોમાં કુદરતી ખોહ બનેલા હતાં જેને જોવાથી એમ ભાસ થાય છે કે અંહીઆ સેલાણીઓને ખાસ રહેવા માટે ઇશ્વરે કોટડીઓ બનાવી કેમ તૈયાર રાખી નહી હોય? આ સમે કોઈ નવીન દુનીયાનો દેવીસીંહ અનુભવ કેમ લેતો ન હોય ? એમ એના મુખ ઉપરથી જણાઇ આવતું હતું. આ જોઇને બળસીંહે કહ્યું કે, 'આની અંદર રાખવામાં આવતા કેદીઓને રાતે ખાધ ખોરાકી આપવાને અંહી કોઇ દારોગો છે કે આપણે આવવું પડશે.' બલસીંહ કહ્યું કે, 'નહી, મુદલ નહીં', આ ગુપ્ત કેદખાનામાં કેદીઓને વરસો સુધી હમેશ ખોરાક પુરો પડે એવી કુદરતી ગોઠવણ હોવાથી આપણને તે માટે કંઈ પણ ચીંતા કરવાની જરૂર નથી.'

પ્રભાત પડયું, સુરજ પોતાના નીવાસ સ્થાનમાંથી બ્હાર નીકળી આવ્યો. બલસીંહે હેદરની બાંધેલી ગાંસડી

છોડી અને તેનો બહુ રૂપી વેષ બદલવાની વસ્તુ રાખવાનો બટવો, અને કમ્મરમાં જે ખંજર બાંધેલું હતું, તે સર્વ પોતાનાં સ્વાધીનમાં કરી લઇને તેના પગમાં એક બેડી નાખ્યા બાદ તેને બેહોશીમાંથી હુશીયાર કરવાથી ઝટ હેદર હોશમાં આવ્યો. પોતાને એક ભયંકર મેદાનમાં ઊભેલો જોઇને, તેને ખાત્રી થઇ કે, હું ખરેખર હવે જીવતો નથી, પણ મરી ગયોછું. અને મને કોઇ ફીરસ્તો લઈ આવ્યો હોય એમ તેને લાગવાથી તે તો કલમો પઢવા લાગો, તે જોઇને બલસીંહ ખડખડ હસી પડીને બોલ્યો કે, 'મીયાં સાહેબ ! તમે તો મારા કેદી છો, જરા મારી તરફ તો જુઓ !' હેદરે બલસીંહની તરફ નજર કરીને જોયું તો આ બલસીંહછે, એમ જાણતાજ તેનું શરીર કંપવા લાગ્યું, તેના મોં ઉપરથી સફેત પરસેવાના બીંદુઓ નીચે ટપકવા લાગા, તેની આંખો બંધ થઇ ગઈ. કમરમાંથી વાંકો વળી ગયો, તે જાણી લઇને પોતાનાં મનમાં કહેવા લાગો કે, 'ત્યારે તો ન્હોતો મર્યો, પણ હવે તો ખચીત્ત મરી ગયોછું.' દાસી કેતકીની સુરત આંખોની સામે બદલાઇ ગયેલીના ભયે તેનું ગળું એવા જોરથી ડબાવવાથી તે એક શબ્દબી તેના મુખમાંથી નીકલવા ન દીધો.

હેદરને તે મેદાનની અંદર આવેલા પહાડની વચ્ચે મુકી દઇને બંને જણા બહાર આવીને બલસીંહે દેવીસીંહને કહયું કે, 'આ વાઘની જીભ જે તે બહાર ખેંચી કહાડી હતી, તે

ફરીને તેના મુખમાં પાછી ઘાલીદે.' તે મુજબ દેવીસીંહના કરવાથી મ્હોટો અવાજ કરતો ગુફાનો દરવાજો એકદમ બંધ થઇ ગયો. તે જોતાજ તે બંને જણાઓ તે આંટી ઘુંટીવાળા રસ્તેથી ઘર તરફ રવાના થયા. આ સમે સકત તાપ પડતો હોવાથી તેઓને ચહેરો લાલચોળ થઇ ગયો હતો.

મધ્યાન થતાજ આ બંને જણાઓ જંગલનો રસ્તો કાપતાં કાપતાં વીરસીંહની સમીપ આવી ઉભા રહયાં. પોતાની સમીપ આવી ઉભા રહેલા આ બંનેને વીરસીંહે પુછયું કે, 'દેદરને કયાં કેદખાના કેદ કરવાને લઇ ગયા હતા કે જેથી એટલો બધો વખત લાગો. બલસીંહે કહયું કે, 'એક પહાડી ખોહમાં તેને કેદ કરીને. હવણાજ ચાલ્યા આવ્યા છૈયે. દેવસીંહે કહ્યું કે, રાજકુમાર ! તે અદભુત ગુફા હતી ! મને તો તે ગુફાની બહાર નીકળવાને જરા પણ ગમતું ન હોતું ! જાણે ઇંદ્રનો નંદ નયન કેમ ન હોય કુમારે હસીને કહ્યું કે, 'બલસીંહે ! દેવીસીંહ પણ બહુ મોજીલા દેખાય છે ન શું ! હા ! મ્હારાજ ! તે બહુ આનંદી ઉમંગી અને દરેક કામ કરવામાં પહેલા નંબરના ઉત્સાહી.

આજ આપને પણ તે જગ્યા બતાવીશ. હવે મારો એવો નિશ્ચય છે કે દેવીસીંહ થોડાક દીવસ વેશ બદલાવીને નવલગઢમાં જઇને રહેશે તો મને મારા કાર્યમાં મ્હોટી મદદ મળશે. આપ મારા તે કાર્યને પૂર્ણ પણાથી ગુપ્ટી આપશો.

હૈદરને ખોહમાં કેદ કરતી વખતે દેવીસીંહની સાથે જે જે મસલત કરવામાં આવી હતી તે સર્વ મસલત વીરસીંહને સમજાવાથી તેણે પોતાની પ્રશનતા બતાવી.

તેઓ બંનેએ આ ગોઠવણુ નક્કી કરી પ્રભાતની કચેરીમાં હાજર થયા, અને મહારાજા પાસે વીનંતી કરી તેથી મહારાજા કે જે દયાળું વૃતીથી પંકાયલા હતા. તે વૃતીનો લાભ દેવીસીંહપરની પ્રીતીને લીધે આપવા માટે ઉત્તમ સગવડ કરી આપવાનો હુકમ કર્યો, પરંતુ વીરસીંહ અને બલસીંહની મદદથી અંતે તેઓની ગોઠવણુ પાર પાડી.

પોતાની ધારેલી ગોઠવણુ પાર ઉતરવાથી તેઓ બંને કચેરીમાંથી નીકળ્યા એને પછી બલસીંહે કેટલીક યાદ રાખવા લાયક સૂચના કરી દેવીસીંહને રવાના કરી કુમારને મળવા માટે મહેલમાં જઇ ખોટી રહ્યો.

કુમાર પણ કયારનો બલસીંહને મળવા માટે તલપી રહ્યો હતો તેથી કચેરીમાંથી છુટતાંજ ચાર ઘણી ઉતાવળથી મહેલમાં ગયો, ત્યાં બલસીંહ તેની રાહ જોઇને બેઠેલો દેખાયો.

કુમારે આવતાંજ પહેલો સવાલ કર્યો કે, ‘ કેમ બલસીંહ ! હવે તારી કબુલાત પાળે છે કે કેમ? તે વીચીત્ર કેદખાનું જોવા મારી જીજ્ઞાસા ઉછળી રહી છે, જીવ તળ

પાપડ થઈ રહયો છે.' બલસીંહે જવાબ આપ્યો કે, 'રાજેશ્રી! એ માટે તો હું હાજરજ થયો છું, ફક્ત ખોટી તમારી આવવાનીજ હતી.'

'ત્યારે હમણુાંજ ચાલશું' કુમારે ઉતાવળા થઈ કહ્યું.

'ખુશીથી પધારો' બલસીંહે આનંદથી જવાબ આપ્યો.

આ વાત કરી લીધા પછી કોઇ ચાકર કે નોકરને સાથે લીધા વગર તેઓ બંને મહેલની બહાર નીકળી તે વીચીત્ર કેદખાના તરફ ચાલ્યા.

વાંચક! આ ગુફા આપણે આગળ જોઇ ગયા છીએ જેથી તેના વીચીત્ર દેખાવે જેટલો કુમારને મોહ પમાડયો હતો તેટલો હવે ફરીથી જોવાથી એવો આનંદ આપણને નહીં મળે.

'કુમાર તો આ સ્થાન જોઈ બલસીંહને પ્રશ્ન પુછવા લાગ્યો. પરંતુ બલસીંહે તેની ઉછળતી લાગણી શાંત કરવા તે માટે આ ગુફા પોતાના જાણ્યામાં આવી તે વખતની સઘળી વાત કહી બતાવી પરંતુ તેના છુપા ભેદ બાબત તો મૌન્યજ રહ્યો. કુમારે કહ્યું કે, 'બલસીંહ! ખરેખર આ સ્થાન રમણીક છે તોપણ એના તું જેટલા વખાણ કરે છે તેનો ચમત્કાર તો કાંઇ દેખાતો નથી.

'કુમાર સાહેબ! એટલી વારમાં લચ્યુ પચ્યુ શું થઇ જાઓ છો! એના ચમત્કારની ખુબી વખત આવ્યે જણાશે બલસીંહે ધીરજથી કહ્યું.

કુમારે ઉતાવળા થઇ કહ્યું કે, 'બલસીંહ! ખરેખર આ સ્થળ ચમત્કારી જણાય છે અને તે ચમત્કાર પણ અદ્દ-ભુત હશે તો જે ખરૂં હોય તે બતાવ! હવે આ તેના ઉપજે-લા મોહથી ધીરધરી શકાતી નથી, બોલ તું બતાવે છે કે નહીં ?

બલસીંહે કબુલ કર્યું હતું કે આ સ્થાનમાં ચમત્કાર છે જેથી હવે એ વાત ફેરવતાં ઉલટું કુમારને ખરાબ લાગે તેથી ધીરજથી કહ્યું. કે, 'કુમાર! એ ચમત્કારનો ભેદ હમણા આપની પાસે બોલવાથી વખત પર આપની ભોળા-ઇનો લાભ કોઈ આપણો દુશ્મન લઈ જાય તો મહા ઉત્પાદ થાય. અને કરેલા કાર્ય ઉપર પાણી ફરી વળે, તેની તમને કદી ખબર છે! બસ બતાવો! એટલુંજ જાણો છો! તેથી એ વાત જતી કરો તો તેથી તમારાજ હકમાં લાભ છે.

આ જવાબથી કુમાર તદન નારાજ થયો અને નર-માસથી બોલ્યો. કે, 'બલસિંહ! શું તું મને પણ નહીં કહે.! શું તને મારો વીશ્વાસ નથી? આ પરથી તો એમ લાગે છે.' બલસીંહ કુમારના શંકાવાળા બોલથી પરાણે તે ભેદ જાહેર કરવો પડયો.

આ સાંભળી કુમાર તો ખુશીખુશી થઈ ગયો.

આ અજબ ચમત્કારનો ભેદ જાણવા વાંચક તારૂં હૃદય ઉમંગથી ઉછળતું હશે પણ ધીરજ ધર વખત પોતાની મેળેજ અગમ્ય વસ્તુ ને ખેંચી લાવે છે.

હાલતો આપણે કુમાર સાથે રહેવાની જરૂર છે.

તેઓ આ આનંદી સ્થળમાં ખુબ ફર્યા અને કુમાર અતુલ આનંદ પામી બલસીંહ સાથે નગર તરફ પાછા ફર્યા.

તેઓની રસ્તાની વાત તો મધુરી વસ્તુ પ્રેમ વીષેજ હતી અને એ પ્રેમની વાતનો રસ ખાલી જીભે ડોળતા કુમારે તાકીદ કરતાં કહ્યુ ! કે, 'બલસીંહ ! હવે તો મારાથી આ વીરહ વેદના ખમાતી નથી ! શું આવા છળ કપટ કરતાં મારૂ ક્ષત્રીપણું અને મારૂં સૈન્ય ઉપયોગમાં લઉં તો શું.

'વાહ ! વાહ !' બલસીંહે ખુશાલી ભર્યા સ્વરે કહ્યું. અકલની લડત જીત મેળવે છે અંગનું બળ તે આપજ કરોને.'

કુમારે કહ્યું 'એતો વખત પર આધાર રાખે છે કોઇ વખત અકલવાન જીતી જાય છે તો કોઈ વખત બળવાન એ લાભ લઈ જાય છે.

'ત્યારે આ વખત કયા પ્રકારનો છે તેનો આપે કાંઇ વીચાર કર્યો છે' બલસીંહ બોલ્યો.

'હાજતો ! એ વીના હું શું ખાલી બકવાદ કરૂંછું. કુમારે કહ્યું.

"વાહ ! ત્યારે તો તમારા વીચારનું પરીણામ શી રીતે ઉત્તમ મેળવશો તે મને સમજાવશો."

બલસીંહ ઉત્સાહથી તેની સામે સ્થીર દૃષ્ટ રાખી બોલ્યો–કે, "એમાં કાંઇ ઉંડાણુ નથી. આપણેતો ટુંકુને ટચ-જો લડાઇમાં જીતીશું તો પ્રેમ મુર્તી કાન્તા મળશે અને લડતાં મરી જઇશું તો આ વીરહનળની ભયંકર વેદનાથી છુટો થઇશ' કુમારે ગાડું ગબડાવ્યું. બલસીંહ આ સાંભળી નીચું જોઈ ગયો અને વીચારમાં પડયો.

કુમાર બલસીંહને ઉદાસ થયેલો જોઇ તેને મનાવતો હોય તેમ બોલ્યો કે, 'કેમ બલસીંહ ! શું મારો વીચાર યોગ્ય ન લાગ્યો ? ત્યારે તને તો અરે કાંઇ નહીં.' "હજુ તું જ્યાં સુધી આશા આપીશ ત્યાં સુધી આપણે તો તારી-પરજ આધાર રાખીશું.

બલસીંહ બોલ્યો 'કુમાર ! હું તમારી ક્ષત્રીવટની સલાહથી ઉદાશ નથી થયો પરંતુ તમારા પ્રેમની લાગણી કેટલી નીર્બળ છે. એ જાણી મને ખોટું લાગ્યું.

એટલે શું મારો પ્રેમ કાંઇ ન્યુન છે ને આ આખી જીંદગી.

જે. માટે અર્પણ કરવા તૈયાર થયો છું તે કાંઇ ઓછો ભોગ તું સમજે છે '

બલસીંહે કરગરીને કહ્યું કે, 'શૌર્યવાન ક્ષત્રી બહુ ગરમ લોહીના હોય છે તે પોતાનું સર્વસ્વ ગુમાવી દેતાં પણ બીજાનું કાંઈ પણ હીત કરી શકતા નથી, મારા મહેરબાન વીચાર કરો ! કે કદાચ તમો લડાઇનું મેદાન ગજાવી મુકવાને ત્યાર થશો ત્યારે જયસીંહ કદી ચંદ્રકળાને કયાંય દેશપાર પહોંચાડે અગર એ પણ ક્ષત્રીપણાની હુજતને ખાતર તેનું ખુન રેડે તો કેટલું ખોટું. વળી લડાઇની બાજી કદાચ તમો હારી જાઓ તો તે બીચારીના વીરહમાં કેવા હવાલ થાય તે કાંઇ સમજી શકો છો ?'

આ સાંભળી કુમારે એક મહોટો નીશ્વાસ નાખ્યો, અને છેક હૃદયમાંથી અવાજ કહાડી બોલ્યો કે, 'બલસીંહ ! બલશીંહ ! પ્રેમની વેદના કેવી ભયંકર છે તે તું શું જાણે.

બલસીંહે તેને પસવારતા કહ્યું હે ' કુમાર તમારા દુઃખથી ધકતું આ અંતઃકરણ તમારી શાંતી માટે સદા જળહળતું છે અને તે પ્રમાણે મારી ફરજ બજાવી તમોને ખાત્રી કરી આપી છે.

હવે હૈદરને કેદ કર્યાથી શું ગડબડ ચાલે છે તેની ખાત્રીપુર્વક તપાસ કર્યા પછી, તમારા મનની શાંતી

ખાતર વળી પણ બીજી વખત પ્રેમી દંપતીને મેળ-
વવા મહેનત કરીશ.'

કુમાર છેડાઈ પડીને બોલ્યો કે, 'મારી ધીરજ હવે રહેતી નથી! શું એ શીયાળવાના ટોળાંથી ડરી જઈને દુઃખમાં સબડીયા કરે. નહીં, નહીં, બલસીંહ! એ કદી હવે મારાથી સાંખી શકાશે નહીં.'

એમ ઉતાવળથી વખત પર કોઈ તમારા હીત ઇચ્છ-નારને નુકશાન થશે, તેની પણ તમોને ધ્યાનથી, વળી આપને વધારે વખત ધીરજ રાખવાનું કહેતો નથી. કારણ આજ રાત્રીએ બાપુ પાસેથી શીકાર જવાની રજા મેળવજો એટલે આવતી કાલ હું મારૂં તપાસનું કામ પુરૂં કરી આપનો મેળાપ ખચીત કરાવી આપીશ, એ તમે ખાત્રી પૂર્વક જાણજો,

પણ શીકારની છાવણી આપણી સરહદ્દ પર નખાવજો, કારણકે ત્યાંથી કુંવરીનો મહેલ આપણને નજદીકમાં પડશે.

આ સલાહ કુંવરને પસંદ પડી, એટલામાં તેઓ નગર પાસે પણ આવી પહોંચ્યાં અને તેઓએ કરેલી ગોઠ-વણ પાર ઉતરી.

---



# પ્રકરણ ૮ મું.

—:૦:—

## પીતાનું ખુન કરનાર પુત્ર.

કાળી રાત્રીએ આ બે કાળા મોઢાવાળાઓ પ્રધાનના મહેલની વચ્ચે આવેલી બે ભીંત વચ્ચેની સાંકડી ગલીમાં કાંઇ ગુસ ગુસ કરી રહ્યાં છે.

તેમાનો એક આનાકાની કરે છે તેને બીજાએ કહ્યું કે, ' બસબસ ! તમે તદન નાલાયક છો, આજ મને ખાત્રી થઇ કે અમે એક નાદાન અને હીચકારા માણસની સેવા બજાવવા જતાં ખાસડાનો અને ચાબખાનો માર ખાવો પડયો.

પેલું બીજું કાળું મેંઢું કુરસીંહ હતો તેણે કચવાઇને જવાબ આપ્યો કે, ! તાજીમ 'આવી રીતે તું મને અપમાન નહીં કરીશ ! પણ એ તારી વહાલી કાન્તા માટે બધું કરીશ!'

તાજીમ ! તાજીમ ! મને ઉપર ચડવામાં મદદ કર નહીં તેઓ બંને જણા બારીવાટે ઉપર ચડી ગયા. તે બારી એક શયનગૃહમાં હતી, ત્યાં પ્રધાન આરામથી નીશ્ચીત નીદ્રા ઘોરતો હતો, પણ તેને આજ સુતી વખતે ખબર હતી કે આ મારી વેરણ નીદ્રા પાછી ઉડવાનીજ નથી.

કુરસીંહે તાજીમે આપેલી દવાની શીશી હાથમાં લઈ ધીમે કદમે પલંગ પાસે ગયો કુરસીંહજી આ માંગણીનો સ્વીકાર કરીને અને જેવા એ શીશી ખોલવા જાય છે કે તરત બહીકથી કોઇ દેવ ઘટમાં આવ્યો હોય અગર ખરજવા નામનું દરદ થયું હોય તેમ ધમધમાટ કંપવા લાગ્યો. આ કંપારી એટલી હદ ઉપરાંત હતી કે તે બધી બાજીને પલટાવી નાખ્યા વગર હરગીજ રહેત નહીં. પણ એટલામાં તાજીમ તેની મદદે આવ્યો અને બોલ્યો કે, 'શાબાશ છે કુરસીંહ ! તમે તો ખરેખર બહાદુર નીવડયા"

એટલી હીંમત આપવા છતાં પણ કુરસીંહને હીંમત આવી નહીં. જેથી તાજીમ તેને ધકો મારી દુર ફેંકી દઇને તેના હાથમાંથી તે ઝેરની શીશી લઇને, તે ઝેર ઉંઘતા પ્રધાનના કાનમાં રેડી દીધું.

'બસ કામ તમામ' બોલતો તાજીમ કુદયો.

નાસવામાં કુરસીંહે અછી ચપળતા બતાવી. તેઓ આવ્યા તેજ રસ્તેથી નીચે ઉતરી જઇને કુરસીંહના ઓરડામાં

ગયા કે તરત કુરસીંહ બોલ્યો કે, 'કેમ તાજીમ' હવે તો કાન્તાને મેળવી આપીશને !. બોલભાઈ ! બોલભાઈ શું જવાબ આપે છે.

આ પ્રસંગે હજુ તો શ્વાસ પણ નીચો ન્હોતો બેઠો એવામાં કુરસીંહના આવા શબ્દે તાજીમને ક્રોધ ઉત્પન કર્યો પરંતુ સ્વાર્થી લાલચુ તાજીમ ગરજ ઓળખી ચુપ રહયો, કુરસીંહ બોલ્યો કે, 'કેમ તાજીમ ! હૈદરનું શું થયું તેતો કહે, જરા ભોંસીતો મર બોલતા મોહું શીવાઈ ગયું છે.

તાજીમ તો કૃરસીંહના આવા આવા સવાલથી કંટાળતો હતો પરંતુ પૈસાની લાલચ બુરીછે તે લાલચની લગામ મનરૂપી ઘોડાને ચડાવી કૃરસીંહને પતાવવા લાગ્યો. કુરસીંહ ? હૈદરનો કાંઇ પતો નથી. તેમ ચપળાની ચતુરાઇ હદ કરે છે. વળી બલસીંહ પણ હમેશાં આવતો જતો રહે છે. કૃરસીંહે યાકુળ વ્યાકુળ બની જઇને કહયું કે, 'ત્યારે શું મારા બાપનું ખુન પણ નકામું જશે.

મારા મહેરબાન ! એવા મુર્ખાઇ ભરેલા સવાલથી મારૂં હૃદય ન દુખાવો. તમો જાણો છો કે અમો તમારે માટે કેટલું કરીએ છીએ ' તાજીમે કહયું.

કૃરસીંહ મોટાઇ ધારણ કરી અભીમાનથી બોલ્યો. કે, તેમજ હું પણ પૈસા આપવામાં કાંઈ ખામી રાખું છું.

તાજીમ ખશીયાણો પડી ગયો, તોપણ ઉપરથી મુખમુદ્રા શાંત રાખી બોલ્યો કે, 'તમારી કહરદાનીથીજ અમો તમારા ગુલામ થઈ રહ્યાં છઇએ, હવે તમારા બાપનું શાલ વચમાંથી નીકળી જવાથી હવે તમને પ્રધાન પદ મળશે એટલે આપણું કામ પાર'

ક્રૂરસંહ ખુશીમાં આવી બોલ્યો, તો જોજો હું પણ તમોને નીહાલ કરી નાંખીશ'

તાજીમે ક્રૂરસીંહને શાંત પાડતાં કહ્યુ કે, 'ક્રૂરસીંહ! હવે તમારા બાપના મહોત માટે બરોબર ઢોંગ કરજો અને ખ્યાલ રાખજો કે કાંઇ શંકાયુક્ત પગલું ભરાય નાહીં' ક્રૂરસીંહે ફુલાઇને કહ્યું કે હું શું એટલો બધો મુર્ખ છું. તાજીમે તેને બરોબર પાઠ ભજવવા માટે કેટલીક સુચના આપી કેટલીક ઉપયોગી તપાસ કરવા કાન્તાના મહેલ તરફ તે જવા નીકળ્યો.

પ્રભાત પડતા પ્રધાનના બંગલામાં રડા કુટ ચાલી રહી અને આખા મ્હેલમાં શોક ખુબ પસરી રહ્યો છે પ્રધાનના મરણની ખબર સાંભળી રાજા જયસીંહે પોતાની ઘણી દીલગીરી બતાવ્યા પછી ક્રૂરસીંહને આસના વાસનાનો સંદેશો મોકલાવ્યો.

કુરસીંહે પણ શોક પાળવા માટે બાર દીવસ સુધી એકાંતમાં રહીને દીલગીરીમાં તે દીવસો ગાળવા માટે રાજાને ખબર કરી જે માટે રાજાએ પોતાને ઘણોજ સંતોષ બતાવ્યો.

એક બાજુ કુરસીંહના પીતાનો શોક પ્રધાનના અને રાજાના મ્હેલમાં પસરી રહ્યા છે ત્યારે બીજી બાજુએથી આનંદમય બનેલો નાજીમ કુરસીંહના મહેલમાંથી નીકળી બારોબાર કુંવરીના મ્હેલ તરફ આવ્યો.

હવે આપણે સરહદ તરફ છાવણી નાખી પડેલા કુમાર તરફ નજર કરીયે. અને ત્યાં શું શું યુકતીઓ ચાલી રહીઓ છે તે જરા તપાસીએ.

કુમાર અને બલસીંહ તૈયાર થઇ ઉલટથી બહાર જવા નીકળ્યા. અત્યારે કુમારના અંગમાં ઉમંગ સમાણો નહોતો તેથી વાટમાં બલસીંહે વાતચીત કરવાનો પ્રતીબંધ રાખવાની સલાહ આપી હતી છતાં તે ધ્યાનમાં ન રાખતાં એકદમ તે ભુલી જઇને પુછવા લાગ્યો કે, 'બલસીંહ હુંતો તારી રાહ જોઈ તદન નીરાશ થઈ થાકી ગયો હતો. એટલો બધો વખત કેમ ખોટી રહયો હતો! બલસીંહે કહ્યું 'કુમાર મેં તમોને ચેતવણી આપી છે છતાં તમે તે તમારા ખ્યાલમાં કેમ રાખતા નથી. હાલ તો કાંઈ વાંધો નથી, પરંતુ સરહદ

પુરી થયા પછી કાંઇ વધારે વાતચીત કરવી નહીં હું તમારી પાસેથી ગયા પછી કુંવરીને મળ્યો, તેઓ તમારાથી પણ વધારે વીરહની વેદના ભોગવે છે. એ પછી નગરમાં પ્રવેશ કરી ખુબ તપાસ કરતાં ખબર પડી કે પાપી કૂરસીંહે પોતાના બાપનું ખુન કર્યું છે. એ બધું તાજીમનું કામછે તે જોતા એ આપણા હકમાં ઘણુંજ ભલું થયું છે. કારણ કૂરસીંહનો પીતા જયસીંહ રાજાનો વીશ્વાસપાત્ર હોવાથી તે આપણા માટે બહુ નુકશાન કારક હતો તે શાલ આપણા રસ્તા આડેથી નીકળી ગયું. વળી એવી હકીકત બહાર પડી છે કે રાજા જયસીંહ એ ત્રણ દીવસમાં કુરસીંહને એના બાપનો અધીકાર સોંપશે, તે માટે રાજા પોતાની દરબારીઓ સાથે મશલતચલાવી રહેલો છે.

'એ તો બહુ ખોટું થશે, કુમારે અજબ થઇ કહ્યું 'કૂરસીંહ તો તેના બાપ કરતાં આપણે માટે વધારે નુકશાન કરતા નીવડશે.'

બલસીંહ ધીરજ આપતા બોલ્યો કે, 'એ બાબત માટે આપણને બીલકુલ ડરવા જેવું નથી, કારણ એ નાદાન અને નીચ વૃત્તિવાળા છોકરાને ચાહે તેમ રમાડી શકવાની આપણામાં શક્તિ છે. આપણ એવા નાદાનથી ડરીયે તો પછી આપણે બીજી શું ફતેમારી કરી શકીશું. માટે ધૈર્યવાન બની ધીરજથી કાર્ય કરવામાં નીડર રહો.

આ પ્રમાણે વાત ચીત કરતાં કરતાં તેઓ કાન્તાકુમારીના મહેલપાસે આવ્યા. તેઓ પાછળની દીવાલેથી ઉપર ચડી ગયા અને બગીચાના એક એકાંત ભાગમાં કુમારને ઉભા રહેવા સૂચના કરી બલસીંહ અંદર ગયો.

રાજકુમારી સખીઓ સંગાથે બગીચામાં બેઠેલી હતી હમેશના આનંદી સંવાદને બદલે આ હંસમંડળમાં ઉદાસી છવાઇ રહી હતી.

રાજકુંવરી નીશ્વાસપર નીશ્વાસ નાખ્યા કરતી હતી તેને ચપળા શાંત રહેવા માટે મધુરા અને હીંમત ભરેલા શબ્દોથી મનાવતી હતી. એટલામાં ત્યાં બલસીંહ જઇ પહોંચ્યો, બલસીંહને જોતાંજ કુંવરીએ ઉદગાર કહાડયા, કે, 'બલસીંહ ! તમો ખરેખરા ઠગારા છો ! અને ઠગારાઓની સંગતમાં રહેનારા તમો પણ ઠગારાજ છો. તમે મને વારંવાર વીશ્વાસ આપીને ઠગો છો તેથી તમારા જેવા સાથે બોલવું પણ મને નથી ઘટતું.' એટલું બધું મારાથી શું આપની મરજી વીરૂદ્ધ થઇ ગયું. બલસીંહે ધીરતાથી જવાબ આપ્યો. તમો એકલા શા માટે આવ્યા ! શું તમો કબુલાત રૂપી વચન પાળક આવાજ છો જે માણસ પોતાનું આપેલું વચન ભંગ કરે તે માણસ કેવા ગણાવા જોઇએ ચંદ્રકળાએ કહ્યું.'

બલસીંહ સઘળો મર્મ સમજી ગયો. તેથી લલકારી ઉઠયો કે, ‘ અહો દેવી ! હવેજ હું સમજ્યો, પણ રાજકુમારી તમે જાણો છો કુરસીંહ અને તેના બહુ રૂપીઓએ કેવી અને કેટલીક ખટપટ જગાવી છે.

ચંદ્રકળા હસીને બોલી ‘ બલસીંહ કુમારને કહેજો કે હવે તરવાર બાંધવાનું છોડી દો ? પણ બલસીંહ હવે શું તમને વધારે કહું. આ હૃદય ચીરી શકાતું હોતતો તમોને દેખાડત કે કેવો ભયંકર જખમ છે. તો તેની વેદનાં કેટલી ગહન હશે; અરેરે પ્રેમી ભ્રમરો ખરેખર નીર્દયજ હોય છે.’ એટલું બોલતાં તેની આંખોમાંથી આસુના બીંદુ જાણે મોતીની સર લટકવા લાગી હોય તેમ દેખાવા લાગી. બલસીંહે રાજકુંવરીને ધીરજ આપી ત્યાંથી શ્વાસ ભેર દોડતો કુંવર પાસે જઇ તેને સાથે લઇ તે બંને પ્રેમીનો ભેટો કરાવી દીધો.

રાજકુંવરી આનંદી મેળાપથી કાળના બળે અંધ બની સર્વની શરમ તજી કુંવરને ભેટી પડી પરંતુ તેઓના આ આનંદમય ગુલાલી આકાશમાં એક નીમીશ વારમાં એક ભયંકર વાદળું ચડી આવ્યું.

તાજીમ કૂરસીંહ પાસે અહીંજ આવવા નીકળ્યો હતો તે બગીચામાં એક વૃક્ષ પરની ડાળીઓમાં છુપાઇ બેઠો

હતો. તેણે આ પ્રસંગ જોઈ અચાનક ખુશીનો ઉદ્દગાર કહાડવા લાગ્યો. અને ઘણીજ ઝડપથી એ ઝાડપરથી ઉતરી ક્રૂરસીંહને ખબર આપવા દોડતો અને પવનથી પણ વધુ ઉડવાજ લાગ્યો.

ક્રૂરસીંહ બહારથી શોકનો દેખાવ ધારણ કર્યો હતો પરંતુ અંદરખાથી અનેક બુરાહવસી આનંદમાં મચેલો હતો.

અત્યારે તે પોતાના કલ્પીત આનંદના કીલાઓ બાંધતો હતો એટલામાં તાજીમ અચાનક આવી પહોંચ્યો.

તાજીમને આમ અચાનક આવેલો જોઇ ક્રૂરસીંહ ધાસ્તીને લીધે તે એકદમ ઉછળીને ઉભો થયો અને મુખ પર ભયંકરતાના સમાચાર સાંભળવાની આશા રાખવા લાગ્યો.

તાજીમ પાસે આવી નમીને સલામ કરી હસીને કહ્યું 'મહેરબાન! તમારી બાજી જીતવાના એક સરસ સમાચાર આપું તો કેમ! રાજીકે કે કરાજી! તાજીમ તને આમ અનાયાસે આવેલો જોઈ હું તો ગભરાઇ ગયો હતો, તો બોલ! બોલ જલદી કહે કે શું ખબર છે, આપણી ફતેહની બાજીના પેલા પોબાર! તાજીમે ઉછળીને કહ્યું. ત્યારે હવે જલદી શા માટે કહીદેતો નથી. આમ મને ટળવળાવે છે એવી રીતે તાજીમને ક્રૂરસીંહે કરગરીને કહ્યું.

તાજીમ બોલ્યો કે, આ પ્રશંગે ચંદ્રકળાના મહેલમાં કુમાર વીરસીંહ દાખલ થયો છે તો તે બાબતની જેમ બને તેમ જલદી મહારાજાને જાણ થવી જોઇએ.

પણ અત્યારે કેવી રીતે એ બની શકે, વળી તું ભુલી જાય છે કે હું 'મારા પીતાનો શોક પાળું છું તેથી મ્હારાથી ઘરના ઉંબરાની બહાર નીકળાય તેમ નથી. આપણે બારોબાર એની ખબર લઇએ તો શું ખોટું કુરસીંહે કહ્યું. નહીં, નહીં, એથી તો ઉલટી આપણી ખ ાબી થશે વળી બલસીંહ પણ કુમારની સાથે છે. તાજીમે કહયું.

'શું તે બલસીંહ પણ ત્યાં છે'! 'બલસીંહ અને કુમારની સત્તા છે કે અહીં સુધી આવી શકે !' તાજીમે કહ્યું.

કુરસીંહ 'તો પણ શું થઇ ગયું આપણે પૈસાથી કેટલાક ભાડુંતી લફંગાઓને સાથે લઇ તેઓને પકડી શકીશું'

**તાજીમ**—કુરસીંહ ! એ તદન મુર્ખાઇ ભરેલો વીચાર છે પુરતા ડહાપણ વીના એવી દોટ કરશો તો તમોજ માર ખાશો.

**કુરસીંહ**—પણ ત્યારે કેમ કરવું.

**તાજીમ**—મેં સલાહ આપી તે સીવાય બીજો એક પણ રસ્તો નથી અને તેજ રસ્તો ઉત્તમ છે કે કારણ

તેથી તમારા દુશમનનો નાશ અને તમારી પર રાજાની પ્રીતી વધે એવા એક પંથમાં બે કાર્ય સીદ્ધ થશે.

**કુરસીંહ**—ત્યારે મારે ગમે તે જોખમે અત્યારે રાજાને મળવુંજ એવીજ તારી સલાહ છે.

**તાજીમ**—હા ! એ સીવાય બીજો કાંઇ પણ વીચાર કરવાની હીંમત કરશો નહીં.

આવા નિર્ણય ઉપર આવ્યા પછી તુરતજ કુરસીંહ કુદતો કુદતો રાજાના મહેલમાં ગયો અને તાજીમે તાલીમ આપેલો પાઠ ભણી ગયો. જાણે પોપટ બોલતો કેમ ન હોય.

રાજા તો આ સાંભળી રાતો ચોળ થઈ ગયો અને ક્રોધથી કુરસીંહને ધમકાવ્યો.

**રાજા**—નાદાન ! તું જાણે છે ! અમારી આબરૂં પર હાથ પડે છે કદાચ એ બાબત ખોટી હશે તો આ અપરાધ બદલ કોણ શીક્ષા ભોગવશે.

આ સખ્ત ધમકી છતાં તાજીમની ઉસ્તાદીથી કેળવાયેલો ચેલો પોતાના વીચાર દ્રઢતાથી રાજાને સમજાવ્યો, રાજાએ ક્રોધથી ઉછળતા હૃદયે હુકમ કર્યો.

ઠીક છે, જોઉં છું. જાઓ તમો નીચેના આરબ સૈન્યના જમાદારને હુકમ આપો કે કુંવરીના મહેલનેઘેરી વળે, અને સખત તાકીદ આપજો કે અંદરથી એક બારીક જંતુ પણ બહાર જવા ન પામે. જાઓ! તમે પણ સાથે જજો, એટલામાં હું તૈયાર થઈ ત્યાં આવું છું.

આ હુકમ મેળવી કુરસીંહ રાજ્ય મહેલમાંથી બહાર નીકળ્યો. હુકમ મળ્યો પછી તાજીમ અને કુરસીંહ વાઘની પેઠે કુદવા લાગ્યા, અને મનમાં મલકાવા લાગ્યા, હવણાજ વીરસીંહ બળસીંહ અને ચંદ્રકળાને પકડી કેદ કરી નાંખીશું પણ અમે તો ના કહીએ છેયે કે આતો એને એક ક્ષણનું સ્વપ્ન જ હતું.





# પ્રકરણ ૯ મું.

---

## રંગમાં ભંગ.

ભાવતું હતું તે વૈદે ચીંધ્યું. તે પ્રમાણે ક્રુરસીંહને મળવાથી કુવાના દેડકાની પેઠે કુદતો કુદતો ક્રુરસીંહ પોતાનું વેર વાળવાની ઉલટમાં આવી જેસલેર ચંદ્રકળાના મ્હેલને ઘેરો ઘાલવાને દોડયો. પણ તે જાણુતો નથી કે એક ઘડી પછી મારૂં શું થશે? જે રાજાની અને રાજાની સત્તાનો કાંઈ પણ વીચાર કર્યા વગર, રાજાના કેદખાનામાં દાખલ થઈ, રાજાની કુંવરીનો મેળાપ કરવાને દાખલ થયો હશે. તેનામાં કેટલી બધી શકતી હશે?

વીરસીંહને માથે જય જેવો કાળ અને તેના દુત રૂપે ક્રૂરસીંહ અને તાજીમ રાત્રી ને દીવસ ભમી રહયો છે તે જાણવા છતાં સારાસારનો વીચાર કરવાની અને સમયને

અનુકુળ ધારીને વર્તનાર બહાદુર બલસીંહ પોતાના પરાક્રમની કશોટીનો કસ કઢાવવા માટે નિર્ભય અને નિડર બનીને અંધારી રાતે ફકત પોતે અને પોતાના પ્રેમી મીત્ર વીરસીંહને સાથે લઇને. મીત્રની પ્રત્યે પોતાની ફરજ બજાવવા માટે અને પોતાનો પ્રેમ પોતાના મીત્ર પ્રત્યે કેટલો બધો દ્રઢ છે તેની છાપ તેના હૃદય ઉપર મારવા માટે, બહુ ચાલાકીથી, ખુલ્લી તરવારો ધારણ કરી ઉભેલા કટ્ટા શત્રુઓની આંખમાં ધુળ છાંટીને જયસીંહના ભયંકર હુકમનો કોળીઓ ગળે ઉતારી જઇને એકદમ ચંદ્રકળાના મ્હેલમાં દાખલ થઈ બંને પ્રેમીઓની આંખોને મેળવી દીધી. બંનેની આંખો એક થતાંજ, બંનેનો રંગ બદલાઈ ગયો.

હજી આ પ્રેમી જોડું બાગમાંજ બેઠું હતું. હજી સુધી તે બાગનીજ મોજ લુંટતાં હતાં, અને પ્રેમ રંગના રસમાં લસ બસ બની જઇને એક એકના કમલ સરખા કોમળ કંઠોમાં હાથ નાંખી દઈને એક મેકને વળગી પડીને એકએકના અધરામૃતનું પાન કરવામાં તલ્લીન બની ગયા હતા. બીજી બાજુથી બલસીંહ અને ચપળાની આંખો એકત્ર થઈ જઈ ખુબ નાચી રહીઓ હતી, અને તેઓ પણ પ્રેમરૂપી ગુહામાં ગોઠું મારી ગયા હતાં તે ચંપા જોઈ દીગમુંઢ બની ગઈ.

તે થોડીક ક્ષણ પછી મનમાં વીચાર કરવા લાગી કે આ ખુલ્લા બાગમાં આ પ્રેમ પુતળા કેવા પ્રેમરસમાં તલ્લીન બની ગયા છે. તેને કોઈ પણ પ્રકારનું ભાંન છે ! તેને કોઈ પણ જાતનો ભય છે, દુશ્મનના ઘરમાં દાખલ થઈ દુશ્મનને કબજે રહેલી વસ્તુની લુંટ ચલાવતા તેનું જરા પણ હૃદય કંપે છે. જો તેઓને કોઈ જોઈ જશે તો આ બધાઓની, શી દશા થશે ! અહો ઈશ્વર ! તારી કૃપાથી આ પ્રેમી જોડું બહુ દીવસે મળ્યું છે ! તેને જરા તેના પ્રેમનો આનંદ લુટવા દેજે ! આ જોઇ, અથવા જોવાને, અથવા તેઓને એક સાથે મળવાને બીજાઓ રાજી નથી. તેઓને એકમેકથી વીખુટા કરી એકમેકને ફરીને મેળાપ ન થાય, અને એકમેકના વીયોગથી ઝુરી ઝુરીને મરી જાય તેટલા માટે કેટલાક પાપીઓ તેની પુઠે ને પુઠે ફર્યા કરે છે, છતાં તેઓનું કંઈ વળતું નથી. તેઓની હામ પુરી થતી નથી. તેથી તેઓની આંખમાં બલી રહેલી અગ્નીરૂપી ઈર્ષા તેને પગથી તે માથા સુધી સળગાવી રહી છે. ભલે બીજાઓ ઈર્ષાથી જુએ છે તેવી રીતે તું જોતો નહીં ! બીજા જોશે તેને જોનાર સમર્થ છે, પણ તને જોનાર તારાથી બીજો કોઇ સમર્થ નથી.

એટલામાં આ બાગની અંદરની ઝાડીવાળા એકાદ ભાગમાંથી એકાએક એક કાળા ભુત સરખો રૂષ્ઠ પુષ્ઠ પુરૂષ

નાચતો કુદતો અને દાંતને કચ કચાવતો તે આ પ્રેમી અને રંગીલા સુંદર શ્યામ જેવા કાન્તીવાળા દેહ ધારીઓની પાસે જઇને ઉભો; તેનું આખું શરીર કાળા કોલસા જેવું હતું તેની આંખો લાલ દેવતા જેવી હતી. તેના હાથમાં એક મ્હોટી ડાંગ રહી ગઈ હતી. એક લંગોટા સીવાય તેના શરીર પર બીજા કાંઈ વસ્ત્રો નહોતાં. તે વચ્ચો વચ્ચ આવી ઉભો રહયો. પહેલા તો તે કાળા ભુતે પોતાનું મ્હોં પહોળું કરીને બલસીંહ તરફ દાંત કચ કચાવીને જોયું. અને પછી મ્હોટી ગર્જના કરી તે બોલી ઉઠયો કેઃ—

" આકાશ પડદો ફાટયો, સુર્ય તાપથી ઉગરવાકાજ,
ચેત ગુરૂ, સુલક્ષણા પંડ વીચરવું આજ;

બસ, એટલું બોલી તે જે રસ્તેથી આવ્યો હતો તે રસ્તેથી પલાયન થઈ ગયો. પણ જતાં, જતાં, તેણે એક બાજુએ બેઠેલી ચંપાનો પગ પકડી તેને થોડેક છેટે સુધી ઘસડતો ગયો.

આ ભયંકર મૂર્તિની કાળી આકૃતિ, અને તેના ભયંકર ચાળા જોઈ સર્વના મુખ ઉપરની લાલી ઉડી ગઇ; અને થરથર કાંપવા લાગ્યાં, અને ચંપા તો એકદમ બે શુદ્ધ બની જઇને બાગમાં લાંબી પથારી કરી સુઈ ગઇ.

બલસીંહ ચપળાની પાસે એકદમ ઉભો થઈ ગયો, અને વીરસીંહની પાસે જઇને તેનો હાથ પકડી તેને કહ્યું કે ભાઈબંધ, હુશિઆર થઈ જાઓ ! આફતનું વાદળ ચઢી ચુકયું છે તે કયારે તુટી પડશે તેનો કંઈ ખ્યાલ તો કરો. હવે અંહીઆં ખોટી થવાને તમને સાફ ના કહું છું. ચાલો, જલદી ઉઠો. મુકો પ્રેમની વાતો. આગનો ભડકો ભભુકી ઉઠયો છે. જરા જુઓ અને પછી બલસીંહે ચંદ્રકળાની તરફ મો કરીને કહેવા લાગ્યો કે, અમે તમને અહીંઆ મુકી દઈ જલદીથી જઇએ છેયે તેથી તમે જરા પણ દીલગીર થશો નહીં તમે ચતુર છો ! તમે સમજુ છો એટલે તમને વધારે શું સમજાવું. કહું છું તે તમારા લક્ષમાં રાખજો કે જ્યાં સુધી તમારો પીતા તમારી પાસે આવે નહીં ત્યાં સુધી તમે અહીંઆજ બેસી રહેજો.

**ચંદ્રકળા**—બહુ દીવસે ઝુરતા જોડાઓનો મેલાપ કરાવી આપનાર બહાદુર પુરૂષ ! એટલી બધી ઉતાવળ કરવાનું કારણ શું છે ? દયાળુ મૂર્તિ ! જો ઉતાવળ કરવાની હતી તો આવવુંજ ન્હોતું ? શું તે આવનાર ભયંકર મૂર્તિ ભયબતાવીને પાછી અલોપ થઈ જઈ. તે ભયંકર મૂર્તિના ડરથી ભાગી જાઓ છો ! તે તમે જાણો છે કે એ ભયંકર મૂર્તિ કોણ હતી ?

**બલસીંહ**—હું તે આવનાર ભયંકર મૂર્તિના ડરથી ન્હાસી જતો નથી, પણ આ સમય આપણા સર્વેને માટે

બહુ કઠીણ છે, સમયને અનુસરી વર્તવામાંજ લાભ છે, અને તેથી અંહીથી તમારાથી છુટા પડી જવાની ઉતાવળ કરૂં છું, તે આગળ જતા તમારા જાણવામાં આવશે ત્યારે તમારી ભુલને કબુલ કર્યા વગર કદી પણ તમે રહેનાર નથી. અને હું ફરીને જ્યારે તમારી પાસે આવીશ ત્યારે સર્વે હકીકત કહીશ. વીરસીંહનો હાથ પકડી વીરસીંહને તેની જગાએથી એકદમ ઉભો કર્યો. અને જતાં જતાં, ચપળા તરફ ફરીને ચપળાને કહ્યું કે, મે તને જે કાંઈ કહ્યું છે અને તે તારા ધ્યાનમાં રાખજે, ચંદ્રકળાને જરાપણ દીલગીર થવા દઈશ નહીં. આટલું કહી આ બંને જણા જે રસ્તેથી આવ્યા હતા તે રસ્તેથી પસાર થઈ ગયા. આ બંનેનું એકાએક જવાથી ચંદ્રકળાને બહુ દુઃખ ઉત્પન્ન થયું, અને તે દુઃખનો બોજો સહન ન કરવાંથી તેની આંખોમાંથી ટપોટપ પાણીનાં ટપકાં પડવા લાગ્યાં, અને રડતાં રડતાં ચપલાને પુછયું કે કેમ પ્રીય સખી ! આ શું થઈ ગયું ? કંઈ સમજાતું નથી ! પેલા ખવીશને જોતાજ અમારા તો હોંશ ઉડી ગયાં ! હજી એનું ડરામણુ સ્વરૂપ મારી નજર આગળ તરી રહેવાથી છાતી ધડક ધડક ધડકયા કરે છે !

**ચપળા**—બેની ! આમાં મને તો કંઈ સમજ પડતી નથી. કંઈક વ્હેમ બલસીંહને પડવાથીજ બલસીંહ પોબાર ગણી જવામાં ઠીક વ્યાજબી હતો. રખેને વીરસીંહને બાગમાં

દાખલ થવાની ખબર રાજાને પહોંચી ગઈ હોય, અને તેથી આપનો પીતા અત્રે આવતા હોય ? સખી ! એમ કંઈક મને ભાસે છે. કાને કંઈક અવાજ આવતાં સાંભળો સખી ! સાંભળો ! આ અવાજ શાનો આવે છે ! લશ્કરના પગનાં ધબકારાનો ! જરા કાન દઇને સાંભળો તો ખરા કે ધરતી કેટલી બધી ગર્જી ઉઠી છે. એ સેનાથી ! એ પહેલા પાપી કુરન અંતઃકરણમાં બળી રહેલી અંગીના ભડકાઓથી.

એટલામાં બાગને ચારે તરફ લશ્કરની ટુકડીએ ઘેરી લીધો. તેનો જબરો ઘોંઘાટ સાંભળી લઇને બોલી કે, સખી ! રંગ બદલાઈ ગયો ! ઘેરાઈ ગયેલું વાદળ તુટી પડયું છે. પણ ઝખ મારે છે કુરસીંહ અને તેનો સાથી તાજીમ. હજી તેણીનું બોલવું પુરૂં થયું નથી એટલામાં બલતી મસાલો સાથે ચંદ્રકળાનો પીતા, આ સર્વ જણાઓની પાસે આવીને ઉભો રહયો, તે જોઈને ચંદ્રકળાએ પોતાના પીતાને નમન કરીને પુછયું કે, 'પીતાજી ! આ સમયે એકદમ આપને અહીંઆ આવવાનું શું કારણ મળ્યું ?' શું તમારી બાળા ઉપરથી વીશ્વાસ ઉઠી ગયો કે ? અને પોતાની કન્યાના આવા છબ્દો સાંભળતાંજ રાજાનું હૃદય ચીરાઇ જવા લાગ્યું આટલું કંઇને તે નીચું જોઈને ઉભી રહી.

કુરસીંહના જણાવ્યા મુજબ વીરસીંહને બાગમાં ન જોવાથી રાજાનો ક્રોધ સમાઈ ગયો અને પોતાની પુત્રી પ્ર-

ત્યની સ્નેહની ઉર્મી ઉછળી આવતાં તેણીને કોઈ પણ પ્રકારનો કલેશ ઉત્પન્ન ન થાય તેવી રીતે રાજાએ કહ્યું કે બેટા! તારી ઉપર મારો પૂર્ણ વીશ્વાસ છે તું આમ કાબોલે છે! ઘણા દીવસ થયા તને જોઇ ન હતી, તેથી તારી ખબર કાઢવાની સહજ ઈચ્છા થતાં, તને મળવાને માટે આવ્યો છું. તેથી તું તારા મનમાં જરા પણ ખોટું લાવતી નહીં. હવે તમે અહીંઆં કેમ બેઠાં છો? રાત અંધારી છે! વાયુ બહુ થંડો છે! માટે ઉપર જાઓ! નહીંતો તબીયત બગડી જશે.

આટલું કહી રાજા ચંદ્રકળાના મ્હેલમાં ચાલી ગયો અને તેની પાછળ ચંદ્રકળા પોતાની સખીઓ સમેત પાછળ ગઇઓ.

પોતાની છોકરીને નિશકલંકીત જોઇ, તેણીના પર વગર ખાત્રી કરવે ગુસ્સે થવા માટે રાજાને પોતાના મનમાં સહુજ માઠું લાગ્યું, અને તેણીના ઉપરનો બધો કરોધ કુરસીંહ ઉપર ઉતર્યો.

રાજા પોતાના મનમાં વીચાર કરવા લાગ્યો કે, અહા! કેવી ભોળી ભટાક નિર્દોષ પુત્રી! એ નિર્દોષ બાળા ઉપર નાહકનું જુઠું કલંક ચઢાવવાને એ હરામખોર નિમકહરામને કોણ જાણે શા માટે આમ કરવાનું શુઝયું હશે! એ દુષ્ટ! નીચ પાપીને તેમ કરતાં કંઈક પણ રાજની સત્તા તરફનો ભય લાગ્યો

નહીં ! નીચ પાપીને તેમ કરવા જતા પહેલાં તે માટે તેણે કંઇ પણ વિચાર નહી કર્યો. હોય કે મારૂં શું થશે ? અફસોસ ! જો તે નિર્દોષ બાળાના જાણવામાં આ કપટ આવે તો તેણીને કેટલું બધું દુઃખ લાગ્યું હશે ! એવા નીચ કૃત્યો કરનાર અધમનું મુખ જોવામાં પણ મહા પાપ લાગે છે ! તેના આવા અઘટીત કૃત્ય બદ્દલ તેને શીક્ષા કરવી જોઇએ કે ફરીથી રાજ્યનો કોઈ પણ નોકર રાજકુટુંબ, કીંવા પ્રજા પ્રત્યે આવી રીતે બેવફાઇથી વરતવાને ઉન્મદ બને નહીં.

રાજાએ પોતાના મનમાં આવી પ્રકારનો વીચાર દ્રઢ કરીને, એક સીપાઇને બોલાવીને, કૃરસીંહને ઝટ પોતાની સમીપ હાજર કરવાનો હુકમ કર્યો. રાજાનો આ હુકમ સાંભળતાની વાર સીપાઈ ઉભે પગે દોડયો. અને રાજા તેની આવવાની રાહ જોતો બેઠો.





# પ્રકરણ ૧૦ મુ.

## કપટનું કપાટ તુટી ગયું.

---

રાજા જયસીંહના હુકમથી કુરસીંહે હથ્યાર બંધ ટુકડીઓથી ચંદ્રકળાના બાગને ચોતરફથી ઘેરી લીધો હતો. બાગમાંથી કોઈ પણ માણસ ભાગી જવા ન પામે તેટલા વાસ્તે તે સીપાઈઓને ખુલ્લા હથ્યારથી હુશીયારીમાં ઉભા રહેવાની સુચના કરતો, મુછને મરડતો, અને ખોંખારો મારતો હસતો હસતો બાગની આસપાસ ઉત્સાહપૂર્વક ફરી રહયો હતો. તાજીમ પણ આ વખતે તેની સંગેજ હતો.

**તાજીમ**—( મોં મલકાવીને કુરસીંહને કહ્યું કે ) કેમ કુરસીંહ ! હોંશમા છોકે ? આજ તો તમારી છાતી બે આંગળ વધારે ઉછળતી હશે ? આજ તો તમારા આનંદનો સાગર છળી નીકળ્યો હશે ? હવે તમારી ઉમેદને પાર પાડતાં કંઇ અડચણ પડશે કે ? જુઓ ! જુઓ !

બહુ હર્ષ ઘેલા બની જશો નહીં ! જરા મારા તરફ તો જુઓ ! બલશીંહ અને દેવીસીંહ કેવી સ્હેલાઇથી આપણા ચટકામાં સપડાઇ ગયા છે, રાજા આપણું સાચું માનત ! અને આપણા હડહડતા દુસ્મનોને આપણા લોહીના તરસીઆ બગલાઓ આપણા હાથમાં આવત ! આપણા નહીં પણ રાજાના હાથમાં સપડાત ! તમે તો મનમાં પરણવા, અને રંડાવા જેવું કરતા હતા ? કોઇ પણ પ્રકારનો ભોગ આપ્યા વગર આપણા સાણાસામા સપડાઇ ગયા છે ! જો તમારા સાંકડા મનના ટુંકા વીચાર પ્રમાણે રાજાને કંઈ પણ ચેતવ્યા વગર આપણે આવ્યા હતતો તમારી શી દશા થાત ! આતો પ્રભાત થતાજ રાજા તમારી આ સેવાની કદરદાની તરીકે તમને પ્રધાનપદ અર્પણ કરશે ! પછી તમારો બેડોપાર ! કરો દુશ્મનોને ઠાર ! ઉડાવો પ્રેમનો બહાર ! પણ તમે મને વચન આપ્યું છે તે સત્તા મળતાં વીસરી ન જશો.

**કરૂરસીંહ**—અરે તાજીમ ! આવું આવું ફાટેલું બોલતા તું શરમાતો નથી ?

**તાજીમ**—હવે ફુલણજીને પેઠે ફુલી જઈને મને તેમ શા માટે કહો છો ? પણ મીત્ર ! એટલું તો યાદ રાખજે કે વીરસીંહ બલસીંહને પકડીને શીક્ષા કરાવવા

માટે રાજા સમીપ ઉભા કરવામાં આવે તે વખતે રાજાને કહિને હૈદરને કયાં કેદ કરેલ છે તે પુછી લેજો.

**કરૂરસીંહ**—તાજીમ ! જાની દોસ્ત તાજીમ ! તે માટે તું બે ધડક રહેજે ! મને શીખવવું પડે તેમ નથી. બંદો-તો બધી વાતે પાવરદા બની ગયો છે. તારા જેવો ગુરૂ મળ્યો પછી મણા રહે. જો તેઓ સમજાવતા નહીં સમજે તો, તેને ખાસડે ખાસડે મારીને ઠેકાણે લાવીશ ! પછી કંઈ છે ! જો તાજીમ ! રાજા તેબંનેને સજા કરવાનું કામ મારા હાથમાં આપેતોજ મનની મુરાદ પુરી થાય ! તોજ બધા દીવસનું વેરવાળી તપી ગયેલા શરીરને શાન્ત કરૂ ! એટલામાં સીપાઈ આવીને કરૂરસીંહને કહ્યું કે, 'કરૂરસીંહજી ! તમને રાજા મ્હેલમાં બોલાવે છે. જલદી કરો.

**તાજીમ**—લ્યો સીપાઈ વધામણી લાવ્યો છે, તેને પહેલા વધાવી લ્યો ! જાઓ! જાઓ ! ઝટ જાઓ ! બહાદુરીનો ઇલકાબ લેવાને ! ચોર પકડાયા હશે, તેથી તેનો બંદોબસ્ત કરવાને માટે રાજા બોલાવતા હશે. !

**કરૂરસીંહ**—(જોસથી) કેમ સીપાઈ ! ચોર પકડાયા.

**સીપાઈ**— (રોફથી) ભાંગ પીધી છે કે રંગનો પ્યાલો ઉડાવ્યો છે ! ચિત્ત ઠેકાણે છે કે ખસી ગયું છે. ચોર કેવા અને વાત શી ! રાજા સમક્ષ તો બીજા કોઈ નથી !

**કરૂરસીંહ**—શું ત્યારે રાજા હજી બાગમાં દાખલ થયા નથી કે ?.

**તાજીમ**—હા ! હા ! એમજ હશે ! રાજા તમને બાગમાં લઈ જવા માટે બોલાવતા હશે. માટે જાઓ ખોટી ન કરો ! હું અહીંયાં સર્વ પ્રકારનો બંદોબસ્ત રાખું છું.

**સીપાઈ**—હું તો જાણું છું કે આજે તમારા બંનેના માથા ફરી ગયેલાં લાગે છે. તમારા માથામાં કોઇ શેતાન ભરાયો હશે ! જો જો ! વીચાર કરજો ! સેતાનના ચાલા કરતાં શું થશે તેનું ! રાજા તો ચંદ્રકળા સાથે બાગમાંથી હમણાજ મ્હેલમાં ગયા ત્યારે તેઓની સાથે કોઈ ચોર તો ન્હોતો ? ને તમે ચોર ! ચોર ! શું કર્યા કરો છો ?

**કરૂરસીંહ**—( ગભરાઈ જઇને ) શું ત્યારે ચોર નથી પકડાયા ?

**સીપાઈ**—શું તમને ચોરનું સ્વપ્નું આવ્યું છે. અને તેના તે સ્વપ્નામાંજ તમે પણ ચોર ચોર કરી રહ્યાં છો. રાજા સાથે તો તેની કુંવરી અને કુંવરીની સખીઓ સીવાય બીજુ કોઈ પણ નથી.

**કરૂરસીંહ**—( વધારે ગભરાટમાં પડી જઇને ) હમણા રાજા શું કરે છે અને તેની પાસે બીજા કોણ કોણ છે ?

**સીપાઈ**—કોણ ! કોણ ! શું કરો છો ! એકવાર કહ્યુ, બે વાર કહ્યું કે ? ચોરે નથી ને ચોરનો ભાઇ મોરે નથી. તેઓ મ્હોટા ગુસ્સામાં બેઠા છે અને કુંવરી તેમને કંઈ આગલી પાછલી સમજાવી રહીછે. સીપાઇની આ વાત સાંભળતાંજ કરૂરસીંહનાં હોંશ કોશ ઉડી ગયા, અને થરથર કંપવા લાગ્યો. રાજા શા માટે મને બોલાવતા હશે અને કોની ઉપર ક્રોધે ભરાયા હશે ! શું ચંદ્રકળાએ સ્ત્રી ચરીત્રની જાળતો પાથરી નથી ? એ કંઇ જેવી તેવી બલા છે કે ? રખેને રાજાના કાનમાં કંઈ નવું તેલ રેડયું ન હોય, તેની તે કલ્પના પણ કરી શકયો નહીં અને તેના અનેક વીચારે તેને મહા મુસીબતમાં ઝોંકી દીધો. મુંઢની પેઠે થોડી વેળા ઉભો રહી તેણે તાજીમની સલાહ લેવા પોતાની પાછળ નજર કરી તો તેને ત્યાં તાજીમ જોવામાં આવ્યો નહિ, તે કંઈ કાચી બુદ્ધિનો હતો ! કે તે બળતી આગ આગળ ઉભો રહે. તેતો સીપાઇની વાતચીત ઉપરથીજ સમજી જઇને, કોઈ જાણે નહીં તેમ છ પાંચ ગણી ગયો હતો. તાજીમ ગુમ થવાથી કરૂરસીંહ એકલો પડી ગયો, તેની હીંમત તુટી ગઈ, અને તેની મતી મુઝાઈ ગઈ. ! પણ શું કરે ! ઉપાય શો ! ગયા વીના છુટકોજ ન્હોતો ! હાય ! હવે બુરી થઇ ! બાજી બગડી ! કપટનું કબાટ ભાંગી ભુકા થઈ ગયું ! અરે હાથ-

ના કર્યા હૈયે વાગ્યા ! આવી રીતે તે મનમાં બડબડતો સીપાઇની સાથે, રાજા પાસે જઈ ઉભો.

કરૂરસીંહને જોતાજ રાજા કોપી ઉઠયો. કે, ' અલ્યા દુષ્ટ ! નીચ પાજી ! નીમક હરામ ! મારી અચલ કીર્તિને કાળો કલંક લગાડનાર ! તારા આવા અપરાધ બદ્દલ તને શી શીક્ષા કરૂ ! તે તારી ખાત્રી કર્યા વગર મને કેમ કહ્યું કે, બાગમાં વીરસીંહ છે ! તે તારા જાણવામાં કેમઆવ્યું? બતાવ જલદી બતાવ ! નહીં તો હવે હવણાને હવણા તારૂં માસ કુતરાને ખવરાવીશ ! રાજાની આંખો ક્રોધથી લાલચોળ થઈ ગઈ હતી, અને તેના હોઠ કંપી રહ્યાં હતા.

રાજાના આ ભયંકર શબ્દો સાંભળતાંજ કરૂરસીંહના ગાત્ર ગળી ગયાં જેમ પવનના સપાટાથી મ્હોટા વૃક્ષો હલતાં હોય તેમ તેનું આખુ શરીર કંપવા લાગ્યું. તેની જીભ ટુકી પડી ગઇ. અને તે પોતાના કાળને જોવા લાગ્યો. તેણે શ્વાસ ખેંચતાં ખેંચતાં કહ્યું કે, ' તમારા આ ગુલામને ખબર આપનાર બાગના ' દરવાજા ઉપર ' પહેરો ભરનાર તાજીમ હતો.

**રાજા**—( બુમ મારીને ) તો પછી નાજીમે વીરસીંહને અંદર દાખલ શા માટે થવા દીધાં ?

**કુરસીંહજી**—તેઓ તો બાગની ભીત કુદીને અંદર દાખલ થયા હતા !

**રાજા**—ત્યારે તેઓ બાગની ભીત કુદી અંદર દાખલ થતા તાજીમે જોયા, ત્યારે તેમને તાજીમે પકડી કેદ કેમ ન કર્યા ? તેને કેદ ન કરતાં, તે ખબર મને આપવાને શા માટે ન આવ્યો? આ બધું તું ગોઠવીને તમામ જુઠું બોલે છે ! આ બધું તારૂ કામ છે ! તુ તો તારા પીતાનાં શોકમાં હોવાથી ઘરની બહાર નીકળતો નથી. તે તાજીમ જાણવા છતાં તને એ ખબર આપવાને કદી આવેજ નહીં. જો તાજીમ ખરો હતો; તો પછી તે મને ખબર આપવા કેમ ન આવ્યો ? નીચ પાપી ! એક અપરાધ કરીને તે છુપાવવા માટે જુઠું બોલી બીજો અપરાધ કરે છે.

'કેમરે ક્રુર ! નિર્દોષ બાળાની વીરૂદ્ધ થઈ આટલું બધુ તેની ઉપર ખોટું કલંક મુકવાને આટલી બધી હીંમત કરીને એકદમ મારી આબરૂને બટો લગાડવો એજ તારૂં કામ છે ? જે લશ્કરની સંખ્યાએ આ બાગને ઘેરો ઘાલ્યો છે તે પોતાના મનમાં અમારે માટે શું વીચાર કરતી હશે ? નાલાયક ગધેડા, પાજી, કેમ તે કહયું કે મ્હેલમાં વીરસીંહ છે ?

ક્રોધથી જયસીંહના હોઠ ફડફડી રહ્યાં હતાં, આંખો લાલ થઈ ગઈ હતી. રાજાની આ મુખકાંતી જોઇને ક્રૂરસીંહનો પ્રાણ સુકાતો ચાલ્યો. ઘભરાઇને બોલ્યો કે, 'મને તો તાજીમે ખબર આપી હતી જે આજકાલ મ્હેલની ઉપર દેખરેખ રાખવાને મુકરર થયેલ છે. એ ક્રૂરનો આ ખુલાસો સાંભળતાની સાથે તરત તાજીમને બોલાવી લાવવાને હરીસીંહને હુકમ કર્યો. હુકમ થતાની વાર હરીસીંહ દોડયો અને તાજીમને બોલાવી રાજાની સમીપ લાવી ઉભો કર્યો તે જોઇને રાજાએ તાજીમને પૂછ્યું—"કેમ, વીરસીંહ બાગમાં આવ્યો છે, એવી તે કેમ ખબર પહોચાડી?" રાજાનું ઉગ્ર સ્વરૂપ જોતાં તાજીમના પણ ધાસ્તીથી હોંશ ઉડી ગયા. તેને પોતાનું મોત સમીપ આવેલું લાગ્યું, અને ગભરાટથી ડબાયલે અવાજે તેણે હાથ જોડીને જણાવ્યું "ખુદાવીંદ, મેં તેમને આંખોએ બાગમાં જોયા હતા!"

"આંખોએ જોયા હતા તો કયાં છે?" રાજાએ વધુ ગુસ્સે થઇને પૂછયું.

"કોઈ રસ્તે તેઓ નહાસી ગયા હશે!" તાજીમે અચકતાં અચકાતાં જણાવ્યું

"ત્યારે તમો સઘળા પહેરેગીરો શું કામ બજાવતા હતા તમને બાગની રખેવાળીપર રાખ્યા છે તે કામ આવી રીતે બજાવો છો કે?"

"હું કરૂરસીંહને ખબર કરવા ગયો એટલામાં તેઓ નહાસી ગયા હશે." તાજીમે પોતાનો બચાવ કીધો.

"પણ એ ખબર કરૂરસીંહને પહોંચાડવાની શી જરૂર હતી? બાગની રખેવાળીપર તમને રાખ્યા છતાં બાગમાં જ્યારે કુમાર આવ્યો હતો ત્યારે તેને એકદમ કેદ કરી અમારી સમક્ષ હાજર કરવાની જરૂર હતી કે તેને બાગમાંજ રહેવા દઈતે ખબર કરૂરસીંહને પહોંચાડવાની તમારી ફરજ હતી?" રાજાએ મોટે અવાજે પૂછ્યું-"લુચ્ચાઓ, તમારૂં પાપ અમે જાણી ગયા છીએ! અમારી કીર્ત્તિને કલંક લગાડવાનો તમો નીમકહરામો ધંધો લઇ બેઠા છો, પણ તેનો સ્વાદ તમે બરોબર ચાખશો!" આટલું જણાવી ચોપદારને બોલાવી આજ્ઞા કરી—"દરોગાને આજ્ઞા કરી કે આ બંને નીમકહરામ પાજી કુતરાઓને બસો ફટકાઓ મારી છોડી મૂકવા!" આવી સજા ફરમાવી કરૂરસીંહ તરફ કરડી નજરે જોઈ રાજાએ જણાવ્યું-"કરૂરસીહ તારા પીતાને સ્થાને તને દીવાનપદ સોંપવાની અમારી ઈચ્છાહતી, પણ તે પદને કેટલો લાયક છે તે આજે પૂરવાર થઇ ચુકયુ છે! જુઓ હરામખોરો, યાદ રાખજો! ફરીથી કદી આવી નીમકહરામી કરવાની હીંમત કરશો તો તમને હાથીના પગ તળે ચંપાવીને મારી નંખાવવામાં આવશે!" એટલામાં ચોપદાર દરોગાને તેડી આવ્યો. તેના હાથમાં એક લાંબો કોરડો હતો,

જેનાથી રાજાની આજ્ઞા મળતાંજ પહેલાં કરૂસીહને પીઠપર ફટકા પડવા માંડયા. માર સહિ ન શકવાથી કરૂરસીંહ બુમરાણુ કરી મૂકી જેથી આખો રાજમહેલ ગાજી ઉઠયો. કરૂરસીંહ પછી તાજીમની પણ તેવીજ અવસ્થા થઇ. બંનેની શીક્ષા પૂરી થતાં રાજાએ ગુસ્સામાંજ તેમને કહ્યું—“ જાઓ પાપીઓ, તમારૂં કાળું કરો! ફરીથી એવું કામ કરવાની હીંમત કરતાં પહેલાં તમારી જીંદગીની હયાતીનો વીચાર કરજો!” આ પછી રાજાની આજ્ઞાથી ચોપદાર તેમને મહેલની બહાર લઇ ગયો. સુજી આવેલા વાંસામાં ઉઠેલી બળત્રાની અસહ્ય વેદનામાં પીડાતા કરૂરસીંહ અને તાજીમ ઘેર આવ્યા, એટલે હવે તેઓ બંને વચ્ચે સળગી, ને શીક્ષા ખમવા માટે તેઓ એક બીજાને દોષ આપવા લાગ્યા. “ આજે તારે લીધે મારી સઘળી આબરૂ ધુળમળી ગઇ! કરૂરસીંહે ગુસ્સામાં તાજીમને કહ્યું—“ અરે, કાલે પ્રભાતે તો મને દીવાનપદ મળનાર હતું, તે મનની હોંસ મનમાં રહી ગઇ, ને નફામાં માર ખાધો જેની વેદના તો હુંજ જાણું છું! તારી મહોકાણુમાં મારો બધો વાંસો સુજી આવ્યો છે, ને ચામડી ફાટી અંદરથી લોહી વહે છે!”

“ વાહ! આ તો ચોર કોટવાલને દંડે તેમ થયું?” તાજીમે ખીજવાઇને જણાવ્યું—“ તમારે લીધે મારે આટલો બધો માર ખાવો પડયો! જહાનમમાં જાય

કુંવરીને કુમાર! મને શું એટલી બધી ગરજ પડી હતી કે કુંવરીના બાગમાં જઇ ચપલાની મોજડીઓનો માર ખાત! મને એ બધાનું મન થતું હશે કેમ? એ બધું સહન તમારે માટે નહીં તો બીજા કોને માટે કર્યું?"– "મારે માટે નહીં પણ પઇસા માટે! વજીર બનવું હતું તે માટે સઘળી મહેનત કરતો હતો, સમજ્યો!" કરૂરસીંહ વધુ ગુસ્સે થઇને જણાવ્યું–"કંઇ મને કુંવરી મફતમાં મેળવી આપવા માટે તમે આટલી મહેનત કરતા નહોતા! મારા સ્વાર્થ સાથે તારો સ્વાર્થ પણ સાંધવાનો હતોજ તો!"

"ઠીક છે ત્યારે હવે આજથી આપણું સલામ અલેકુમ! કરૂરસીંહ તમારૂં ઇનામ તમનેજ મુબારક! હવે તમારા પઇસાર્થી બીજા કોઇ પાસે તમારૂં કામ કરાવજો! એક દોસ્ત તરીકે અમે તમારે માટે આટલી બધી ઝહેમત ઉડાવી તેનો આજ નતીજો હવે આપો છો, તો કદાચ તમારા હાથમાં સત્તા આવી હોત તો અમને ગરદનજ મરાવી નાંખ્યો હોત! ખુદાની એટલી પણ રહેમ થઇ કે, આટલામાંજ તમારી પરીક્ષા કરી લેવાની તક મળી! ઠીક ચાલો, માફ કરજો મહેરબાન તમને તકલીફ પડી તે માટે! હવે તમે જાણો ને તમારૂં કામ જાણો! અમારી હોંસ તો તમે આજજ પૂરી કરી નાંખી!" આમ કહી તાજીમ જવાને

ઉઠયો. હવે કરૂરસીંહને ધાસ્તી લાગી કે, તેની મદદ વગર કાન્તા મેળવી શકાય તેમ ન હોવાથી તે હાથમાં નહીં રહે તો પોતાની મનની હોંશ મનમાંજ રહી જશે. આથી તેણે તદન શાંત પડી જઇ તાજીમનો હાથ પકડી તેને જતો અટકાવી હસીને કહ્યું કે, “ અરે દોસ્ત ! જરા મશ્કરી કરી એટલામાં આટલો બધો ગુસ્સો લાગ્યો બેસ,! બેસ !”

“ એક તો વાંસાપર પડેલા મારથી વેદના બળે છે તેમાં વળી તમે આગમાં ઘી હોમતા હોય તેમ બોલો બોલથી હઇયામાં હોળી સળગાવો છો, અને હજી એ તમારી મશ્કરી કેમ ? મારૂં નાક કાપી લેવામાં તો કંઇ મણા રાખી નથી ! જવાદો મને! નાદાનકી દોસ્તી ઓર જીકા જંજાળ ! તમો સરખા નાદાન દોસ્ત કરતાં દાનો દુશ્મન ભલો ! બેકદર માણસ પાસે બેસવાથી લાભને બદલે હાનીજ થાય છે !” તાજીમે ગુસ્સામાં જણાવ્યું.

“ અહોહો ! બહુ માન આવી ગયું કંઇ ! મારા ભાઇ, જરા મશ્કરી કરી તેમાં આટલો ગુસ્સો ! ઠીક ભાઇ, ત્યારે આ બધી મારી કસુર ! આ સઘળું મારે લીધેજ થયું તે પણ કબુલ! ” કરૂરસીંહ તદન લોટી ગયો. તાજીમ પણ માની ગયો, ને પાછો બેઠો. કરૂરસીંહ તેને મનાવવા વધુ છાપરે ચઢાવવા માંડયો–“ તારા સરખો મીત્ર ભરોસોં આપીને પછી

આમ નીરાશ કરે એ શોભે કે ! મારી મુરાદ પાર પાડવાની આશાનો આધાર તું આમ રીસાઇને મને છોડી જાય તો પછી મારી કેવી હાલત થાય !" તાજીમ હવે તદન નરમ થઈ કરૂરસીંહનું કહેવું સાંભળ તો હતો. કરૂરસીંહના કાલાવાલા હજી ચાલુજ હતા–"આજે પણ ખુબ થઇ હો યાર ! આપણે આટલી બધી શીક્ષા ખમી તોપણ કુમાર હાથમાંથી છટકી ગયો, પણ આજનું વેર ગમે તેમ વાળવુંજ જોઇએ !" તાજીમ હવે ખુબ ક્રાપરે ચહડી ગયો, ને બોલી ઉઠયો–"હવે તો કુમાર દરરોજ કુવરીના બાગમાં બેધડક આવશે, એમાં કંઈ શક નથી કેમકે, હું અગાઉથી કહેતો આવ્યો હું તેમ ખરે એ માટેજ તેણે આપણી સરહદપર પડાવ નાંખ્યો છે, પરંતુ હવે તેને ફરી જોતાં મહારાજાને ખબર પહોંચાડવાની હીંમત ચાલતી નથી, કેમકે, ખબર આપવા જઇએ એટલામાં એ નહાસી જાય તો જરૂર માર્યા જઈએ !" માટે હવે તો એવી કોઈ યુકતી શોધી કહાડવી જોઇએ કે આપણી જીંદગી પણ કોઈ રીતે જોખમમાં ન આવે અને મહારાજા પોતાની આંખોએ કુલીનને બાગમાં જોય ! પણ કંઇ વીચાર સુઝતો નથી !" તાજીમ વીચારમાં પડયો અને તે થોડી વાર સુધી મુંગો રહી બોલ્યો–"અહા ! એક ઉપાય છે–"

"શું છે ભાઈ ?" કરૂરસીંહે આતુરતાથી પૂછયું.

“ચીત્રપુરના રાજા ચતુરસીંહની દરબારમાં શાંતી પંડીત નામનો એક ઘણોજ પ્રવીણ જોશી છે, અને તે રમલ નાંખીને આપણે ગમે તે પૂછીએ તે ઘણીજ ઝડપથી કહી શકે છે? અમુક માણુસ આ સમયે કયાં છે, શું કરે છે! અને તેને કેવી રીતે પકડી શકાશે? એ સઘળું પોતાની ગણત્રીને આધારે તે બતાવી શકે છે! માટે જો એ અહીં આવી આપણને મદદ કરે તો તમારી મુરાદ પાડ પાડતાં વારજ લાગે નહીં!” તાજીમે જણાવ્યું.

“પણ તેને આપણા હાથમાં કેવી રીતે લઇ શકાય?”

“મહારાજા ચતુરસીંહને મળીને જતો!” તાજીમે જણાવ્યું.

“પણ તે માટે ચીત્રપુર જવું જોઇએ! અને ત્યાં જાય કોણ? હૈદર હોત તો તમો બેમાંથી એકને ત્યાં મોકલત!”

“છટ! એમાં હું કે હૈદરથી કંઈ વળે તેમ નથી! એ તમારૂં કામ છે! મહારાજા ચતુરસીંહને તમો કહેશો તેની વાત જુદીજ છે! તમે માંગણી કરશો તો રાજાને મંજુર રાખ્યા વગર ચાલશેજ નહી! વળી ચીત્રપુર કંઈ અહીંથી બહુ દૂર નથી! પચ્ચીશેક કોસનો માર્ગ છે, તે

આપણે એક દીનમાં પહોચી જઇશું ? તમે ચાલો, માર્ગમાં આપણે ત્યાં જઇને શું કરવું, તે સઘળું હું તમને સમજાવીશ !" આખરે એજ ઠરાવ પર આવતાં કુંપટે તાજીમના કહેવા મૂજબ કેટલુંક રોકડ નાણું તથા રાજા ચતુરસીંહને ભેટ ધરવા માટે કેટલુંક કીંમતી ઝવેરાત પોતાની સાથે લીધું અને ઝડપી ચાલના બે અશ્વ તૈયાર કરાવી તેજ સમયે તેઓ ચીત્રપુર તરફ રવાને થયા. ઘરમાં કુરસીંહ પોતાના નોકરો વગેરે સઘળાઓને કહેતો ગયો કે, જો મહારાજાને ત્યાંથી કોઇ પોતાને તેડવા આવે તો કહેવુંકે "પોતે બહુ બીમાર હોવાથી બીછાનેથી ઉઠી શકે તેમ નથી."

---



# પ્રકરણ ૧૧ મું.

---

## કૂર અને તાજીમ ન્હાઠા.

વીરસીંહ અને બલદેવસીંહને એકદમ સુચના થતાં ચંદ્રકળાના ચોર બાગને ટપી પોતાના તંબુમાં આવ્યા, ત્યારે તેને જણાયું કે આ સમે અડધી રાત વીતી ગઈ છે. બલદેવસીંહને કયાં ચેન પડતું હતું. વીરસીંહને તંબુમાં પહોચાડી પાછો ફર્યો અને તરત તાજીમની મૂર્તિ બની કૂરસીંહને ઘેર ગયો. તે વખતે કૂરસીંહ ચીત્રપુર તરફ રવાના થઈ ચુકયો હતો, જે માણસોને ઘરની રક્ષા કરવા માટે પાછળ મુકી ગયા હતા, અને કહી ગયા હતા કે જો રાજાના માણસ આવીને પુછે તો કહેજો કે કૂરસીંહ બહુ બીમાર છે તેથી હાલ તુરત આપના દરબારમાં આવી શકાય એમ નથી. તબીયત સુધર્યા પછી આવશે. તે લોકોએ

તાજીમને એકાએક આવેલો જોઇને કહ્યું કે, કહો તો ખરા કે તાજીમ તમે કયાં ગયા હતાં?' નકલી તાજીમે કહ્યું કે, હું જહાનમની સેલ કરવાને ગયો હતો. ત્યાંથી પાછો આવ્યો છું, તમે કહો કે, 'ફૂરસીંહ કયાં છે? સઘળાએ તેની બધી હકીકત કહી સંભળાવીને તેની સાથે કહ્યું કે, 'હમણાજ તે ચીત્રપુર તરફ ગયા છે જો તમે પણ જશો તો ઠીક થઈ પડશે.'

બનાવતી તાજીમે કહ્યું કે, 'હા. હું પણ જઉ છું. ઘેર નહી જઈશ. સીધો ચીત્રપુર જઈશ. એટલું કહીને તાજીમ ત્યાંથી રવાના થઈ પોતાનાં તંબુમાં આવીને વીરસીંહને બધી બાબદથી વાકેફ કર્યો. અને બાકી રહેલ રાત આરામમાં ગુજારી પહોર પડતાજ સ્નાન સંધ્યા કરી જરા તરા ખાઈ પી લઈને સુરત બદલાવીને નવલગઢ તરફ રવાના થયો. ઉઘાડે શરીરે હાથ પગ અને મો પર ધુળ છાંટતો રોતો, પીટતો રાજા જયસીંહની દરબારમાં પહોચ્યો. જેને જોતાની વારજ બધા એકી નજરે તેની તરફ જોવા લાગ્યા. રાજાએ પોતાના ત્રીજોરીના અધીકારીને કહ્યું કે, 'તેને પુછો કે, એ કોણ છે? શા માટે આવ્યો છે? અને શું કહેવા માગે છે? વેશધારી બલદેવસીંહે કહ્યું કે, 'ફૂરસીંહનો નોકર છું, અને મારૂં નામ રામલાલ છે, આપથી નિમકહરામ બની ફૂરસીંહ ચીત્રપુરના રાજા પાસે ગયો છે,

મે તેમ કરવાને તેને બહુ સમજાવીને કહ્યું કે; રાજાનું નીમક ખાઈને રાજાથી નિમકહરામ બની રાજાની વીરૂદ્ધ કામ ન કરવું જોઈએ; તે ઉપરથી મને ખુબ મેથીપાક જમાડી, અને જે મારી જીવન દોરી હતી, તે તેણે છીણવી લીધી. હાય રે ! હું તમામ લુટાઈ ગયો છું. એક ફુટી બદામ પણ મારી પાસે રહેવા દીધી નથી, હવે હું શું ખાઈશ, ઘેર કેમ પહોંચીશ, છોકરા છૈયા તરણ વર્ષની કમાણી પુછશે કે; રજવાડાની નોકરી કરી શી કમાણી કરી લાવ્યા. તો તેને શું જવાબ આપીશ ! ફરીયાદ ! ફરીયાદ ! ફરીયાદ ! ! ! મહા સમજાવટથી રાજાએ અને તેના દરબારના દરબારીઓએ તેને રડતો કુટતો અને બુમ મારતો છાનો રાખ્યો. રામલાલની આ ફરીયાદથી રાજાને ઘણો ગુસ્સો ઉત્પન્ન થવાથી રાજાએ હુકમ કર્યો કે, ‘ જુઓ ! ક્રુરસીંહ કયાં છે ? ચોબદાર ખબર લાવ્યો કે સખત બીમાર છે, અને તે બીમારીથી તે ઉઠી શકતો નથી. રામલાલ ( બલસીંહે ) કહ્યું કે, દુહવાઈ મહારાજની ! એ પણ તેની સાથે મળી ગયો છે. તે સદંન્તર જુઠું બોલે છે, બધા મુસલમાન તેના જાની મીત્ર છે. દુહાઈ મહારાજની ! ખુબ ચોકસી કરવી જોઈએ. રાજાએ પોતાના એક ક્ષત્રી જોધાના અધીકારીને કહ્યું કે, ‘તમે ખુદ જઈને પતો કાઢો એ મામલો શું છે ? થોડીવાર પછી તે અધીકારી પાછો ફરીને કહ્યું કે, ‘ મહારાજ ! ક્રુરસીંહ ઘરમાં તો નથી, ઘરવાળા

પતો આપતા નથી. કે તે કયાં ગયો છે' રાજાએ કહ્યું કે, 'જરૂર તે ચીત્રપુર ગયો હશે! ઠીક છે તેના એક ચાકરને બોલાવી મંગાવા હુકમ થતાજ ચોબદાર કુરસીંહને ઘેર જઈ તેના એક હીમ્મતવાળા નોકરને પકડી લાવી રાજા સમીપ ઉભો કરી દીધો. તેને રાજાએ પુછયું કે, 'કુરસીંહ કયાં ગયો છે? પણ તેના નોકરે બરાબર ઉત્તર આપ્યો નહીં, તે જોઈને રામલાલે કહ્યું કે, 'દુહાઈ રાજાની! તે માર ખાધા વગર ઉત્તર આપનાર નથી. રાજાએ માર મારવાનો હુકમ કર્યો. માર પડવાની પહેલાજ તે ફુટેલા નસીબવાળાએ કહી દીધું કે, 'કુરસીંહ ચીત્રપુર ગયો છે.

રાજા જયસીંહે કુરસીંહનો હેવાલ સાંભળવાથી જેટલો ગુસ્સે ચઢયો હતો તેનું વર્ણન આ કલમ કરી શકવાને અશકત છે. ગુસ્સામાંને ગુસ્સામાં રાજાએ હુકમ કર્યો કે, 'કુરસીંહના ઘરના તમામ માણસો એક કલાકની અંદર પોતાનો પ્રાણ બચાવીને રાજની સરહદ મુકી અન્યની હદમાં ચાલી જવું. ન જાયતો તેને ચાબખાના માર મારીને કાઢી મુકવા અને તેનો મ્હેલ લુટી લેવો.

તેની દોલતમાંથી જેટલી દોલત આ રામલાલ ઉઠાવી શકે તેટલી તેને લઈ જવા દેવી બાકીની જે કાંઈ વધે તેટલી રાજના ખજાનામાં નાખી દેવી.

જો રામલાલ રાજમાં નોકરી કરવાને તૈયાર થાય તો તેને રાજની નોકરીમાં નોકર તરીકે દાખલ કરવો.

હુકમ થતાજ બધાની પહેલા રામલાલ ક્રૂરસીંહને ઘેર પહોચ્યો. રાજાના હુકમથી જે માણસ રાજાનો હુકમ બજાવવાને ક્રૂરસીંહને ઘેર ગયો હતો તેને રામલાલે કહ્યું કે, 'પહેલા મને તેની દોલતમાંથી જે રોકડ નાણું નીકળે તે મને આપી દો. કે જેથી સંતોષ પામી અને તે મારા સંતોષને પૂર્ણ કરનાર રાજાને આશીરવાદ આપતો જણી બસ જલદી આપો, મને ગરીબને નહીં રંજાડો.' તે માણુસે કહયું કે, 'તું તો કોઈ અજબ તરેહનો માણુસ છે તને તો તેનીજ પડી છે. જરા ધીરજ રાખ! કેમ ઉતાવળ કરે છે. નકલી રામલાલે ચીરડાઈ જઇને કહયું કે, હુ હવણા રાજા પાસે જઈને કહું છું કે તમારો માણુસ રૂપીઆ આપતો નથી.' એમ કહેતાની સાથે તે ત્યાં રાજા તરફ જવાને જરા આગળ ચાલવા માંડયો તે જોઇ તે માણુસે કહયું કે, 'લે, કયાં જાય છે, તે માણુસે પોતાના હાથ હેઠળના બીજા માણુસને કહયું કે, 'ભાઈ પહેલા એને આપીદે.'

રામલાલે કહયું કે, શું તારા બાપના ઘરમાંથી આપે છે, એટલો બધો દમ શા માટે મારે છે! ધર્મ કરતો નથી! ભીખ આપતો નથી! તું મને ઓળખે છે કે મારૂં નામ

રામલાલ ફાંકડેલાલ છે. માટે સંભાળીને મારી સાથે વાત કરો. નહીંતો બધા રૂપીઆ અંહીઆ સ્વાહ થઈ જશે? રામલાલના આવા બોલવા ઉપરથી બધાએ ખડખડ હસી પડયા. તે અમલદારે બે હજાર રૂપીઆ તેની પાસે રાખીને કહયું કે, 'લઈજા' રામલાલે કહયું કે, 'વાહ! વાહ!! કંઈ યાદ છે? રાજાએ તમને શું હુકમ આપ્યો છે? એટલા તો મારી કમરમાં સમાઇ જશે! રાજાએ શું કહ્યું છે. જેટલા મારાથી ઉપાડી શકાય તેટલા આપો. તે તું કેમ ભુલી જાય છે. શું તારે ખાઇ જવા છે! દાનત બગડી છે! કે ચોથાઇ માગે છે? હું તો તને એક રાતી પાઇ પણ આપવાનો નથી! સમજયો કે! બોલ આપે છે કે રાજા પાસે જઉં! તું કંઈ ખરો ધર્મ કરવા નીકળ્યો નથી હો! આપતો હોયતો આપ, નહીંતો સાફ ના કહીદે! હું કંઇ તારા બાપનો ચાકર નથી કે અંહીયા તું નચાવે તેમ નાચું. બલસીંહના આ શબ્દો સાંભળતાને વાર તે માણસનાં બંધ તુટી પડવાથી તેણે પોતાના હાથ હેઠળના માણસને કહ્યું 'ચાલ મારી સાથે. તે માણસને પોતાની સાથે લઇને બેઠો હતો ત્યાંથી ઉઠયો અને નકલી રામલાલને ખજાનાની ત્રીજોરીઓ પાસે લઈ જઇને ઉભો કરીને કહયું કે, 'ઉપાડ, જોઉં કે તું કેટલા ઉપાડેછે!' જોતજોતામાં તેણે દસ હજાર રૂપીઆ ઉપાડી લીધા. થોડાક માથા ઉપર થોડાક બટવામાં, કમરમાં, ખીસ્સામાં

અને એમ કરતાં બાકી રહેલા રૂપીઆ મોઢામાં પણ નાખી દઇને પોતાનો રસ્તો લીધો.' આ જોઇને બધા હસવા લાગ્યા અને કહેવા લાગ્યા કે, શું 'આ માણુસ જાતે કોઈ રાક્ષસ છે.'

રાજાના અમલદારે રાજાનો બરાબર હુકમ બજાવ્યો. ઘર લુટી લીધું, સ્ત્રી પુરૂષો અને નોકર ચાકરો રોતા પીટતા ચીત્રપુરનો રસ્તો લીધો.

બલસીંહ રૂપીઆ લઇને વીરસીંહની પાસે આવ્યો, અને વીરસીંહને કહ્યું કે, 'ભાઈ! આજતો માલમ માલ લાવ્યો છું, પણ રૂપીઆ દુષ્ટના છે, જેની સાથે આપ થોડા રૂપીઆ મેળવીએ કે જેથી તે પવીત્ર થઈ જાય. તોજ માલ હજમ થાય, નહીં તો પેટ ફાડી પાછા નિકળી જાય?

વીરસીંહે પુછયું કે, 'એતો બતાવો એ માલ કયાંથી લાવ્યા? જે બન્યું હતું તે બધુએ કહી સંભળાવ્યું તે તે સાંભળી લઈને વીરસીંહે કહ્યું કે, 'જે કાંઈ મારી પાસે અહીંઆ હતું તેટલુ મેં તને આપી દીધું છે.' બલસીંહે કહ્યું કે, આ મોહોરોથી કીંમતમાં મોંઘું હોવું ન જોઇએ. કેમકે, તમે તો એના કરતાં, ચાર ઘણા મ્હોટા વધારે છે?' વીરસીંહે કહ્યું કે, 'આ વખતે એટલી બધી મહોરો હું કયાંથી લાવુ? બલસીંહે જવાબ આપ્યો કે, એક દસ્તાવેજ લખી આપો.'

કુંવર હસી પડયો, અને પોતાની આંગળીમાં જે હીરાની વીંટી પહેરી હતી તે ઉતારીને આપી દીધી.' બલસીંહ ખુશ ખુશ થઇને વીંટી લઈને કહ્યું કે, 'પરમેશ્વર આપણી આશા ઉમંગ અને ઉમેદ પુરી કરજો. હવે આપણે પણ અહીંયાથી આપણે ઘેર પહોચવું જોઈએ. કેમકે હું ચીત્રપુર જઈશ અને જોઉં છું કે સેતાનનો છોકરો ત્યાં શું ગોઠવણ કરી રહ્યો છે.'





# પ્રકરણ ૧૨ મું.

---

## રાણીનો બળાપો.

કુરસીંહ ઉપર આવી પડેલી સવાઈ આખા નગરમાં પવનની પેઠે ચોમર ફેલાઈ ગઈ. મહારાણી ચંદ્રીકા, ચંદ્રકળા બધાએ જાણ્યું. ચંપળા અને ચંપા બહુ ખુશી થઈ, જ્યારે રાજા મ્હેલમાં ગયો ત્યારે હસતાં હસતાં રાણીએ કંરૂરસીંહ સંબંધી પુછયું કે, 'સ્વામીનાથ! તમારા પ્રધાનના સાચા પુત્ર કરૂરસિંહની શી ગતી થઇ!

**રાજા**—તે બહુ બદમાસ અને જુઠો હતો અને ફોકટની છોકરીને બદલામ કરતો હતો. તે બધું જાણવામાં આવવાથી, તેના અપરાધ બદલ તેને બાંધી મારની શીક્ષા કરવામાં આવી છે.

**રાણી**—તેની દાનતજ બુરી હતી, અને પોતાની બુરી દાનતને માટે તે વારંવાર નીર્દોષ બાળા અને નીર્દોષ વીરસિંહ ઉપર આરોપ મુકવાને ચુકતો નહોતો. ચાબખાના મારથી શું તેની ચાલ સુધરવાની હતી ! તેને તો સખ્તમાં સખ્ત શીક્ષા કરવી હતી. 'આપે શું વિચાર કરીને વીરસીંહનું આવવું જવું બંધ કરી દીધું હતું ? જુઓ તે એજ વીરસીંહ છે કે, જે બાળપણમાં હતો જયારે કુંવરી, પેદા પણ થઈ નહોતી. ત્યારથી તે આપણુને મળવા આવતો હતો. અને અંહીઆ કેટલાક દીવસ સુધી રહેતો હતો. જયારે કુંવરી ગ્હોટી થઈ ત્યારે આ બંને જણુ સાથે રમ્યા કરતાં હતાં. અને આ સંબંધી એ બંનેના અરસપરસમાં ઘાડો પ્રેમ બંધાઈ ગયો. તે પ્રેમગાંઠને તોડવાને માટે તમે તમારા પ્રધાનની શીખવણીથી કુંવરીને નજરકેદ રાખી હતી. પરીણામ શું આવ્યું ! તપાસ્યું ! સત્ય શું હતું તે જોયું ? પાપીની જાળ તોડી નાંખવા માટે પાપીને. ને પાપીના પુત્રને પરમેશ્વરે સખતમાં સખત શીક્ષા કરી છે. એમ પણ જાણુવામાં આવતું નથી કે આપ અને રાજા ચંદ્રસેખર જુદા છે, યાને અચલગઢ અને નવલગઢ એ જુદા રજવાડા છે. ચંદ્રસેખર પણ બરાબર રીતે તમારી ઈચ્છાનુસાર વર્તયા કરે છે, કંઈક વખતે આપ આપના મુખમાંથી કહી ચુકયા છો કે, ' કુંવરીના વીવાહ વીરસીંહની સાથે કરી દેવા જોઈએ ' આવા સંબંધની વચમાં ફાડમારી

પ્રેમગાંઠ તોડી નાંખવા માટે બંનેની વચ્ચે મ્હોટું વૈર ઉત્પન્ન કરાવ્યું છે.'

**રાજા**—હું બહુ દુઃખી છું, મારી બુદ્ધિને શું થઇ ગયું હતું. તે હું જાણી શક્યો નહીં, અને તે નહીં જાણી શકવાથી, અને બીજાઓની બુદ્ધિ ઉપર ચાલવાથી મારી સમજણની વચ્ચે મ્હોટો પથ્થર પડી ગયો હતો, લોકોના ભમાવવાથી તેના સંબંધ માટે કંઈ વાત એવી બની હતી કે જેના સંબંધથી મારા અંતઃકરણમાંથી વીરસીંહનો પ્રેમ અલોપ થઈ ગયો. એમ થવાનું મુળ કારણ તો તે પાપી ક્રૂરસીંહ હતો, તેણે કરવામાં કંઈ બાકી રાખ્યું ન્હોતું. તેના પાપે, તેને ફસાવ્યો છે, અને તેના તે પાપના તાપે, તેને સુખે બેસી સંપવા ન દેવાથી તે પલાયન થઈ ગયા છે. તેની હવે મને ખબર પડી છે.

**રાણી**—જુઓ હવે તે ચીત્રપુર જઇને શું કરે છે! તે જરૂર રાજા ચતુરસીંહને ઉશ્કેરીને કંઈક નવું તોફાન મચાવશે.

**રાજા**—ખેર! તે જોયું જવાશે. પરમેશ્વર બચાવનાર છે તે નાલાયેકે તો પોતાની બુરાઈ કરવામાં કાંઈ બાકી. રાખી નથી.

એટલું કહી રાજા મ્હેલની બહાર ચાલ્યો ગયો. હવે તેને એવી ચીંતા થઈ કે કોને પ્રધાન પદ આપવું, પ્રધાન વગર કામ નહી ચાલશે. કંઈક દીવસ સુધી આ માટે તે નિર્ણય કરીને હરદયાલસીંહ નામના નાયબ દીવાનને; દીવાનની પદવી આપી આ પુરૂષ પૂર્ણ વિશ્વાસવાન, ન્યાયી, દયાળું, અને શુદ્ધ અંતકરણવાળો હતો, આ માણસે કોઈ પણ દીવસે કંઈ પણ કોઈના દીલ દુખવ્યાં નહોતા.





# પ્રકરણ ૧૩ મું.

---

## એકઠી થયેલી ચંડાળ ચોકડી.

મધ્યાન્હકાળનો સમય હતો. સૂર્યનો સખત તાપ પ્રાણી માત્રને દુઃખદાયક થઈ પડયો હતો, જેથી સર્વ કોઇએ પોતપોતાના આરામ સ્થાનમાં આશરો લીધો હતો. માર્ગમાં સદન્તર નિર્જનતા છવાઈ ગઈ હતી. આ સમયે ચીત્રપુરની પાદરે આવેલા એક વિશાળ તળાવપર કરૂર અને તાજીમ એક ઘટાદાર પીપળાના વૃક્ષ તળે એશઆરામ લેતા બેઠા હતા. તેમના અશ્વ તેમની સામેના ઝાડના થડ સાથે બાંધેલા ઉભા ચારો ચરતા હતા. તાજીમ અને કરૂર તરતનાજ ભોજન કરી વાતો કરતા બેઠા હતા. “ આપણે નગરમાં કયારે જઇશું ? ” કરૂરે તાજીમને પુછયું.

"દિવસ નમતં જઈશું એટલે આપણે દરબારને વખતે પહોંચી જઈશું, કે જેથી રાજાની મુલાકાત થતાં કંઈપણ વિલંબ નહિ લાગે." તાજીમે કહ્યું.

"ઠીક ! યાર, કુલીન અને બલદેવસીંહને પકડી તેમને ઠાર કરવાને મારૂં મન બહુ તલપી રહ્યું છે." કરૂર ગુસ્સાથી બોલ્યો.

"બધું થશે ! જુઓ તો ખરા ! રાજા ચતુરસિંહના બહુરૂપીઓ અને શાંતીનાથ જોશીજીની મદદ મળી એટલે આપણે જે કાંઇ ધારીશું તે કરી શકીશું ! પછી તમને કુંવરી મળી એમ સમજીજ રાખવું !" તાજીમે ગંભીરતાથી જણાવ્યું.

"આપણાથી બની શકે તો આખું અચલગઢ રાજ્ય પાયમાલ કરી નાંખવું !" કરૂર હવાઇ કિલ્લા બાંધવા લાગ્યો.

"રાજા ચતુરસીંહની મદદ મળી એટલે બધું બની શકશે ! અચલગઢ અને આપણા નવલગઢના રાજ્યો સાથે મળી જાય તોપણ રાજા ચતુરસિંહની બહાદુરી અને લશ્કરી જોર આગળ તેઓ એક ઘાસના તણખલા સમાન છે ! એકવાર તમે રાજા ચતુરસીંહને મળી આપણા પક્ષમાં લ્યો પછી જુઓ કે કેવો રંગ જામે છે !" તાજીમ બોલ્યો. આમ મનમાં અનેક હવાઈ કિલ્લાઓ બાંધવામાં કાળ ગુમાવી

પહોર નમતાં તેઓ ઘોડેસ્વાર થઈ નગરમાં દાખલ થયા, અને રાજદરબારમાં જઇ પહોંચ્યા. આ સમયે રાજા ચતુરસીંહ પોતાના રાજકાજ્યમાંથી પરવારીને દીવાન સંગે પ્રજાની સ્થીતિ સંબંધી વાતચીત કરતો બેઠો હતો. અને તે સમે કેટલી એક અગત્યની વાત ચિંતો થઈ રહી હતી એટલામાં કરૂરે દરબારમાં હાજર થઇ રજવાડી રિવાજ મૂજબ નમન કરી પોતાની પાસેનું ઝવાહીર ભેટ મુકયું. રાજા પણ કરૂરને સારી પેઠે ઓળખતો હોવાથી તેને આસને બેસાડી નવલગઢની તથા તેના પીતાના મરણ સંબંધી ખબર અંતર પૂછી, જે તેણે સઘળાના ઘટતા જવાબ આપ્યા પછી રાજાએ તેના આવવાનું કારણ પૂછતાં કરૂરે જણાવ્યું કે, 'મહારાજ ! ખાસ કારણને લીધેજ આપની હજુરમાં આવવાની જરૂર પડી છે, પણ જે હકીકત હું આપને જણાવવા અત્રે આ વ્યો છું તે તદન ખાનગી અને ઘણીજ અગત્યની છે, તેથી આશા છે કે આપના આ શેવકની, આપ ન્યાયી આ અરજ માન્ય રાખી એકાન્તમાં આપની મુલાકાત લેવાનો લાભ આપશો." કરૂરની આ અરજ રાજાએ ઘણી ખુશીથી મંજુર રાખી, અને તે એવી તે શું ખાનગી અને અગત્યની હકીકત જણાવવા માગે છે તે જાણવાની આતુરતા થતાંજ રાજાએ તરતજ દરબાર બરખાસ્ત કરી, અને થોડી વાર પછી કરૂરને પોતાના મહેલમાં તેડી આવવાની પોતાના દીવાનને આજ્ઞા કરી, પોતે મહેલમાં પધાર્યા. આજ્ઞા મૂજબ

દીવાન કરૂરને રાજાની હજુરમાં તેડી ગયો, જ્યાં રાજાએ તેને પોતાની હકીકત જણાવવાની આજ્ઞા કરવાથી કરૂરે પોતાના આવવાનું કારણ જણાવ્યું. તેણે રાજા જયસિંહનું બહુજ ભુંડુ બોલી ચતુરસિંહને ઉશ્કેરતા જણાવ્યું કે, "મહારાજ! નવલગઢની પ્રજાનું દુઃખ મટાડવાને આપે ઇચ્છા કરવાની આ તક બહુ સારી છે, અને આપની એ ઇચ્છા હાલમાં પાર પડતાં બહુ મુશ્કેલી નડે તેમ નથી. કેમકે, રાજા જયસિંહનું લશ્કર હાલમાં તદન અવ્યવસ્થિત થઇ ગયું છે. આ સાથે વળી લશ્કરમાં ઘણો ભાગ મુસલમાન સીપાઇઓનોજ છે, તેઓ સઘળા તો મારા હાથમાંજ છે, એટલે આપના લશ્કરે નવલગઢની સરહદપર પડાવ નાંખ્યો કે તરતજ રાજા જયસિંહ સહજમાં આપને શરણે આવી રક્ષણ માગશે! વળી રાજા જયસિંહની કુંવરી કાન્તાના રૂપ ગુણનું વર્ણન હું આપને શું કહું? સાંદર્યમાં તેણીની જોડી આખી દુનીયામાં મળવી મુશ્કેલ છે. અચલગઢના રાજા ચંદ્રશેખરનો કુંવર કુલીન તેણી સંગે પરણવા તલપી રહયો છે, પણ કાગડાની કોટે રત્નની માળા કદી શોભતી હશે? દુનીયામાં આપ સરખા રત્ન નથી શું? મહારાજ! આપે એ રમણીરત્ન બાયલા કુલીનના હાથમાં જવા દેવું જોઇએ નહીં!" ચતુરસિંહ! તેમ કરવાને શું આપ નાહિંમતવાન છો? શું આપ અને આપના લશ્કરી બળમાં શક્તી નથી? આ મૂજબ રાજા ચતુરસિંહ

ઘણું સમજાને કરૂરે તેને ખુબ છાપરે ચઢાવ્યો, અને નવલગઢ ઉપર એકદમ ચઢાઇ કરવાને પોતાની સાથેજ તેનું લશ્કર મોકલવાની અરજ કરી. કાન્તાનાં સ્વરૂપના વખાણ સાંભળીને તેણીને મેળવવાની રાજા ચતુરસિંહને પણ બહુ જીજ્ઞાસા ઉત્પન્ન થઇ, પણ તે પાર પાડવા માટે નવલગઢ ઉપર ચઢાઇ કરવાને એકદમ લશ્કર મોકલવાની કરૂરની સુચના ઉપર વિચાર કરતાં તેને તેની સુચના પસંદ પડી નહીં, તેથી તેણે કરૂરને કહ્યુંકે, 'હમણાં નવલગઢપર ચઢાઈ મોકલવાની અમને કંઈ અગત્ય જણાતી નથી કેમકે, બીજે રસ્તે અમે ધારેલી ઇચ્છા પાર પાડી શકીએ તેમ છે! બસ! પહેલાં તો અમારા બહુરૂપીઓને અમે એ કામ સોંપીશું? પછી વખત આવશે ત્યારે જોઇ લઇશું! અમારી દરબારમાં છ બહુરૂપીઆ છે તેમાંથી ચાર બહુરૂપીઓ અને પાંચમા જોશી શાંતીનાથ પંડીતને અમે તમારી સાથે મોકલીશું, અને જો પછી જરૂર પડશે તો અમે પણ પાછળથી લશ્કર સહીત આવી પહોંચીશું.

"મારી સાથે ક્યા બહુરૂપીઓને મોકલવાની ઇચ્છા રાખો છો?" કરૂરે આનંદમાં આવી પૂછ્યું.

"ચમનરાય અને ઘસીટાસીંહને અમારી પાસે રાખીશું, અને ભૈરવનાથ, ગુરૂનાથ, વીરકાળ, તેમજ નારાયણસીંહને તમારી સાથે મોકલી શું?" રાજાએ જવાબ આપ્યો

અને ચોપદારને બોલાવી ઉપળા ચાર બહુરૂપીઓ અને પંડીતજીને પોતાની હજુરમાં મોકલવાની આજ્ઞા કરી. થોડી વારમાં ચારે બહુરૂપીઓ પંડીતજી સહીત આવી પહોંચ્યા. રાજાએ તેમને કરૂર સાથે નવલગઢ જવાની આજ્ઞા કરી અને ત્યાં તેમણે શું કામ બજાવવું છે તે વિષે પૂરતી સમજણ આપી કેટલીક સુચનાઓ કરી છેવટે કહ્યું કે, ' એ શીવાય બીજી કશી બાબતમાં તમને મુંઝવણ પડે તો કરૂર ખુલાસો કરશે ! પણ તમોએ કેટલું કામ બજાવ્યું છે તેના સમાચાર અમને વારંવાર જણાવજો. " આમ તેઓ ત્યાં વાતચીત કરતા બેઠા હતા, એટલામાં ચોપદારે આવી નમન કરી અરજ કરી કે, 'મહારાજ ! દોઢીપર કેટલાક સ્ત્રીપુરૂષો આવી આપને અરજ કરવાને ઉભા છે. તેઓ કરૂરના સગા સંબંધી તરીકે પોતાને ઓળખાવે છે, અને એમ જણાવે છે કે, કરૂર આપ શીર છત્ર પાસે આવ્યા તેની ખબર રાજા જયસીંહને પડતાં તેમણે કરૂરનાં ઘરબાર લુંટી લઇ તેઓ સઘળાને પોતાના રાજ્યમાંથી હાંકી કહાડયાં છે, તેથી તેઓ આપની સાહાતા મેળવવાને અત્રે અરજ કરવા આવ્યાં છે !" આ સાંભળતાંજ કપટના હોંશ ઉડી ગયા, અને આતુર ચહેરે તેણે રાજા તરફ જોયું. કંઇક ગુસ્સા સહીત રાજાએ તેમને અંદર મોકલવાની ચોપદારને આજ્ઞા ફરમાવી. અંદર આવ્યા પછી રાજાના પૂછવાથી તેમણે સઘળી હકીકત દયામણે અવાજે કહી સંભળાવી.

કરૂર અને તાજીમ સંગે ત્યાં હૈદરને ન જોતાં જે બુઢા શેવકે તેને અશ્વ આપી ચીત્રપુર તરફ રવાને કીધો હતો તેણે કરૂરને પૂછયું "શેઠજી, હૈદર આપને મળ્યો હશે ?"

"કયાં છે હૈદર વળી ? અહીં તો તે આવ્યો નથી !" તાજીમ બોલ્યો.

" અત્રે નથી આવ્યો ત્યારે એ કયાં ગયો હશે ? આપ જે રાત્રે અત્રે આવવાને વીદાય થયા તેજ રાતે થોડી વાર પછી તે મહેલે આવ્યો હતો એટલે અમે તેને આપની હકીકત જણાવી આપ તરફ રવાને કીધો, અને તે પણ આપ તરફ જવાનું કહી તમારી તરફ આવવાને નીકળ્યો હતો!" બુઢા નોકરે જણાવ્યું. આથી સઘળો ભેદ તરત ખુલ્લો થઈ ગયો, અને તાજીમ બોલી ઉઠયો કે, "બસ બસ, હૈદર કોણ હતો તે જાણવું મુશ્કેલ નથી ! તે બલદેવસીંહજ હોવો જોઈએ ! આપણા અત્રે આવવાની ખબર પણ તેણેજ રાજા જયસીંહને આપી હશે, અને તમામ ફીસાદ તેણેજ મચાવ્યો છે !" આ સાંભળી કરૂરના સઘળા શેવકો દીંગમૂઢ સરખા ઉભા રહી ગયા. કરૂરની આંખમાં ઝળઝળીઆં આવી ગયાં, ને તે હાથ જોડી રાજાને કંઈ અરજ કરવા જતો હતો એટલામાં તેની હાલત પામી જઇ તેને ધીરજ આપવા રાજાએ કહ્યું કે, 'કપટરાય ! તમે લેશ પણ ચીંતા કરશો

નહીં ! હજી શું વહી ગયું છે ? રાજા જયસીંહ તમને આમ લુંટી લઇને શું સુખે બેસી શકશે ? તમે અમારી સાહાતા માગવા આવ્યા છો ? એટલે તે અમારે આપવીજ જોઇએ ! બસ! તમને થયેલા ગેરઇનસાફનું વેર અમે જયસીંહ પાસેથી લઇશું ! તમારા કુટુંબ માટે સર્વ પ્રકારનો યોગ્ય અમે બંદોબસ્ત કરીશું !" કરૂરને આથી ધીરજ વળી. રાજા ચતુરસીંહે તરતજ કરૂરનાં કુટુંબ માટે ઘર તૈયાર કરવાની આજ્ઞા કરી. થોડા દીવસ ચીત્રપુરમાંજ ગાળી કરૂર રાજાની આજ્ઞા લઇ ચાર બહુરૂપીઓ તથા જોશી શાંતીનાથ અને તાજીમ સહિત નવલગઢ રવાને થયો. રાજાના બહુરૂપીઓએ જાતજાતનાં પોશાક તથા અઇયારી માટેની દરેક વસ્તુઓ તેમજ હથીઆરો પોતાની સાથે લીધાં હતાં. પંડીતજીએ પણ પોતાનાં પાનાં પુસ્તક તેમજ તે પણ થોડી ઘણી અય્યારી જાણતો હોવાથી કેટલીક તેને લગતી અગત્યની વસ્તુઓ સાથે લીધી હતી. નવલગઢ સાથે અચલગઢ પણ જવાનો તેમણે વીચાર કીધો હતો, પણ હવે આપણે પણ તેમની સંગે મુસાફરીએ નીકળી જોઇએ છીએ કે, તેઓ કયાં જાય છે, અને શું કરે છે ? પણ તે પહેલાં નવલગઢ અને અચલગઢના મુલકો વિષે વાંચનારને અગાઉથીજ થોડીક માહીતી આપવાની જરૂર છે. નવલગઢ અને અચલગઢના મુલકોમાં ઘણો ભાગ પહાડી પ્રદેશ હતો. ધીચ

ઝાડીવાળાં જંગલો પણ ઘણાં હતાં. ચંદ્રપ્રભા અને કર્મનાસા નદીઓ આ પહાડી મુલકમાં વહેતી હતી. પહાડોમાં કુદરતને હાથે બનેલી મ્હોટી મ્હોટી ખાઇઓ અને ગુફાઓ વગેરે ઘણાં રમણીક સ્થાનો હતાં. વર્ષા રૂતુમાં તો આ પ્રદેશની સુંદરતા કંઈ ઓરજ શોભી નીકળતી હતી. કાચ સરખા નિર્મળ જળના સુંદર ઝરાઓ ઠેકાણે ઠેકાણે વહી રહયા હતા. ચીત્રપુરથી કરૂર સાથે નીકળેલા બહુરૂપીઓ નગરમાં ન જતાં નવલગઢની પાસેના આવા એક આનંદી જંગલમાં પડાવ નાંખી પડી રહ્યાં હતા. અહીંથી તેઓએ એવો ઠરાવ કીધો કે, સઘળાઓએ સાથે ન જતાં જુદે જુદે વેષે નગરમાં જવું, અને અઝ્યારી ચલાવવી, પણ જયારે જરૂર પડે ત્યારે તેજ જંગલમાં આવીને સીટી વજાડવી, જે સાંભળીને સઘળાઓએ ભેગા મળવું, પણ એ બહુરૂપીઓમાં સૌથી વધારે ચાલાક અને હુશીયાર ગુરૂનાથને લાંબા વીચાર કરતાં એ માર્ગ પસંદ પડયો નહીં, અને તેણે કહ્યું કે, ' ભાઇઓ ! એટલી બધી ઉતાવળ કરવા પહેલાં જરા દુશ્મનોનો પણ કંઈ વીચાર કરો ! આપણને કેવા માણસો સાથે કામ લેવાનું છે ' તેનો જરા ખ્યાલ કરો ! એક તો આપણે તેમને ઓળખતાજ નથી, ત્યારે ધારો કે, હમણાં આપણે અજાણનાં કોઇ દુશ્મનના હાથમાંજ સપડાઈ ગયા તો પછી શું કરવું ? માટે પહેલાં તો આપણે જુદે જુદે

વેષે નગરમાં જઈ રાજ્યદરબાર અને રાજમહેલમાંના તમામ માણસોને દાસીઓ અને છેક રાણી વગેરેને સારી રીતે ઓળખવાં જોઇએ, તેમની રીતભાત અને નામ વગેરે પણ જાણી લેવા જોઇએ !" ગુરૂનાથની આ સલાહ સઘળાને પસંદ પડી અને ક્રૂર જાણે પોતાની મનકામના પારજ પડી ગઈ હોય તેમ ઉત્સાહસહ બોલી ઉડયો કે, એ સઘળું જાણવાની તમને બહુ મુશ્કેલી નડશે નહીં, ઘણી ખરી બાબતો તાજીમ તમને અત્યારથીજ જણાવી દેશે !" તાજીમે તેમને નવલગઢની દરબાર અરે રાજ્યમહેલમાંના તમામ માણસોનાં નામો અને સાથે પોતાનાથી જેટલી બની તેટલી તેમના રૂપરંગ અને રીતભાત વગેરેની પણ ઓળખાણ આપી. આમ બનતી માહીતી મેળવ્યા બાદ બહુરૂપીઓએ હવે પોતાનું કામ ચાલુ કર્યું. જુદાં જુદાં સ્વરૂપ ધારણ કરી નવલગઢ જઇ રાજ્યમહેલનો રંગ જોવાને તેમાં પ્રવેશ કીધો. અને તેમાંના સઘળા સ્થાનો વગેરે જોઇ આવ્યા. પણ ચપલાની ચાલાકી આગળ તેમને પોતાની ચાલાકી અજમાવવાની તક મળી નહીં. આમ થોડા દીવસો માહીતગારી મેળવવાને ગાળ્યા પછી તેમણે પોતાના બહુરૂપીઓનો ખેલ ભજવી બતાવવાની શરૂઆત કરવા માંડી.

---



# પ્રકરણ ૧૪ મું.

---

## નવી બાજીની રચના.

અચલગઢના કીલ્લાની બહાર ચંદ્રપ્રભા નદીના કીનારાપર કુલીનકુમાર બલદેવ અને બીજા કેટલાક માણસો સહીત સંધ્યાકાલની શોભા નીહાળતો બેઠો હતો. એક તરફથી વહેતી ચંદ્રપ્રભા નદી સામી બાજુએથી વહી રહેલી કર્મનાસા નદી સાથે કીલ્લાની નીચે મળી જઈ વધુ જોરથી પ્રવાહ વહેતો હતો. જે સ્થાને કુલીન અને બલદેવ બેઠા બેઠા કુદરતી ખેલની અલૌકીક લીલા નિહાળી રહ્યાં હતાં. આ બંને નદીનો પટ બહુ પહોળો નહોતો. સામી બાજુના કીનારાપર આંબા, આંબલી, આશોપાલવ વગેરે જાત જાતનાં મ્હોટાં ઝાડોનું ઘાડું જંગલ હતું, જેમાં અસંખ્ય મોરનાં ટોળાં કલ્લોલ કરી રહ્યાં હતાં. પોતાની પ્રીયાને પુકારવાને

મધુરના સાદ સાથે ઝાડોપર કુદી રહેલા વાંદરાઓનો કલરવ મળી જવાથી તે સ્થાન ગાજી રહી અપૂર્વ આનંદમય બની રહ્યું હતું, પરંતુ કુંવરીના વીરહની વેદનાએ પીડાતા કુલીનના હૃદયને આથી લેશ પણ શાન્તી વળવાને બદલે તેનાં દુઃખમાં વધારો થતો હતો. તેની મુખમુદ્રા ઉપર ઉદાસી છવાઈ ગઇ હતી. મોરના અવાજથી તેનું અંતઃકરણ જાણે તીરોથી ભેદાઇ જતું હતું. વાંદરાઓના કલવરનો અવાજ વજાના કારી ઘા સરખો પીડાકારી લાગતો હતો. ધીમે ધીમે વહેતો શીતળ સંધ્યા વાયુ તેના શરીરને ગરમ લાગતો હતો વીરસીંહનું ચીત્ત સ્થીર રાખવા માટે બલદેવ તેને અનેક પ્રકારે સમજાવતો હતો તેથી જાણે તેનાં હૃદયના જખમ ઉપર મીઠું રેડાતું હતું. નદી તરફ દ્રષ્ટિ માંડી ઉંડા નીસાસા નાંખતો તે મુંગો મુંગો બેઠો હતો. એટલામાં તેમનાથી થોડેક દૂર નદી કીનારાપર એક સાધુ હાથમાં ખંજરી લઇ મ્હોટે અવાજે ગાતો સંભળાયો. તેના અવાજે બલદેવનું ધ્યાન ખેંચ્યું, અને પાછળ ફરી જોતાં તેની સાધુપર નજર પડી, આ સાધુએ ભગવા રંગની કફની પહેરી હતી. તેને કપાળે સફેદ ચંદનનું મ્હોટું રામાનંદી તીલક હતું. તેના ભજનના કેટલાક શબ્દો બલદેવને કાને પડવાથી તેની જીજ્ઞાસા ઉશ્કેરાઇ અને તે એક ચી-તે સાંભળવા લાગ્યો, એટલે ભજનના નીચલા શબ્દો સાંભળ્યાઃ—

બેફીકરા થઇ શું બેઠા છો ? થાઓ જલદી તૈયાર,
ચિત્રપુર જઇ લાવ્યો ક્રૂર સાથે ચાર અઇયાર,
સાથે વળી પંડીતજી રમલમાં બહુ હુશીઆર,
ચેતો, ચેતો કંઈ કરો ભવિષ્યનો વિચાર.

આટલા શબ્દો સાંભળતાંજ બલદેવે ફરીથી સાધુ તરફ નજર કરી. આ સમયે તે સાધુની નજર પણ તેમની તરફજ હતી. પોતાની તરફ બલદેવ નજર જોઇ તે સાધુ પોતાના દાંત બતાવતો ત્યાંથી ચાલ્યો ગયો. કાન્તાનાં રટણમાં ગુંથાયલા કુમારને આ સઘળાનું કંઇ પણ ભાન નહોતું. તેની નજર તો નદીના વહેતાં પાણી ઉપર ઠરી રહી હતી. સાધુ નજર આગળથી દૂર થતાંજ બલદેવે કુમાર તરફ ફરી જોયું અને તેને મૂઢ સરખો બેઠેલ જોઇ ઢંડોળી કહ્યું કે, ' કુમાર ! કુમાર ! ' પણ કુમારે તે ન સાંભળ્યાથી તેણે તેનો હાથ પકડી ખેંચ્યો, જેથી કુલીન પોતાના વિચારમાંથી ચમકી જાગૃત થયો અને પૂછ્યું કે કેમ ?" બલદેવે તેનાં ચીત્તની સ્થિતિ જાણી જઈ તે સ્થળે વધુ વાર બેસવાનું યોગ્ય ન વિચારી કહ્યું કે, ચાલો કુમાર ! મહેલમાં જઇયે ! " કુમાર સાવધ થઇ ઉભો થયો, અને તેઓ બંને કુમારને મહેલે આવ્યા. અત્રે તેઓ એકલાજ હતા. આસને બેસતાં બલદેવે કહ્યું કે, 'કુપાર ! સાવધ થઈ ચીત્ત સ્થિર કરો ! તમને એક અગત્યની બીના કહેવી છે ! "

"કરૂર રાજા ચતુરસીંહ પાસે મદદ મેળવવાને ચીત્રપુર ગયો તે તમે જાણો છો ખરૂં !!" બલદેવ કહ્યું કે "અને તેના પરીણામમાં રાજા ચતુરસીંહ તેને મદદ આપી. પોતાના ચાર બહુરૂપીઓ અને પાંચમાં શાંતીનાથ જોશીજીને કરૂર સાથેજ નવલગઢ મોકલ્યા છે. જોશી રમલ નાંખવામાં બહુ પ્રવીણ છે તાજીમ તો પહેલાંથીજ તેમની સાથે છે, એટલે દુશ્મનોની સંખ્યા હવે મ્હોટી થઈ છે, એટલે તેઓ કંઇ ઓછું તોફાન નહીં મચાવે, માટે હવે આપણે સાવધ રહેવું જોઇએ કેમકે, મારી પૂરતી ખાત્રી છે તેઓમાંથી કોઈ પણ આપણા નગરમાં આવી જરૂર તમને ફસાવવાની તજવીજ કરશે, માટે તમે સાવચેત રહેજો, ને મારા શીવાય બીજા કોઈની સાથે કદી પણ કોઈ સ્થળે જતાજ નહીં. તેમજ કોઇ કંઈ પણ આપે તે કદી ખાશો નહીં. કે એકાદ ફુલ આપે તો તે સુંઘશો પણ નહી ! જુઓ! મારી તરફ જુઓ જરા મારા મોઢાની બાજુમાં કાન દઇને જરા સાંભળો ! હમણાં વીયોગને પડતો મુકો, મોટો વીયોગ વચમાં નડયો છે તેની સંભાળ રાખવા માટે સાવચેત રહેજો ! મારૂં સ્વરૂપ ધારણ કરીને પણ તેઓ કદાચ આવે તો તેમાં કંઇ અજાયબ થવા જેવું નથી; પણ તે તમારે કેવી રીતે જાણવું તે માટે જુઓ! આ મારી જમણી આખમાં નીચેના ભાગમાં એક તલ છે, જેની કોઇને ખબર નથી. હવેથી

દીવસમાં જેટલી વાર હું તમારી પાસે આવીશ તેટલીવાર એ તલને છુપી રીતે બતાવી હું તમને મારી ઓળખાણ આપીશ; અને જ્યારે તેમ હું ન બતાવું, ત્યારે જાણવું કે તે આવનાર મારૂ સ્વરૂપ ધારણ કરનાર કોઇ બહુ રૂપી છે !" આ શીવાય બીજી કેટલીક વાતો કહી બલદેવ કુમારને પૂરતી રીતે સાવધ કર્યા પછી છેવટે કહ્યું કે—"હવે હું રજા લઉં છું. કેમકે, દુશ્મનોની હીલચાલપર બારીક નજર રાખવા આજે મારે નવલગઢ જવાની જરૂર છે, માટે મહારાજ અથવા પીતાજી મારે માટે પૂછે તો તમને જે યોગ્ય લાગે તે જણાવજો. તમે હવે ચીંતા કરશો નહીં!" આટલું કહી તે જવાને ઉઠયો. જતાં જતાં ફરી તેણે કુમારને કહ્યું કે, ' જુઓ મેં કહ્યું છે તે સઘળુ યાદ રાખજો ને સાવધ રહેજો, નહીં તો દુશ્મનોના હમણાં સહજમાં ફસી પડશો!" પછી બલદેવ પોતાને ઘેર ગયો અને ભોજન વીગેરે કરી થોડીક રાત્રી આરામ લઇ પ્રહર રાત્રી રહેતાં બહુરૂપીની થેલી સજ કરી નવલગઢ તરફ રવાને થયો. આ તરફ ચપલા પણ દુશ્મનોની હીલચાલ તપાસવાને રાત્રીએ મરદના વેષમાં નીકલી હતી. મધ્ય રાત્રી સુધી નગરચર્ચા નીહાળી ચંદ્રપ્રકાશ ખીલી નીકળતાં તેણીની અચલગઢ જઇ બલદેવ મળવાની ઈચ્છા થઈ અને તે વીચારે તેણી નગર બહાર ચાલી. આ બાજુ બલદેવ નવલગઢ તરફ આવતો હતો એટલે માર્ગમાં બંનેનો મીલાપ થઇ ગયો બલદેવ પોતાના અસલ સ્વરૂપમાં હતો એટલે ચપલાએ તેને તર-

તજ ઓળખી કહાડયો, પણ બલદેવ પોતાને ઓળખી નહીં શકે તેટલા માટે તેની સામે જઇ તેણીએ પોતાના અસલ અવાજે પૂછયું તે "કેમ ! કઇ તરફ સીધારો છો બલદેવ ?"

"અહોહો ! ચપલા તમે છો ! આ વેષ આ સમયે આ તરફ કયાં સવારી ઉપડી ?" બલદેવે તેણીને ઓળખી કહાડતાં જણાવ્યું "હું તમો તરફજ આવતો હતો."

"હુ પણ તમને મળવાનેજ આવતી હતી. રાત્રીએ દુશ્મનોની હીલચાલ તપાસવા નીકળી હતી. એટલામાં વીચાર થયો કે, આજ ઘણા દીવસથી તમારો મીળાપ થયો નહોતો, તે તમને મળું તો ખરી, એટલે નીકળી પડી હતી !" ચપલાએ જણાવ્યું.

"ચાલો, ઠીક મળી ગયા, નહીં તો તમને મળવા માટે મહા મહેનત કરવી પડત કેમકે, તમને ઘણી અગત્યની હકીકત કહેવી હતી. આવો રસ્તાથી એક બાજુએ બેસી આપણે વાતચીત કરીએ." બલદેવે જણાવ્યું અને તેઓ રસ્તાની બાજુએ વડના એક વૃક્ષની આસપાસ બાંધેલા પથ્થરના એક ન્હાના ચોતરાપર બેઠાં, એટલે ચપલાએ પુછયું કે, "બોલો હવે શું કહેવું છે ?"

"કરૂર નવલગઢ ગયો છે, ત્યાંથી રાજા ચતુરસીંહે તેને મદદ માટે પોતાના ચાર બહુરૂપી અને પાંચમાં શાંતીનાથ નામના જોશીને આપી આ તરફ મોકલ્યો છે."

"ત્યારે તો દુશ્મનોનું જોર બહુ વધી ગયું છે!"

"અને તેમની સામે ટક્કર લેનાર તો આપણ બંનેજ છીએ એટલે હવે આપણે ઘણીજ ચાલાકી વાપરવી જોઇશે. નવલગઢમાં આવી પહોંચ્યા છે, અને છુપે વેષે દરબાર અને મહેલના રંગ તપાસે છે, માટે હવે તો આપણે બહુજ સાવચેત રહેવાની જરૂર છે કેમકે, તેઓ મહારાજ જયસીંહ પણ પકડાઈ જાય તો કંઈ અજબ થવા સરખું નથી!" બલદેવે ભાર દઇને જણાવ્યું–"કુંવરીને તો હવે ક્ષણ વાર પણ છ્હીલાં મૂકવાં નહીં કેમકે, તેમને માટે તો રાજા ચતુરસીંહે તેમને ખાસ મોકલ્યા છે, અને તે સઘળાથી તમને સાવચેત કરવાનેજ હું આ સમયે તમો તરફ આવતો હતો. દુશ્મનો સામે કેવી રીતે કામ લેવું તેનો પણ માર્ગમાં આવતાં મે વીચાર કરી રાખ્યો છે. અને તેમ કરીશું તોજ આપણે દુશ્મનોને સહેલથી જેર કરી શકીશું? જુઓ પહેલાં તો હુ તમારા નવા દીવાનજી ધવલરાયને કેદ પકડું છું"

"ધવલરાયને શા માટે કેદ કરવા છે? શું તે પણ કરૂરને મળી ગયા છે!" ચપળાએ બલદેવસીંહને પૂછયું.

"ના, તેવું કંઇ નથી, પણ ધવલરાયને કેદ કરવાની મારી બીજીજ મતલબ છે!" બલદેવે જવાબ આપ્યો. "ધવલરાયને કેદ કરી હું તેનું સ્વરૂપ ધારણ કરી દીવાનનું કામ બજાવીશ, એટલે આપણી ધારણા પાર પાડી શકાશે!"

"ઠીક! તમારી યુક્તિ હું સમજી!" ચપળા બોલી ઉઠી.

"અને તમે પણ મહેલમાં ઘણી હુંશીયારીથી રહેજો તેમજ મને રોજ દીવસમાં એક વાર મળજો, હું દીવાન બનીશ એટલે પછી મને મળતાં તમને કંઈ મુશ્કેલી નડશે નહીં! તમારે તો તમારા અસલ વેષમાંજ મારે એટલે ધવલરાયને મહેલેજ મળવાને આવવું, કેમકે તેના ઘરમાં પણ હું તેની માફકજ રહીશ!"

"ત્યારે હવે તો તમે દીવાનજી થશો એટલે પછી અમારી સામેએ શા માટે જોશો?! પછી તો મુજ સરખી દાસીયે તમારી મુલાકાતે આવતાં પહેલાં દરવાન પાસે આપની

આજ્ઞા મંગાવવી પડશે, અને તે પછી પણ આપની ઈચ્છામાં આવશે તો આપ હજુરમાં બોલાવશો. નહીં, તો દરવાજાપરથીજ, ધકકો મારી કહડાવી મૂકશો ! વાહ દીવાનજી ! વાહ !" આ પ્રમાણે કહીને ચપલાએ મશ્કરી કરી "અરે, પછી તો આપ મ્હોટા દીવાનજીની હજુરમાં આવીને મારે સો સો સલામ ભરવી પડશે ત્યારે આપ અમ તરફ જરા આડી નજરે પણ જોશો ! આ ગરીબ દાસીપર કરડી નજર કરીને સીપાઈઓ પાસે બંધાવી કેદી બનાવશો નહી હોં દીવાનજી !"

"અમે તો તમને બંધાવીશું ત્યારે, પણ હાલ તો તમે અમને કેદી બનાવ્યા છે ! કોઈ પરદેસીને આમ ફસાવીએ એ કયાંની રીતી ?" બલદેવસીંહ મંદહાસ્ય સહીત જણાવ્યું આનો છુપો ભાવાર્થ ચાલાક ચપલા સમજી ગઈ, અને પોતાનાં હૃદય પર હાથ મૂકી શરમાઈને તેણી નીચું જોઈ મુંગી ઉભી રહી. બલદેવ તેનાં અંતરની સ્થીતિ જાણી ગયો. દબાઈ રહેલો પ્રેમ ઉછાળા મારવા લાગ્યો, પણ પ્રેમની લાગણીને માર્ગ આપવાનો સમય હજી દૂર ધારી તેણે પોતાની લાગણી મ્હા મહેનતે દબાવી અને વાત ફેરવી નાંખી. "ત્યારે હવે તમને જે કંઈ મેં કહ્યું છે તે ધ્યાનમાં છે ને ?" બલદેવે કહ્યું "કોઈ વાતમાં ગફલતી ન ખાઈ જાઓ તે માટે ખૂબ સંભાળજો, નહીં તો તે દાહાડે તાજીમને કેદ કરવામાં

જેટલી હુશીઆરી વાપરી હતી. તેટલી રાખજો કે પછી દુશ્મનને પતો મળતાં કંઇ વારજ નલાગે ! ”

“ એક વાર એવી ભૂલ થઇ, પણ કંઇ ફરીથી તેમ થાય ! ” ચપલાએ શરમાઇને જવાબ આપ્યો “ અને કદાચ તેમ કરતાં કંઇ ગફલતી થઇ પણ જાય, કેમકે અમો અબળાનું તે શું ગજું ? તો હવે તો તમે દીવાનજી બનશો એટલે પાસેજ છો, તેથી તમારી સલાહ લેતાં શું વાર લાગવાની છે ! ” આમ કેટલીક વાતચીત કરી તેઓ ઉઠયાં, ને નવલગઢ તરફ રવાના થયાં. માર્ગમાં પણ બલદેવ તેણીને બીજી કેટલીક વધુ સુચનાઓ કરી. થોડેક ગયા પછી તેઓ છુટાં પડયાં. ચપલા રાજમહેલ તરફ વીદાય થઇ અને બલદેવ પોતાની બહુરૂપી વેશ ભજવી બતાવવામાં રોકાયો.





# પ્રકરણ ૧૫ મું.

## રંગ બદલાયો.

---

આખા દીવસના રાજકાજમાંથી પરવારી દીવાન ધવલરાય પોતાનાં ઘરની આગલી બારાદરીમાં પોતાના મીત્રો સહીત હાસ્ય વીનોદ કરતો બેઠો હતો. બાગમાંના સુગંધી ફુલો સાથે સમાગમ કરીને આવતો પોતાનો સુગંધમય વાયુ સુવાસ આપી રહ્યો હતો. બાગમાં કોઈ નોકર ચાકર ફરતો જણાતો નહોતો. ગાદી તકીયાની બેઠકપર દીવાનજી આડે પડખે બેઠા હતો, તેથી પોતાનો પોશાક ઉતારી પાસેની એક ચોકી ઉપર મૂકયો હતો, અને ઉઘાડે શરીરે હવા ખાતો બેઠો હતો, એટલામાં એક અત્તારીએ આવી પગથીઆપર ઉભા રહીને દીવાનજીને નમીને બે હાથે સલામ કરી હાથ જોડી કહ્યું કે, " જનાબ ! હું લખનઉનો રહીસ છું, ને અત્તર અને સુગંધી તેલ વેચવાનો ધંધો

કરૂં છું. આપ સરખા અમીરનું મ્હોટું નામ સાંભળીને આપ મહેરબાનને લાયકના ઉંચા અત્તર લઈ આપની પાસે આવ્યો છું !" આમ કહેતાં તે દીવાનજીની બેઠકની સામે પગથીઓ ચહડીને બેસી ગયો અને પોતાની પેટી છોડી તેમાંથી અત્તરની શીશી કહાડી પુંભડા બનાવી દીવાન અને તેના મીત્રોને આપતો ગયો. તે અત્તારીનો પહેરવેશ અને તેની બોલવા ચાલવાની છટાએ તેનું અત્તર જોવાની દીવાનના મીત્રોને જીજ્ઞાસા થઈ જેથી તેઓ અત્તરના પુંભડા, એક પર એક લઈ લઈને સુંઘવા લાગ્યા. દીવાન ધવલરાય પણ ઘણા દયાળુ હતા એટલે પોતાની પાસે આશાએ આવેલાને નીરાશ ન કરવા એવું જાણીને તે પણ પુંભડા લઇ અત્તર કેવું છે તે તપાસવા લાગ્યો; એટલે અત્તારીએ હાથ જોડી ફરી કહ્યું કે, "દેખીએ મહારાજ ! પુંભડા કયસા ઉમદા હય ! આપ સરીખે અમીરોકે લાયક હય યા નહીં ! યહ ખોરસલીકા અત્તર હય ! દેખો અભી યહ દુસરા ઉસ્સેભી ઉમદા બતાતાહું !" એમ તેણે પોતાની પેટીમાંથી એક બીજી શીશી કહાડી તેમાંથી પુંભડા બનાવી તેમના હાથમાં આપતાં કહ્યું કે, "દેખો યહ કયસા લહેજતદાર ગુલાબ હય ! આપકી તબીયતકે લાયકકી ઈસ્મે કૈસી બડી મીઠાસ હય !" આ ગુલાબના અત્તરના પુંભડા સુંઘતાં થોડીવારમાં દીવાન ધવલરાય અને તેના ચારે મીત્રો બેહોશ થઈ ઢળી પડયા.

તરતજ આપણા અત્તારીએ પેટી બાંધી લઈ ખંભે ચહડાવી દીધી, અને બીજા ત્રણેને તેવીજ હાલતમાં ત્યાં રહેવા દઇ ફક્ત દીવાનની ગાંસડી બાંધી અને તેમાં ત્યાં પડેલો પોશાક બાંધી દઈ પોતાને મ્હોડે એક પીછોડી વીંટાળી, ગાંસડી સાથે ઉપાડી ત્યાંથી ચાલતો થયો. આ સમયે સૂર્યાસ્ત થઇ ગયેલો હોવાથી સંધ્યાકાળ પછીનો અંધકાર છવાયલો હોવાથી આપણાં અત્તારીના માથાપરના ગાંસડાથી તેને ધોળી ધારી કોઇએ કંઇ પૂછપરછ કરી નહીં, તેથી તેણે અચલગઢ રસ્તો લીધો. વાંચનાર ! આગલા પ્રકરણમાં બલદેવ અને ચપલાની વચ્ચે થઇ ગયેલી વાતચીત યાદ કરતાં સહજમાં જાણશો કે, ધવલરાયને બેહોંશ કરી અચલગઢ તરફ ઉપાડી જનાર અત્તારીના વેષમાં આપણો ચાલાક બલદેવજ હતો. નવલગઢની બહાર નીકળ્યા પછી બલદેવ ઉતાવળે ચાલતો પેલા પહાડી કેદખાના સમીપ પહોંચ્યો, અને સીંહની જીભ ખેંચીને ગુફાનું દ્વાર ઉઘાડી અંદર દાખલ થઈ તે ઝરાના કીનારાપર બેહોંશ દીવાનની ગાંસડી ઉતારી છોડી અને ધવલરાયનો પોશાક તથા તેની આંગળીમાંથી સીક્કાની વીંટી લઇ તેને શુદ્ધિમાં આણવા વીનાજ તે તરત બહાર આવ્યો, ને પાછો નવલગઢ તરફ ચાલ્યો. માર્ગમાં તેણે ધવલરાયનું સ્વરૂપ ધારણ કરી દીધું, અને પાધરો તેને ઘેર જવાને નિકળ્યો. આ તરફ ધવલરાયનો ભોજન કરવાનો સમય થવાથી તેને બોલાવવાને એક દાસી

તે બારાદરીમાં આવી; પણ તેને ત્યાં ન જોતાં તથા તેના મિત્રોને બેહોશ થઇ પડેલા જોતાંજ તે ઘણી અજાયબ થઇ મ્હોઢેથી બૂમો પાડવા લાગી. તેણીની બૂમરાણ સાંભળી નોકર ચાકરો અને સીપાઇઓ ત્યાં દોડી આવ્યા, અને ઉપલો બનાવ જોઈ સઘળા અજાયબ થઈ ગયા, ને એ શું થઈ ગયું, તેની વીમાસણમાં પડયા. ગભરાટમાં પડી તેમણે બાગના ખુણેખુણામાં દીવાનની શોધ ચલાવી, પણ તેમને કયાંથી પણ ભાળ મળી નહીં. આમ શોધ કરતાં રાત ત્રણ પહોર વીતી ગઈ, ત્યારે દીવાનના મિત્રો શુદ્ધિમાં આવ્યા. તેઓ પણ પોતાની હાલત જોઈ અજાયબ થયા. તેમની આવી હાલત કેવી રીતે થઇ અને દીવાનજી કયાં ગયા તે વિષે તેમને પૂછવામાં આવતાં તેઓમાંથી એકે જણાવ્યું કે, "દીવાનજી કયાં ગયા તે અમે શું જાણીએ? અમે તો દીવાનજી સંગે સંધ્યાકાળે વાતચીત કરતા બેઠા હતા એટલામાં લખનોરનો એક અત્તારી આવ્યો હતો તેણે પોતાનું અત્તર ખરીદવાની અરજ કરી, અને જાતજાતનાં અત્તરો અમને બતાવ્યાં જેની સુગંધી લેતાં અમે બેહોં-શ થઇ ગયા. પછી દીવાનજી કયાં ગયા તે અમે શું કહી શકીએ!"

"ભાઇઓ! મેં તો આજથી પાણી મૂકયું કે હવેથી કોઇ દહાડો મ્હોટા માણસ સાથે મિત્રાચારી રાખવીજ

નહીં ! એથી જીવને કેટલો બધો જોખમ છે, તે આજેજ જાણ્યું." બીજા મિત્રે પોતાનો કાન મરડયો. આમ તેઓ વાતો કરતા હતા, જેમ કરતાં ઘણી ખરી રાત્રી પસાર થઈ ગઈ હતી, એટલામાં સામેથી આપણા દીવાન ધવલરાય બહાદુરની સ્વારી પધારતી જણાઈ. દીવાનજી કહે કે આપણા બહાદુર બલદેવસિંહજી કહો તે હાંફતા હાંફતા રજવાડી ચાલે આવતા જોઇ સઘળા તેની સામે ગયા, એટલામાં દીવાનજી પણ બારાદરીમાં આવી પહોંચ્યા, એટલે આતુરતાથી સઘળાઓ તેમને ઘેરીને ઉભા ને તે કયાં ગયા હતા તે વિષે સાથે મળી પૂછવા લાગ્યા, "પણ પેલો હરામખોર અત્તારી કયાં ગયો ? અમે સઘળા હમણાં સુધી બેહોશ થઈ પડયા હતા !" એક મીત્ર ગુસ્સામાં બોલી ઉઠયો.

"અરે એ અત્તારી બતારી કોઇ નહીં. પણ એક જબરો ચોર હતો !" સઘળાઓને શાંત પાડવા નેક નામદાર દીવાનજી ગંભીર અવાજે હાંફતા હાંફતા બોલ્યા.

"હેં ! ચોર હતો ? કયા ગયો એ લુચ્ચો !" પકડી કેમ પાડયો નહીં. તમે કેવા મુર્ખ ! તમે કેટલા બધા નાદાન ! તમે કેટલા બધા નાહિંમતવાન ! હાથમાં આવેલાને છોડી દીધો ! અફસોસ ! સઘળાઓ ગુસ્સામાં ગાજી ઉઠયા.

"મેં તો તેને તરત ઓળખી કહાડયો !" દીવાનજીએ ભાર દઇને જણાવ્યું—"અને તેથી તેનું અત્તર સુંઘ્યું નહીં, નહીંતો તમારી માફક હું પણ બેહોંશ થઈ પડયો હોત !–"

"ત્યારે આપે અમને શા માટે ચેતાવ્યા નહીં ?" એક મીત્ર વચમાં બોલી ઉઠયો.

"અમને જરા ઇશારતથી સાવધ કરી દીધા હોત તો એ હરામખોરને પકડીને એની બરાબર ખબર લીધી નહોત !" બીજો મિત્ર ગાજી ઉઠયો.

"ભાઇઓ ! તેટલો પણ સમય તો મળવો જોઇતો હતો ?" આપણી પાસે કેવા કેવા રંગના માણસો આવે છે તેને કેમ ઓળખી કાઢવા તેની તમારામાં કેટલી શક્તી છે તેની પરીક્ષા કરવા માટે જરા હું કાન આડા હાથ કરી ગયો. સમજયા કે મારા મીત્રો ! આપણા દીવાનજીએ તેમને શાંત પાડતાં જણાવ્યું કે, "તેને ઓળખતાંજ હું તેને પકડવા જતો હતો એટલામાં તો તમે બેહોંશ થઇ પડયા અને તેણે પણ નહાસવા માંડયું. આ સમયે મને પણ એટલો બધો ગુસ્સો ઉપજયો કે, કોઇને કંઈ ચેતવ્યા વગરજ હું પણ તેની પાછળ પક-

ઠવાને દોડયો, પણ એ હરામખોર હાથમાંથી છટકી ગયો!" સઘળાઓની અજાયબી શાંત પાડી અને મિત્રોને પોતપોતાને ઘેર વીદાય કરી આપણુ દીવાનજી બારાદરીમાં ગાદી તકીએ અઠેલી થાક ખાતા બેઠા હતા, અટલામાં દાસીએ આવીને અરજ કરી "મહારાજ! હવે આપ ભોજન કરવાને પધારો કેમકે, હજી સુધી સઘળાઓએ ભોજન કીધું નથી."

"હવે પ્રભાત થવા આવી છે, એટલે ભોજન શું કરવું? સઘલાઓએ રોકાવાની જરૂર નથી!" આપણા દીવાનજીએ જણાવ્યું અને પાસેના ઓરડામાં એક પલંગ-પર આરામ લેતાને સુતા. સવારે રોજના નીયમ મુજબ પોશાક સજી તથા અંદર પોતાની પોતાના બહુરૂપીની થેલી લઈ નેકનામદાર બલદેવ દીવાન દરબારમાં સીધાર્યા. દરબારમાં પહોચતાં બલદેવ ધવલરાયની રીતભાતથી જાણીતો હોવાથી તે પ્રમાણેજ દીવાનની ખુરશીએ જઇ બેઠો, અને પોતાને લાયકનું કામકાજ કરવામાં રોકાયો. થોડીવારમાં રાજા જયસિંહ પણ દરબારમાં પધાર્યા. દરબારનું કામકાજ સમાપ્ત થતાં, તક જોઈ દીવાનજીએ ધીરે રહીને રાજાને અરજ કરી "મ-હારાજાધીરાજ! શેવકને પકે પાયે ખબર મળી છે કે, ચાંત્રપુરના રાજા ચતુરસીંહ કરૂરને મદદ આપી છે; અને પોતાના પાંચ બહુરૂપીઓને તેની સાથે આપીને આપ મહારાજા તરફ નીમકહરામી કરવાને અત્રે મોકલ્યો છે; અને વળી સાથે

પાછળથી પોતે લશ્કર સહીત આપણા નગરપર ચઢી આવવાની પણ કબૂલાત આપી છે. આ સમય અનહદ સાવધાની રાખવાનો છે કેમકે, આજકાલ આપ મહારાજની દરબારમાં એક પણ બહુરૂપી નથી. તાજીમ અને હૈદર હતા તેઓ કરૂર સાથે મળી ગયા છે. દુશ્મનના બહુરૂપીઓ છુપે વેષે હાલમાં નગરમાં ફરે છે, એટલે તો અવશ્ય કંઈ પણ તોફાન મચાવશેજ ! આ સાથે વળી આપણી સેનામાંના ઘણા સીપાઈઓ ઉપર પણ મને ભરોસો નથી, કેમકે મારા સાંભળવા મુજબ મુસલમાન સીપાઈઓને કરૂરે ફોડયા છે ! ''

" દીવાનજી ! આજ કેટલાક દીવસો થયા મુસલમાન સીપાઈઓની હીલચાલમાં અમને પણ ફરક પડેલો જણાય છે, અને તે માટે આપણે વગર વીલંબે યોગ્ય બંદોબસ્ત કરવાની જરૂર છે ! '' રાજાએ ગંભીર અવાજે જણાવ્યું. આમ રાજા અને દીવાન ધીમે ધીમે ખાનગીમાં વાચચીત કરતા હતા એટલામાં દીવાનની નજર દૂર ઉભેલા એક ચોપદાર પર પડી. થોડીવાર સુધી દીવાને તેની તરફ તાકીને જોયું. પેલો ચોપદાર હવે ચમકી ગયો, એટલામાં રાજા સાથે એકાએક વાત કરતા અટકી જઈ દીવાને બૂમ પાડી કહ્યું કે,—" પેલા ચોપદારને પકડો ! " હુકમ થતાંજ ત્યાં ઉભેલા સીપાઈઓ તે ચોપદાર તરફ ધસ્યા, પરંતુ તે પણ

ચેતી ગયેલો હોવાથી તરતજ દરબારમાંથી ઉભી પુછડીએ ન્હાઠો. અને જો કે તેની પાછળ ઘણા માણસો દોડયા પણ તે પકડાયો નહીં. આપણા દીવાનજી બળદેવસીંહ જો તે ચોપદારને પકડવા જાત તો અવશ્ય પકડી આવત પણ તેને તો અહી ધવલરાય દીવાનનો વેષ ભજવવાનો હોવાથી સઘળાં કામ અને છેવટે ઉઠવું બેસવું એ સઘળું ધવલરાયની માફકજ કરવાનું હોવાથી તે પોતાને આસનેથી ઉઠયો પણ નહી. પેલો ચોપદાર વેષમાં આવેલો અઘ્યાર તો ભાગી ગયો અને તેને પકડવા ગયેલાં માણસો શોધીને થાકયા પણ કયાંથી હાથ ન લાગવાથી નીરાશ થઈ દરબારમાં પાછા ફર્યા અને રાજાને સઘળી હકીકત જણાવી તેને બળદેવે કહ્યું કે, મ્હારાજ ! એ માટે આપ જરાપણ ભય રાખવોજ નહીં.

**જયસીંહ**—દીવાન ! માણસ માત્રને ભય અને ચિંતા એ બે આ દુનિયામાં જેટલું દુઃખ અથવા હાની ઉપજાવે છે તેટલું બીજું કોઇ પણ ઉપજાવી શકતું નથી. ભય અને ચીંતાથી માણસ પોતાની ઉન્નતી કરી શકતો નથી. એ બેને લીધે જે માણસ જે સામર્થ અથવા બળ શકતી, મેળવી શકવામાં જય મેળવે છે, તે પણ પોતાની ઉન્નતી કરી શકતો નતી ભય અને ચિંત્તા એ જલદીથી માણસને વૃદ્ધાવસ્થા અને મરણ આણે છે. ભય અને ચીંત્તાના અનેક પ્રકા-

રના દુઃખકર પ્રહારોથી આ દુનિયામાં કોણ અજાણ્યું છે! માણસ જે વખતે જે વીવેકથી વીચારે છે, ત્યારે તે માણસને હાની અને ગ્લાનીના કારણરૂપ ભય અને ચીંતાજ જણાય છે. જેને ભય કે ચિંતા નથી તેને તો આ માયીક મય જગતમાં દુઃખ શોક કે કશુંએ પણ નથી. પણ આપણે સંસારી છૈયે. તારૂં મારૂં કરનારા છૈયે. ઈર્ષાખોર છૈયે. એક બીજાનું નીકંદન કાઢનારા છૈયે. તેને ભય અને ચીંતા કેમ નહોય! હોયજ! જ્યાં ભય ચીંતા નથી ત્યાં તેમાંનું કંઇ નથી, ભય ચિંતા રહીત મનુષ્ય જગતમાં સત્પુરૂષ; સાધુ મહાત્મા, દેવ, ઇશ્વર, સદગુરૂ વગેરે પૂણ્ય શબ્દોથી ઓળખાય છે પણ આપણે તો ભય અને ચીંતાના ભરેલા કપટમય માણસોથી ઓળખાઇએ છૈયે.

**દીવાન**—રાજાધીરાજ! આપ જે કહો છો તે સર્વ સત્ય છે પણ ભય અને ચીંતાનું ઉત્પન્ન કરનારી આપસ્વાર્થ વૃત્તિજ છે, જ્યાં સ્વાર્થ વૃત્તિ છે ત્યાં તો ભય અને ચિંતા અવશ્ય હોય છે. માણસોને જળોની પેઠે સર્વ રીતે ચુસી લેનાર તન મન તથા આત્માની શકતી ઉપર અંધાર પીછોડો નાંખી ઢાંકી મુકનાર આ ભય ચિંતાજ છે. માટે હમણાં આપણા રાજયોની વચ્ચે જે કંકાસ ઉભો થવા પામ્યો છે તે કેવળ આપ સ્વાર્થને લીધેજ. ભય ચિંતાને આધીન થયેલા માણશો શું શું હાનીને ભોગ નહી થઈ પડે તે તમારાથી કે મારાથી

કહી શકાશેજ નહીં; એ ઉભયના પંજામાં સપડાયેલા જીવો કોઈ પણ ઉપાય કરવા છતાં છુટી શકતા નથી. જ્યાં થોડીજ સ્વાર્થ વૃત્તિ છે ત્યાં થોડોજ ભય અને ચીંતા છે અને ત્યાં દુઃખ પણ થોડું છે, અને જ્યાં વધારે સ્વાર્થવૃત્તિ છે ત્યાં વધારે ભય ચીંતાને લીધે દુઃખ જડતા વીકાર વગેરે ગધેડાં અષ્ટ પ્રહર નૃત્ય કર્યાંજ કરે છે.

"મહારાજ! મેં આપને હમણાંજ અરજ કરી તે આપ શીરછત્રે હવે નજરે જોયું હશે! જે બાબતની મેં ધાસ્તી બતાવી તેજ ખરી ઠરી કે નહી?" દીવાનજીએ જણાવ્યું. આ બનાવથી રાજા જયસીંહના મનમાં પણ દુશ્મનો માટે ઉચ્ચાટ થવા લાગ્યો, તેથી તરતજ દરબાર બરખાસ્ત કરી દીવાન સાથે મહેલમાં મસલત કરવાને સીધાર્યો મસલત કરવાના એકાંત દીવાનખાનામાં આવી પહોંચતાં રાજાએ આસને બેસતાં ગંભીર અવાજે પૂછ્યું "કેમ હવે આપણે શો ઉપાય કરીશું? પાપી કરૂરે તો એક મ્હોટા દુશ્મનને આપણી સામે ઉશ્કેરી મૂક્યો છે!"

"પણ મહારાજ! એ ચીંતા હાલ કરવાની નથી! રાજા ચતુરસીંહ આપણાપર ચઢાઈ લાવશે ત્યારે આપણે જોઇ લઇશું!" દીવાનજીએ જણાવ્યું કે–"હાલમાં તો આપણે તેના બહુરૂપીઓથી સાવધ રહેવાનું છે! મહારાજને

મે જણાવ્યું તેમ આપણી દરબારમાંથી તાજીમ અને હૈદર બંને બહુરૂપીઓ તો કરૂરનેજ મળી ગયાછે. અને બહુરૂપી સામે બહુરૂપીજ ટક્કર લઇ શકે છે. માટે હાલને સમયે તો કોઇ નીમકહલાલ બહુરૂપીને આપણી દરબારમાં રાખવાની જરૂર છે!"

"સઘળાઓ સામે ટક્કર લઈ શકે એવો સઘળી કળામાં પ્રવીણ હોય એવો બહુરૂપી આપણને હાલ તરતજ મળી આવે એ બનવું મુશ્કેલજ છે!" રાજા ઉંડા વીચારમાં પડયો.

"હા, એવો આપણ લાયકનો બહુરૂપી મળવો મુશ્કેલજ છે!" દીવાને ગંભીર અવાજે કહ્યું, ને જાણે કંઇ યાદ કરતા હોય તેમ ઉંડા વીચારમાં થોડીવાર સુધી મુંગો રહીને પછી જાણે યાદ આવ્યું હોય તેમ બોલી ઉઠયો કે, "અરે હા! મહારાજ! રાજા ચંદ્રશેખરના દીવાનનો પુત્ર બળદેવસીંહ છે, તે બહુરૂપીઓમાં ઘણો ચાલાક, હુશીયાર અને હીંમતવાન છે. રાજા ચતુરસીહના પાંચને બદલે પચ્ચીસ બહુરૂપીઓને પણ તે એકલો પૂરો પડી શકે તેમ છે!" આમ આપણા દીવાનજી બલદેવ પોતાનાં થોડાંક વખાણ કરીને જાણે સઘળો ભય દૂર થઈ ગયો હોય તેમ સહેજ મ્હોં મલકાવીને જણાવ્યું "મહારાજ! જો આપની ઇચ્છા

હોય અને આપ બળદેવને મદદ માટે માંગણી કરશો તો રાજા ચંદ્રશેખર આપની માગણીનો અનાદર કરશે નહીં કેમકે, તેમનો આપના ઉપર અનહદ સ્નેહભાવ છે.”

“ દીવાનજી ! પૂર્વના જેવો સ્નેહભાવ હાલ નથી ? ” રાજાએ દીલગીરી સહ જણાવ્યું “ અને એ સંબંધ આપણેજ મૂર્ખાઇથી તોડયો છે ! એ ભૂલ હવે યાદ આવી પસ્તાવો થાય છે ! ”

“ મહારાજ ! રાજા ચંદ્રસેખર માટે આપના મનમાં એવો ખ્યાલ આવે એ સ્વાભાવિક છે કેમકે, એક વાર પાપીઓના ભૂલાવામાં આવી જઇ આપ કુમારને આપને મહેલે આવતો જતો બંધ કીધો, તોપણ તેથી રાજા ચંદ્રસેખરનાં મનમાં આપને માટે ખરાબ વીચાર ઉત્પન્ન થયો હોય એમ બનવું મુશ્કેલ છે કેમકે, એમની ઉદાર વૃત્તિ જગજાહેર છે ! મને મળેલા સમાચાર મૂજબ રાજા ચંદ્રસેખર આપ શીરછત્ર તરફ પહેલાં જેવોજ સ્નેહભાવ હજી ધરાવે છે ! ”

“ ખરેખર ! રાજા ચંદ્રસેખર અને કુમાર વીરસીંહ ઉદારવૃત્તિના શુરવીર છે, એમાં કંઈ શક નથી ! કુમાર બહાદુર તેમજ રાજયનીતિજ્ઞ છે, અને લડા-

ઇના મેદાનમાં દુશ્મનોના દસ હજારના દળ સામે થોડાક સીપાઇઓ સહીત લડીને ફતેહ મેળવવાને સમર્થ છે. બલદેવસીંહની ચાલાકી માટે પણ કંઈ શંકા આણવા સરખું નથી. પણ અફસોસ ! તેમની સંગેનો સંબંધ પાપીઓના ભમાવ્યાથી એમ તોડી નાંખેલ હોવાથી તેમની પાસે મદદ માગવા જવું એ યોગ્ય લાગતું નથી !"

"મહારાજ ! એમાં કંઇ પણ અયોગ્ય નથી !" કુલીન અને રાજા ચંદ્રસેખર તરફ રાજા જયસીંહના અંતકરણની લાગણી ખેંચાયાથી બલદેવ વધુ આશા આપતા જણાવ્યું.

" ત્યારે દીવાનજી ! તમેજ મહારાજા ચંદ્રસેખરની દરબારમાં જઈ તેમને સમજાવીને બલદેવસીંહને આપણી દરબાર માટે લઇ આવો ! તમારા શીવાય બીજા કોઇથી એ કામ બજાવી શકાય તેમ નથી, બીજા કોઇને સોંપી શકાય તેમ પણ નથી !" રાજાએ જણાવ્યું. પોતાની મુરાદ ઘણે અંશે પાર પડતી જોઇ બલદેવ મનમાં બહુ મલકાયો, અને હાથ જોડીને બોલ્યો કે, "શેવક આપની આજ્ઞા ઉઠાવવાને તૈયાર છે, અને એ કામ ગમે તે પ્રકારે આ દાસ બજાવી આપ મહારાજની અડચણને ટુંક સમયમાં દૂર કરવામાં કંઈ પણ બાકી રાખશે નહી ! પણ મહારાજ ! આપના

તરફથી એક પત્ર મહારાજા ચંદ્રસેખર પર લખી આપો !" રાજાએ બલના કહેવા મૂજબ પત્ર લખી પોતાની મોહોર કરી આપ્યો, ને જણાવ્યું "દીવાનજી ! તમે આજેજ અચલગઢ જાઓ ! સાથે લઇ જવાને પચાસ ઘોડેસ્વારની ગોઠવણ કરજો !"

"મહારાજ ! કોઇની જરૂર નથી, હું એકલો જઇશ તો આપણી ધારણા સહેલાઇથી પાર પાડી શકાશે !" બલદેવે ગંભીર અવાજે જણાવ્યું. બીજી કેટલીક વાતચીત કરી આપણા દીવાન રાજાની આજ્ઞા લઈ પોતાને ઘેર સીધાર્યા ને અચલગઢ જવાની તૈયારી કરવા લાગ્યા, એટલામાં ચપળા પણ તેને મળવાને આવી. દીવાનજીના ખાનગી મસલત કરવાંના ઓરડામાં જઈ બલદેવ તેણીને સઘળી હકીકતથી વાકેફ કરી અને રાજાએ આપેલો પત્ર પણ બતાવ્યો. આથી ચપલાને ઘણોજ આનંદ થયો, અને તે બોલી ઉઠી કે "બસ ! હવે કામ પાર ! વાહરે મારા દીવાનજી સરદાર !"

"પણ ધવલરાયને કેવી રીતે સમજાવવા ?" બલદેવ પૂછયું.

" દીવાનજી માટે લેશ પણ ચીંતા કરશો નહીં ! આપણી સાથે તે મ્હોટી ખુશીથી મળી જશે ! " ચપળાએ જણાવ્યું. કેટલીક વાતચીત કરી આ ખુશ ખબર કુંવરીને આપવા ચપળા મહેલે પાછી ફરી, અને બલદેવ ઘોડેસ્વાર થઇ અચલગઢ તરફ રવાને થયો. માર્ગમાં તેણે પોતાનું અસલ સ્વરૂપ ધારણ કર્યું.





# પ્રકરણ ૧૬ મું.

---

## જયસીંહના દીવાનનું સન્માન.

કાન્તાના વીરહની વેદના અસહ્ય થઇ પડવાથી ઝુરી રહેલો કુલીન પોતાના મહેલની અગાસીમાં બીછાવેલા એક ગાલીચાપર પડેલા તકીયાને અઠેલીને બેઠો હતો. સંધ્યાકાળનો મધુર વાયુ બાગમાંના પુષ્પ વૃક્ષો સાથે અથડાઈ શીતળતા સાથે સુગંધ પ્રસરાવી રહ્યો હતો, પણ કુમારપર તેની ઉલટીજ અસર થતી હતી. કુમારની હાલત આ સમયે કેવી હતી તેનો આબેહુબ ચીતાર વાંચનારને અમે શું આપીએ! પ્રેમની પરિક્ષીમાં જેઓ જાણીતા હશે અને પોતાનાં હૃદયની દેવી પ્રેમીનિની વીરહવેદનાનો જેને અનુભવ હશે તેઓજ કુમારની આ સમયની હાલત સહજમાં અટકળી શકશે. કુલીન આકાશ તરફ એક ટસે જોતો બેઠો

હતો. વારંવાર તે ઉંડા નિઃશ્વાસ નાંખતો હતો, એટલામાં દરવાને આવી નમન કરી કહ્યું કે, " કુમારજી ! નવલગઢથી આવેલ ચપલા આપને મળવાની ઇચ્છાથી દ્વારપર ઉભી છે. તેણીને માટે શી આજ્ઞા છે ? " ચપલાનું નામ સાંભળતાં કુલીન કુમાર પોતાના વીચારમાંથી જાગી ઉઠયો, અને દરવાન તરફ ફરી ત્યાંથી ચાલ્યો ગયો, કુલીને તેણીને પોતાની પાસે બેસાડીને આતુરતાસહ પૂછ્યું-" કુંવરી તરફના શા સમાચાર છે ?"

" સમાચાર બીજા શા હોય વળી ?" ચપલાએ ધીમે રહીને જવાબ આપ્યો " રાત્રીદીવસ કુંવરીબા આપના નામનુંજ રટણ કરે છે ! કુમારજી ! આપના વીરહે કુંવરીબાને ગાંડા બનાવી મૂકયાં છે, અને મારી સંગે આપને કહેવરાવ્યું છે કે, એક વાર ભોળી બાળાનું ચીત્ત ચોરી લઈ પાછળથી આમ દગો દઈ ખબર સરખી પણ લેતા નથી, એવા કઠણ હૈયાના કેમ થઇ ગયા છો ? ખરૂં છે, પુરૂષો કઠણ હૈયાના હોય છે, એવું કહેવાય છે તેમાં કશું ખોટું નથી. અમારા કોમળ અંતકરણનાં કુંવરીબાની હાલતનું શું વર્ણન કરૂં ? ચાતકની માફક આપની રાહ જોઇને થાકયાં, પણ આપ તરફના કશા સમાચાર ન મળવાથી થાકીને આખરે એમણે મને આજે આપની પાસે મોકલી!"

"અરે ! કોઇએ ત્યાં નથી આવ્યું ?" કુમારે પુછયું.

"અરે ! કોઇએ ત્યાં નથી આવ્યું ! કોઇ તરફથી સમાચાર મળ્યા હોત તો મને અહીં સુધી મોકલવાની જરૂર પણ શું હતી ?" ચપલાએ જવાબ આપ્યો, અને પોતાના પાલવ તળે સંતાડેલી પુષ્પની એક માળા કુમારને આપતાં કહ્યું–કે, 'લ્યો આ માળા કુવરીબાએ ખાસ આપને માટે પોતાને હાથે ગુંથીને મોકલાવી છે ! એ પુષ્પોની સુગંધ કેવી સરસ છે !' પોતાની પ્રિયમાના ખાસ હાથે બનાવેલી માળા જોતાં કયા પ્રેમીને આનંદ ઉપજ્યા વગર રહે ! કુમારે ઉત્સાહસહ માળા હાથમાં લઇ અનહદ સ્નેહથી હૃદય સાથે ચાંપી, "જે વેલાના પુષ્પોની આ માળા બનાવવામાં આવી છે તે વેલને કુવરીબા પોતેજ પાણી પીવરાવે છે ! આખા બાગમાં આ પુષ્પ સરખા સુગંધીદાર પુષ્પની બીજી એક પણ વેલ નથી!" ચપલા ગંભીરતા ધારણા કરી બોલી.

"વહાલીના સકોમળ હાથે ગુંથાયલી આ માળામાંના પુષ્પો કેટલાં ભાગ્યશાળી હશે ! અહાહા ! જે હસ્તનો સ્પર્શ કરવાને અમે અહોરાત્રી તલપીએ છીએ તે હસ્તનો સ્પર્શ કરી આવેલાં આ પુષ્પોની સુગંધીની શી સીમા" કુલીન પ્રેમમાં લીન થઇ બોલી ઉઠયો, અને તે માળાની સુગંધ લેવા તેણે હાથ ઉચકયો. હજી તો તે માળા નાક

આગળ ધરવા જાય છે એટલામાં દ્વાર આગળથી મ્હોટેથી અવાજ આવ્યો--" ખબરદાર ! એ માળા સુંઘતા નહીં ! " કુમારનો હાથ નાક આગળ જતો અટકી ગયો, અને અવાજ ઓળખતાં તેણે સામે નજર કરી તો બલદેવ આવતો જણાયો. વાંચનારને જણાવવાની જરૂર નથી કે ધવલરાયને વેષે રાજા જયસીંહની આજ્ઞાથી રાજા ચંદ્રસેખર પાસેથી બલદેવની મદદ મેળવવા નીકળેલો બલદેવ અચલગઢ આવી પહોંચતાં રાત્રી પડી જવાથી પહેલાં કુમારને મળવા આવ્યો હતો, પણ દ્વાર સુધી પહોંચતાં કુમારને ચપલા સંગે વાતચીત કરતો બેઠેલ જોઇ તે તરતજ ચેતી ગયો કે, ચપલાનું સ્વરૂપ ધારણ કરીને ક્રૂરનો કોઇ બહુરૂપી કુમારને ફસાવવા આવેલ છે. આથી તે શું કરે છે તે તપાસવા બલદેવ દરવાજા આળજ છુપાઇ રહી તેમની વાતચીત સાંભળતો હતો, એટલામાં કુમારને ચપલાએ સુંઘવા આપેલી માળામાં તેને ફસાવવાને કંઈ બેહોશીની દવા ભેળવી હશે, એમ ધારીને વખત ન ખોતાં તે જાહેર થયો હતો. ગુસ્સાભેર બલદેવને ઓરડામાં દોડતો આવતો જોઇ કુલીને ચમકીને માળા ન સુંઘતાં અજાયબી સહ પૂછ્યું—" કેમ શું છે વળી ?"

" જતી વખતે તમને હું આટલી બધી ચેતવણી આપી ગયો હતો તે ભૂલી ગયા ? કુમાર ! કુમાર ! એટલો તો વી-

ચાર તમારે કરવો હતો કે, આટલા દીવસમાં ચપલા કોઇ દીવસ પણ અહીં આવી હતી તે આજે તમારી પાસે આવે ? આ ચપલા છે કે બહુરૂપી છે તેની કંઇ તપાસ કરી ! બસ, એક સ્ત્રીની મીઠી મીઠી વાતો સાંભળી અંજાઇ ગયા !" બલદેવ બોલ્યો. આ સાંભળી કુમાર ચમકીને ચપલા તરફ જોવા લાગ્યો. ચપલા પણ પોતાને ફસાઈ ગયેલ જાણી પોતાની કમરે છુપાવેલ ખંજર કહાડી ચતુર તરફ ધસી. કુમાર હવે ચેતી ગયો કે, ચપલાના વેષમાં પોતાની પાસે આવનાર એક બહુરૂપીજ છે, એટલે બલદેવ તરફ તેને ખંજર ઉગામતો જોતાં પાછળથી કુદકો મારીને એક હાથે તેણે તેનો હાથ પકડી લઇ બીજો હાથ તેની કમરમાં વીંટાળી તેને જોરથી જમીનપર નાંખી દીધો અને તેની છાતીપર ચઢી બેસી જોરથી તેની ગળચી દબાવી. " હાં, હાં કુમાર ! બળ વાપરવાની જરૂર નથી ! ગુસ્સો સમાવો ! એ તો બહુરૂપીઓનુંજ કામ છે ! ઉઠો ! એને મારા તાબામાં સોંપો બલદેવ કુમારનો હાથ પકડી તેને અટકાવતાં કહ્યું. કુલીને તરતજ તે બહુરૂપીના હાથ પગ બાંધી. તેની છાતીપરથી ઉઠી જઈ તેને બલદેવને સોંપી દીધો. બલદેવે તરતજ પોતાની થેલીમાંથી બેહોંશીની ભુરકી કહાડી જોર જુલમથી તેના નાકમાં ફુંકી દીધી જેની અસરથી તે તત્કાળ બેહોંશ થઈ પડયો, એટલે તેઓ વાતચીત કરતા બેઠા. કુલીને નવલગઢના

અને કાન્તાના સમાચાર પૂછવાથી બલદેવ સઘળી હકીકત સવીસ્તર કહી અને રાજા જયસીંહે રાજા ચંદ્રસેખર ઉપર લખી આપેલ પત્ર પણ બતાવ્યો, જે સઘળાંથી કુમારના આનંદનો પાર રહ્યા નહીં, અને તે અનહદ સ્નેહથી બલદેવને ભેટી બોલી ઉઠયો કે—“ ભાઈ ! હવે જે કામ બજાવવાનું છે, તે સત્વર પૂર્ણ કરો !” આમ વાતચીત કરતાં આખી રાત ગુજરી ગઇ. પ્રભાત થવાને થોડો સમય બાકી હતો ત્યારે બલદેવે કહ્યું “ હવે આ બહુરૂપીને ઠેકાણે પહોંચાડવો જોઇએ ! દરબારનો સમય થતાં પહેલાં હું પાછો આવી પહોંચીશ !” આમ કહી બેહોંશ બહુરૂપીની ગાંસડી બાંધી ઉચકીને પેલી પહાડી ગુફા તરફ વીદાય થયો. ગુફામાં ઝરાના કીનારાપર તેણે પોતાની ગાંસડી મૂકી ત્યાં રાખેલ કેદીઓની હાલત તપાસવા આગળ ચાલ્યો. હૈદર કીનારાપર એક બાજુએ સુતો હતો, અને દીવાન ધવલરાય તેથી થોડેક દૂર એક ઝાડ તળે નીચું મસ્તક કરી ઉંડા વીચારમાં બેઠો હતો. બલદેવના પગલાંનો અવાજ સાંભળી તેણે ઉંચી નજર કરી અને તેને જોતાં ઉભા થઇ હસીને પૂછયું “ કેમ બલદેવસીંહજી ! મને શા માટે કેદ કર્યો છે ? ભાઇ મારી તે એવી શી ભૂલ થઈ ?”

“ દીવાનજી ! તેવું હોત તો આપને આમ છુટા ફરવા દેત કે પેલા કેદીની માફક પગમાં બેડીઓ નાંખી હોત !”

બલદેવે હસીને ધવલરાયનો હાથ પકડતાં જવાબ આપ્યો "આપની સાથે આટલી બધી છુટ લઈ આપને આ હેરાનગતી આપવાનું કારણ માત્ર એટલુંજ હતું કે તેમ કરીને અમારૂં કેટલુંક કામ પાર પાડવાનું હતું, જે આપ સારી પેઠે જાણો છો, માટે મને ક્ષમા કરશો! અત્યારે હવે હવે આપ છુટા છો, ઇચ્છામાં આવે ત્યાં જઈ શકો તેમ છો, અને આપનો આ દાસ આપની સેવા બજાવવાને હાજર છે! દીવાનજી! આપના સરખા ભલા અને ન્યાયી નવલગઢમાં વીરલાજ મળી આવશે, અને અમારૂં કામ પણ આપની મદદથીજ પાર પડી શકે તેમ છે, જેનું વચન આપ તરફથી મળવાની અમને પૂર્ણ આશા છે!"

"બલદેવસીંહ, તમે પોતેજ જાણો છો કે, હું કુમાર કુલીન સીંહજીનો શુભેચ્છક મીત્ર છું, એટલે તમો સરખા સ્નેહીઓની સેવા બજાવવાને સદા તત્પર છું!" ધવલરાયે જણાવ્યું અને તેથીજ મને સમજાતુ નહોતું કે તમારા સરખા એક મીત્રે મનેજ આમ કેદ શા માટે કીધો હશે! અરે! પહેલાં તો હું આ રમણી સ્થાનમાં જીવતોજ આવ્યો છું કે મૃત્યુ પામ્યા પછી આવ્યો છું તેની હું મુદલ કલ્પનાજ કરી શકયો નહીં, પણ જ્યારે હૈદરને અહીં જોયો ત્યારે જ જાણ્યું કે એ તમારાજ કારસ્તાન છે?" આટલું કહી ધવલરાયે હસીને પૂછ્યું "વારૂ, મને કેદ કરીને તમે કેવી રીતે

કામ પાર પાડયું, અને હવે મારે તમારે માટે શું કરવું ?" બલદેવે સઘળી હકીકત જણાવીને પોતાની પાસેનો રાજા જયસીંહનો પત્ર આપ્યો, અને તે સાથે તેના પોશાકની ગાંસડી છોડીને આપતાં કહ્યું "હવે આપનો આ પોશાક આપ ધારણ કરો એનો મેં ઉપયોગ કર્યો તે માટે આપનું અપમાન કરેલું માનશો નહી ?"

"છટ ! છટ ! એ શું બોલ્યા ! મારૂં સ્વરૂપ ધારણ કરી દરબારમાં ખુલ્લે દહાડે રહી મારૂં સર્વ કામ કાજ કોઈના પણ જાણ્યામાં ન આવે એટલી બધી ચાલાકીથી બજાવી તેમજ મહારાજા સરખા સકળગુણ શીરોમણી સંગે લાંબો વખત સુધી રહી આટલું બધું કામ પાર પાડવા માટે તમે જે ચાલાકી અને હીંમત બતાવી છે, તે માટે તમને જેટલો ધન્યવાદ આપું તેટલો થોડો છે, તમો સરખા બહાદુરની મીત્રતાનો મને લાભ મળ્યો-તે માટે હું મને પોતાને મ્હોટો ભાગ્યશાળી માનું છું." ધવલરાયે પોતાના અંતઃકરણની લાગણી જણાવી-"બલદેવસીંહ, મારા પોશાકનો તમે ઉપયોગ કીધો તે માટે હું મને અપમાન થયલું માનું, એવો તમને ખ્યાલ કેમ આવ્યો ? પોશાક તો શું પણ મારી આ દેહ પણ તમારૂં ગમે તે કામ બજાવવાના ઉપયોગમાં લેવાનો તમને અને કુલીનકુમારને દરેક પ્રકારે હક છે !" આ સાંભળી બલદેવ ઘણોજ

આનંદ થયો અને કહ્યું કે "હવે આપ મહારાજા જયસીંહનો પત્ર લઇ મહારાજા ચંદ્રસેખરની દરબારમાં જઇ તેમની પાસેથી મારી માગણી કરો, એટલે હું આપની સાથે નવલગઢ આવીશ તો પછી કંઇ તોફાન મચાવી શકશે નહીં, અને આપના આશીર્વાદથી હું તેમને કેદ પકડી મહારાજા જયસીંહજીના ચરણમાં હાજર કરીશ."

"આ સાંભળી મને અત્યંત આનંદ થાય છે!" ધવલરાય બોલી ઉઠયો-"મને રાંજા ચંદ્રસેખરને મારી સંગે તમને નવલગઢ મોકલવાને હું અવશ્ય આગ્રહ કરીશ! ખરેખરા તમો સરખા બહાદુરની હાલમાં અમારે ત્યાં અનહદ જરૂર છે!" આમ કહેતાં તેણે પોતાનો પોશાક પહેરવા માંડયો.

"વળી આ બે બીજી વાતો પણ આપ ધ્યાનમાં રાખજો!" બલદેવે જણાવ્યું-"એક તો એ કે નવલગઢની દરબારી નોકરીમાં જેટલા મુસલમાનો હોય તેઓ સઘળાને જેમ બને તેમ નોકરીથી બરતરફ કરજો અને સૈન્યમાં પણ તેમને બદલે હીંદુઓને રાખજો. જુઓ! એ બીના આપના સ્વરૂપમાં મેં મહારાજ જયસીંહને જણાવી છે, માટે આપ તે ધ્યાનમાં રાખજો અને મારી આપને બીજી વીનંતી એ છે કે, કુમાર વીરસીંહ માટે મહારાજાના મનમાં પાછી

ઉંચો વિચાર ઠસી જઈ તેઓ કુમારને માટે નવળગઢ બોલાવે તેની પણ તજવીજ કરશો.”

“એ માટે તમારે મને કંઇ કહેવાની જરૂર નથી ! કુલીનસીંહ માટે હું મારાથી બનશે એટલું કરવાને તૈયાર છું, અને આજે ફરીથી પ્રતીજ્ઞા લઇને કહું છું કે કુલીનસીંહની સેવા તમોએ કહી છે તેના કરતાં અધીક બજાવીશ !” ધવલરાયે જણાવ્યું. પછી બલદેવે પોતાની સાથે આણેલ એક બેડી પહેરાવી તેની કમરમાંથી ખંજર તેમજ બહુરૂપીની થેલી કહાડી લઈ તેને શુદ્ધિમાં આણ્યો, અને તેનો રંગેલો ચહેરો ધોઇ નાંખ્યો. તો ભૈરવનાથ ઓળખાઈ ગયો. બલદેવ પણ બહુરૂપી હોવાને લીધે ચીત્રપુરના સઘળા બહુરૂપીઓને સારી પેઠે ઓળખતો હતો, તેમજ તેઓ પણ બલદેવને જાણતા હતા. એટલે બલદેવે ટકોરમાં ભૈરવનાથને કહ્યું—“ અહો ભૈરવનાથજી ! ખુબ ચાલાકી કરી હો ! મારા મહેરબાન ! જાણતા નહોતા કે કોની સામે અઇયારી કરો છો ! કંઈ નહીં ! ખરેખર, તમારી ચાલાકીનો તમને યોગ્ય બદલો મળવોજ જોઇએ, અને તેટલા માટેજ આનંદભુવનની મોજમઝાહનું સુખ ભોગવવાને તમે દરેક રીતે લાયક છો ! મારો મઝાહ ! જુઓ પેલા તમારા મીત્ર હૈદરખાંનજી ! બીચારાને અહીં એકલા ગમતું નહોતું તેથી તમને તેડી લાવવાને મને વારંવાર ફરમાવતા હતા, એટલે ગમત ઠીક

પડશે હોં !" આ ટકોરથી ભૈરવનાથને મનમાં તો બહુજ ગુસ્સો ઉપજ્યો, પણ પોતે દુશ્મનના પંજામાં સપડાયલો હોવાથી તેમજ હથીઆર હીન થઇ ગયેલ હોવાથી નીચું મસ્તક કરી મુંગો ઉભો રહયો. પછી બલદેવ ધવલરાય સહીત ગુફાની બહાર આવ્યો. દરવાજા પાશે આવતાં તેણે ધવલ-રાયને સવીનય કહ્યું–"આપને થોડા સમય માટે બેહોશ કરવાની સેવકને આજ્ઞા આપશો ! ગુફાની બહાર પહોંચી દ્વાર બંધ કરીને આપને ફરી શુદ્ધિમાં લાવીશ."

"મ્હોટી ખુસીથી ! મને કશી હરકત નથી !" ધવ-લરાયે હસીને જવાબ આપ્યો–"તમારા આ તલેસમાતી ભોંયરામા આવવા જવાનો માર્ગ જાણુવાની મને લેશ પણ ઇચ્છા નથી, તેમજ તે જાણુવાથી મને ફાયદો પણ શું થનાર છે ! એ તો તમારૂંજ કામ છે !" તરતજ બલદેવ ધવલરાયને બેહોંશ કરી ભોંયરાની બહાર લાવ્યો, અને દ્વાર બંધ કીધા. પછી તેને શુદ્ધિમાં આણી તેઓ બંને અચલગઢ તરફ વીદાય થયા. તેઓ એક બીજાથી જુદા પડીને નગરમાં દાખલ થયા. અને બલદેવના કેહેવા મુજબ દીવાન ધવલરાય એકલોજ રાજા ચંદ્રસેખરની દરબારમાં ગયો. રાજાએ તેનું યોગ્ય સન્માન કીધું અને નવલગઢની તથા રાજા જયસીં-હની ખબરઅંતર પૂછી, જેનો યોગ્ય જવાબ આપ્યા પછી ધવલરાયે પોતાની પાસેનો પત્ર ચંદ્રસેખરને આપ્યો

રાજાની આજ્ઞાથી દીવાને તે વાંચી સંભળાવ્યો, જેથી અનહદ આનંદ પામી ધવલરાય તરફ ફરી રાજાએ કહ્યું "અમે તેમજ અમારૂં રાજ્ય મહારાજ જયસીંહજીનું છે, માટે એમનો અમારા ઉપર દરેક રીતે હક છે, એમની ઇચ્છામાં આવે તેવો અમારા રાજ્યનો તેઓ ઉપયોગ કરી શકે તેમ છે, અને અમારી દરબારમાંથી ગમે તે માણસની સેવાની એમને જરૂર હોય તેને અમે મ્હોટી ખુશીથી મોકલવાને તૈયાર છીએ. બલદેવસિંહને મહારાજાની સેવામાં મોકલીશુ?" આટલું કહી પોતાના દીવાન તરફ ફરી દીવાન ધવલરાયની યોગ્ય પરોણાગત કરવાની આજ્ઞા કરી, જે પછી જરૂરના કામકાજ બજાવી દરબાર બરખાસ્ત કરી. દીવાન ધવલરાયની પરોણાગત ત્રણ દીવસ સુધી ઘણી સારી રીતે કરવામાં આવી અને ચોથે દિવસે કેટલુંક ઝવેરાત તથા યોગ્ય પોશાક ભેટ આપી બલદેવને કેટલીક અગત્યની સુચનાઓ કરી તેમને ઠાઠમાઠથી રાજાએ વિદાય કર્યા. સંધ્યાકાળ થતાં તેઓ નવલગઢ પહોંચી જઇ રાજા જયસિંહજી દરબારમાં ગયા, જેથી રાજાને પણ ઘણોજ આનંદ થયો. ધવલરાયે રાજા ચંદ્રસેખરનો પત્ર રાજાને આપ્યો, અને તેના ઘણા વખાણ કીધા. રાજાએ બલદેવને રહેવા માટે લાયક મકાનનો બંદોબસ્ત કરવાની ધવલરાયનેજ આજ્ઞા કરી. દરબાર બરખાસ્ત થતાં દીવાન બલદેવને પોતાની સાથે લઈ

વિદાય થયો, અને પોતાના મહેલમાંજ તેને ઉતારો આપ્યો તેમજ તેની તેહેનાતમાં કેટલાક હિંદુ નોકરો અને સીપાઇઓને રાખ્યા. તે દીવસથી બલદેવ દીવાન સાથેજ રાજદરબારમાં જવા લાગ્યો.





# પ્રકરણ ૧૭ મું.

---

## હાથમાં આવેલ શીકાર છટકી ગયો.

રાત્રીનો સમય હતો. વરપાદની રૂતુ હોવાથી આકાશ વાદળાથી ઘેરાયલું હોવાથી સર્વત્ર અંધકાર છવાઇ રહયો હતો. આ સમયે નવલગઢની પાસેના જંગલમાં રાજા ચતુરસિંહના બહુરૂપી ભૈરવનાથ ચાલ્યો આવતો હતો. તેને જંગલમાં તે સમયે જોઈ વાંચનારને અજાયબી ઉત્પન્ન થશે કે, આગલા પ્રકરણમાં જોયું તેમ બલદેવે તેને પોતાની છુપી પહાડી ગુફામાં કેદ કીધો હતો, જે ઉઘાડવાની તેમજ બંધ કરવાની ચાવી બલદેવની જણાવ્યા મૂજબ તે પોતે અને દેવીસીંહ શીવાય બીજું કોઈ જાણતું નહોતું. આમ છતાં ભૈરવનાથ તે ગુફામાંથી કેવી રીતે બહાર નીકળવા પામ્યો હશે ? કંઈ નહીં, ચાલો આપણે તેની હીલચાલ તપાસીશું તો કંઇ ભેદ ખુલ્લો થશે. થોડેક ચાલ્યા પછી એક ઉંચા

ટેકરાપર ઉભો રહી ભૈરવનાથે મ્હોટા અવાજે સીટી વગાડી, અને પછી થોડીવાર ત્યાં ઉભો રહેતાં રાજા ચતુરસીંહના ત્રણે બહુરૂપીઓ શાંતીનાથ પંડીતજીસહ આવી પહોંચ્યા. ભૈરવનાથને જોતાંજ ગુરૂનાથે પૂછયું-" કેમ અચલગઢ જઈ શું કરી આવ્યા ? "

" ભાઇઓ ! ત્યાં પેલો બલદેવ કેવો વાઘ જેવો બેઠો છે ? તેની ચાલાકી અને હોંશીઆરી આગળ મારી તો એકે યુક્તિ પાર પડી નહીં, માટે તમો ભાઇઓમાંથી એક જણ મારી સાથે ચાલો તો બે જણ મળીને કંઈ કરી શકીએ?" ભૈરવનાથે મંદ અવાજે જવાબ આપ્યો.

" ત્યારે હું ભૈરવનાથ સાથે જઈશ?" વીરકાળ બોલ્યો

" હા ! હા ! એ બરોબર ! તમે બંને ત્યાં જશો તો આપણું કામ સહેલાઇથી પાર પાડી શકાશે ? " નારાયણસીંહે ઉમેર્યું.

" ત્યારે ચાલો આપણે અત્યારે તો રાજા ચંદ્રસેખરના મહેલમાં જઇ આપણી યુક્તિ અજમાવીએ ? " ગુરૂનાથે સુચવ્યું.

" હા ચાલો ! પણ હું સવારનો ભુખ્યો છું. પેટમાં લાહય લાગી છે માટે મને કંઇ ખાવાનું આપો કેમકે અત્યારે મને ભુખ બહુ લાગી છે. " ભૈરવનાથે જણાવ્યું.

"પણ આપણી પાસે જે કંઈ ખાવાનું છે તેમાં તો બેપાશીની દવા મેળવેલી છે?" વીરકરાળ બોલી ઉઠયો.

"નવલગઢમાં જઇને બજારમાં કંદોઈની દુકાન ઉઘાડી હોય તો લઇ આવીએ ત્યારે ?" ગુરૂનાથે પૂછ્યું.

"હા ! હા ! જાઓ ભાઇઓ કંઈ ફક્કડ મીષ્ટાન લઈ આવો તો આપણે બધા સાથેજ ખાઇએ ?" જોશીજીએ ઉમેર્યું.

"ચાલો આપણે બે જણ જઇએ લઇ આવીએ ? ભૈરવનાથ જવાને ઉઠયો.

"બે જણ જઇને શું કરશો ? એકજ જાઓ !" ગુરૂનાથે કહ્યું.

"ચાલો હું સાથે જાઉંછું ! હમણા પાછા આવીશું !" વીરકાળ બોલી ઉઠયો, અને તેઓ બંને જણા ત્યાંથી વીદાય થયા. નગર થોડે દૂર રહેતાં માર્ગમાં વીરકાળ ભૈરવનાથને કહ્યું કે, "ભાઈ આપણા અસલ સ્વરૂપે નગરમાં જવા કરતાં સ્વરૂપ બદલી જઇએ તો સારૂં કેમકે, ગઈ કાલથી બલદેવ અત્રે આવેલ છે, અને તે આપણ સઘળાઓને સારી પેઠે ઓળખે છે, એટલે કદાચ તે મળી જાય તો ભેદ ખુલી જશે !"

"અરે! એટલી બધી ભાંજગડ કરવાની કંઈ જરૂર નથી! અત્યારે રાતના સમયે આપણને કોણ જોવા આવનાર છે?" ભૈરવનાથે બેદરકારીથી જણાવ્યું. આ જવાબ સાંભળતાં ભૈરવનાથ માટે વીરકાળના મનમાં શક ઉત્પન્ન થયો, પરંતુ રાત્રી અંધારી હોવાને લીધે તેનું મુખ જોઈ ન શકવાથી તે ઓળખી શક્યો નહીં, તોપણ તરતજ ત્યાં ઉભા રહી તેણે મ્હોટેથી સીટી વજાડી, પણ તેઓ ઘણે દૂર નીકળી આવેલ હોવાથી તેમના સાથીઓને તે સંભળાઈ નહીં. તરતજ ભૈરવનાથે તેની સમીપ જઈ તેને ગળચીમાંથી પકડયો, પણ વીરકાળે પણ ચેતી જઇને પોતાની કમરેથી કટાર કહાડી, અને તેઓ બંને વચ્ચે ઝપાઝપી ચાલી. તેમની આ હાથોહાથની લડાઇનો ટુંક સમયમાં અંત આવી ગયો કેમકે, ભૈરવનાથે તેને પકડીને જોરથી જમીનપર પછાડયો અને તેની છાતીપર ચહડી બેસી પોતાના હાથમાંની બેહોશીની ભુકી તેને સુંઘાડી દીધી, જેની અસરથી બેભાન થતાંજ તેની ગાંસડી બાંધીને તે નગરમાં ચાલ્યો. નગરમાં ધવલરાય દીવાનના મહેલના દરવાજાપર ગાંસડી ઉતારી તેણે ત્યાં પહેરો ભરતા એક સીપાઈ પાસે થોડુંક પાણી મંગાવી પોતાનું મુખ ધોઈ નાંખ્યું તો આપણા નેકનામદાર બલદેવ દીપી નીકળ્યા. વાંચનાર! રાજા જયસીંહને ત્યાં આવ્યા પછી દુશ્મનોના કીયા બહુરૂપીઓ કરૂર સાથે આવ્યા છે તે જાણવાની ઇચ્છાથી બલદેવ આજે તપાસ

કરવાને નીકળ્યો હતો, અને કોઈ હાથ લાગે તો તેને ફસાવવાનેજ તેણે ભૈરવનાથનું સ્વરૂપ ધારણ કીધું હતુ કેમકે, ભૈરવનાથ તો પોતાના પંજામાં કેદ પડેલો હોવાથી તેની બહુરૂપીઓનો ભરમ ખુલી જવાથી લેશ પણ ધારતી નહોતી, અને આપણે જોયું તેમ દુશ્મનોની આંખમાં ધુળ નાંખી તેઓમાંથી એક જણને તેણે પકડયો. પોતાનું અસલ સ્વરૂપ ધારણ કરી બલદેવ ધવલરાયના મહેલમાં દાખલ થયો, અને એક કોટડીમાં વીરકાળને બંધ કરી તેના ઉપર સખ્ત દેખરેખ રાખવાની સીપાઇઓને આજ્ઞા કરી તેણે તેની બાજુના ઓરડામાંજ એક પલંગ સજાવી બાકીની રાત નીદ્રા લીધી. આ તરફ જંગલમાં નારાયણસીંહ. ગુરૂનાથ અને જોશીજી તો ખાવાનું લઇને તેમના આવવાની રાહ જોતાજ રહ્યા. ઘણી વારે તેઓને એવો વહેમ ગયો કે બંને જણ કદાચ કેદ થઈ ગયા હશે પણ રાત્રીને સમયે તેઓ તેમની કયાં શોધ કરી શકે તેમ હતું? રાતની રાત તો તેમણે જંગલમાંજ પસાર કરી અને સવાર પડતાં તેઓ જુદાજુદા રૂપ ધારણ કરી નગરમાં તપાસ કરવાને ગયા. પહેલાં તેઓ રાજ દરબાર તરફ ચાલ્યા તો માર્ગમાં બલદેવને પણ રાજ દરબાર તરફ જતો જોયો. તેની પાછળ પંદરેક સીપાઇઓ વીરકાળને પણ કેદીની હાલતમાં પકડીને લઈ જતા હતા, જે જોઈ તેઓ પણ સીપાઇઓના ટોળા સાથે દરબારમાંજ ગયા. દરબારમાં

જઈ બલદેવ રાજાને નમન કરી પોતાને આસને બેઠો અને સુરપાળને રાજા સમક્ષ ઉભો કર્યો. તેને જોતાંજ રાજાએ પૂછ્યું કે, " બલદેવ આ કેદીને શા માટે લાવ્યા છો? એ કોણ છે?"

"મહારાજ! ચીત્રપુરથી આવેલા પાંચ બહુરૂપીઓમાંના એકને શેવક કેદ પકડી લાવ્યો છે. હવે એને માટે શી આજ્ઞા છે ? " બલદેવે નમીને જવાબ આપ્યો. રાજાએ કેદી તરફ કંઇક આનંદ તેમજ ગુસ્સાની ભેળાયલી નજરેથી જોયું, અને તેનું નામ પૂછતાં કેદીએ બેદરકારીથી જવાબ આપ્યો " મારૂ નામ અપ્પયારદત્ત છે! " તેની બેવકુફાઇથી રાજાને હાસ્ય સાથે ગુસ્સો ઉપજ્યો, અને તેણે આજ્ઞા કરી કે, " બસ. એ હરામખોરને વધુ પૂછવાની કંઈ જરૂર નથી ! કારાગૃહમાં લઈ જઈ એને કેદ કરો અને સખત ચોકી પહેરાની નીચે રાખો!" આજ્ઞા થતાંજ સીપાઇઓએ તેના હાથ પગમાં બેડીઓ પહેરાવી દીધી, અને તેને કેદખાના તરફ લઈ ગયા. દુશ્મનોમાંથી એક જણને કેદ પકડવા માટે રાજાએ ખુશ થઇ બલદેવને એક મોતીની માળા ભેટ આપી, જેનો તેણે નમીને સ્વીકાર કીધો. દરબારમાં છુપે વેષે સંતાઇને નારાયણસીંહ, ગુરૂનાથ અને જોશી શાંતીનાથ સઘળો તમાસો એક બાજુએ ઉભા રહી જોતા હતા, તેઓ જ્યારે સુરપાળને કેદખાનાની સજા રા-

જાએ ફરમાવી અને સીપાઇઓ તેને પકડીને બહાર નીકળ્યા, ત્યારે તેમની પાછળ ગયા, અને પરસ્પરમાં મસલત કરી તેમણે એક ચાલાકી વાપરી. એક ઉજ્જડ સ્થાનમાં જઈ ગુરૂનાથે બલદેવનું સ્વરૂપ ધારણ કરી લીધું, અને નારાયણસીંહ તેમજ જેશીજીએ સીપાઇ બની જઈ તેઓ ત્રણ જણ સુરપાળને પકડી જતા સીપાઇઓ પાછળ ગયા. સીપાઇઓ હજી સુરપાળને લઇને કેદખાનાના દરવાજા સુધી પહોંચ્યા નહોતા એટલામાં આપણા વેષધારી બલદેવ તેમને રોકીને દમામથી ફરમાવ્યું કે. "હજુર ! આ દુષ્ટ્યા અડચાર માટે મહારાજાએ બીજી આજ્ઞા ફરમાવી છે. કેમકે કેદખાનામાંથી એના સાથીઓ ગમે તે યુક્તિ કરીને એને નહસાડી જશે, તેથી એ હરામખોરને તો મારા કબજામાં રાખવાની મહારાજાએ આજ્ઞા કરી છે." બલદેવની ગમે તે આજ્ઞા ઉઠાવવાનો રાજા તરફથી હુકમ મળી ચુકેલો હોવાથી સીપાઇઓએ કંઇ પણ આનાકાની વગર કેદીને તેમને હવાલે કરી દીધો, અને તે ખબર રાજાને આપવા તેઓ દરબારમાં પાછા ફર્યા. આ તરફ વેષધારી બલદેવ કેદી અને તેની સાથેના સીપાઇઓ જંગલ તરફ છ પાંચ ગણી ગયા. હવે સીપાઇઓ દરબારમાં આવ્યા તો ત્યાં પણ બલદેવને વળી દીવાન ધવલરાયની બાજુમાં બેઠેલ જોઇ તેઓ દીંગમૂઢ બની ગયા, અને રાજાને નમીને બહાવરા બની ઉભા

રહી ગયા, તેમની આ હાલત જોઇ બલદેવને કંઇ શક ગયો અને તેથી તેણે તેમને પૂછયું કે, "કેમ બહુરૂપીને કેદ કરી આવ્યા ?"

"મહારાજાજીએ આપને કેદી હવાલે કરવાની આજ્ઞા કરી છે એમ ફરમાવી આપજ તેને લઈ ગયા તે!" સીપાઇઓએ ધાસ્તીથી ધ્રુજતાં જવાબ આપ્યો. બલદેવ આ સાંભળતાનેવાર ચમકી ગયો. રાજા તેમજ તમામ દરબારીઓને પણ અજાયબી લાગી, અને રાજા ગુસ્સામાં બોલી ઉઠયો કે, "બલદેવ તો અત્રેથી બહાર ગયાજ નથી, અને તમે જણાવો છો કે એ તમારા કબજામાંથી કેદીને લઈ ગયા, એ શું ? હરામખોરો સત્ય બોલજો, નહીં તો સઘળાઓને હાથીના પગ તળે ચંપાવીને મારી નંખાવીશું ! તમે પણ દુશ્મનો સંગે મળી ગયા હો એમજ લાગે છે. ! સત્વર બતાવો કયાં છે કેદી ?" રાજાના ગુસ્સાના વચનો સાંભળી સીપાઇઓના જીવ ઉડી ગયાં, ને તેઓ ધાસ્તીમાં કંઇ પણ જવાબ આપી શકયા નહીં. તેમનાં મહોડાંજ સીવાઈ ગયાં ને તેઓ પાષાણના પુતળાવત સ્થીર થઈ ગયા. બલદેવ સઘળો ભેદ પામી ગયો, અને રાજાનો ગુસ્સો જોઈ નાહકમાં નિર્દોષ સીપાઇઓ માર્યા જશે, એમ ધારી તેણે હાથ જોડી રાજાને અરજ કરી કે, "મહારાજ ! એ સીપાઇઓ તદન નિર્દોષ છે ! દુશ્મનના બહુરૂપીઓનું ચાલાકીનુંજ એ

પરીણામ છે ! તેઓ મારૂં સ્વરૂપ ધારણ કરીને કેદીને એમના હાથમાંથી છોડવી ગયા હશે ! બહુરૂપીએ ની ચાલાકીની કંઈ સીમાજ નથી ! તેઓ મ્હોટા મ્હોટા કાબેલ અને ચાલાક માણસોને પણ ગફલતીમાં નાંખી ઠગી જાય છે તો આ બીચારા મૂર્ખ સીપાઇઓને ઠગી જાય તેમાં શી નવાઈ ?" બલદેવના સમજાવવાથી રાજાનો ગુસ્સો શાંત પડયો, પણ કેદીના નહાસી જવા માટે તેને બહુ દીલગીરી ઉપજી.





# પ્રકરણ ૧૬ મુ.

---

## શેરને માથે સવાશેર.

ગુરૂનાથ, સુરપાળ, વગેરે બહુરૂપીઓ અને પંડીતજી નહાસીને જંગલમાં જઇ એક ઝાડ નીચે બેઠા, અને સુરપાળ કેવી રીતે પકડાઇ ગયો તે પૂછતાં તેને મોહોડેથી સઘળી હકીકત સાંભળી રહ્યા પછી ગુરૂનાથ બોલ્યોકે, "બલદેવે જબરી ચાલાકી વાપરી ! આપણા સઘળાઓની આંખોમાં તે ધુળ નાંખી ગયો ! આ ઉપરથી મારી ખાત્રી થાય છે કે, ભૈરવનાથને પણ બલદેવ પકડીને કોઇ સ્થળે છુપાવી રાખ્યો છે !"

"પણ આપણે તેની કયાં શોધ કરીએ ? કંઇ ભાળ મળે તો તેને છોડવવાની તજવીજ કરીએ !" નારાયણસીંહે કહ્યું.

"તે જાણવામાં શી મ્હોટી મુશ્કેલી છે! આપણા પંડીતજી ક્યાં કાચા છે!" સુરપાળ બોલ્યો.

"હા પંડીતજી, જરા રમલ નાંખીને ગણત્રી કરી જુઓ કે, ભૈરવનાથ ક્યાં છે?" ગુરૂનાથે કહ્યું કે, તરતજ જોશીજીએ પોતાનાં પાના પુસ્તકની પોટલી છોડી અને તેમાંથી રમલ કહાડી તે ફેંકી તે પરથી કંઈ ગણત્રી કરીને પછી ગંભીર અવાજે જણાવ્યું કે, "ખરેખર! ભૈરવનાથ અને તે સાથે હિંદર બંનેને બલદેવ એકજ ઠેકાણે કેદ કરેલા છે! અહીંથી ઉત્તર તરફ બે કોસપર એક પહાડી ગુફા છે, તેમાં આપણા સાથીઓ બંધીવાન પડેલા છે!"

"બસ, ત્યારે ચાલો આપણે તે ગુફા શોધી કહાડી તેમને છોડાવીએ!" સુરપાળ બોલી ઉઠ્યો "પંડીતજી આપણને માર્ગ પણ બતાવશે!" તરતજ સઘળાઓ ઉઠીને ગુફા તરફ ચાલ્યા. પંડીતજી વારંવાર રમલ ફેંકી તેમને માર્ગ બતાવતા ગયો, અને તેઓ પેલી પહાડી ગુફા સુધી જઈ પહોંચ્યા, જેમાં દાખલ થઇ તેને બીજે નાકે બહાર આવ્યા. સામે પહાડમાં પેલો સીંહના મુખવાળો દરવાજો જોઇ તે ઉઘાડવાની તેમણે બહુ મહેનત કરી પણ કોઈ પણ પ્રકારે તે ઉઘાડી શકયા નહી. જોશીજીએ પણ તે ઉઘાડવાની છુપી ચાવી શોધી કહાડવાને રમલ નાંખી બહુ

બહુ ગણત્રી કરી પણ તેની અક્કલે પણ કંઇ કામ કર્યું નહીં, અને તેણે જણાવ્યું કે, "ભાઇઓ! મારી ગણત્રીપરથી તો આ દરવાજો એક તલેસમ સાથે જોડાયલો હોય એમ લાગે છે, અને તલેસમની બાબતમાં રમલ નીરૂપયોગી છે, માટે એ દ્વાર ઉઘાડવાની કોઈ બીજીજ યુક્તિ શોધી કહાડવી જોઇએ. પંડીતજીની શક્તિ પણ આમ ત્યાં ચાલી ન શકવાથી તેઓ લાચાર થઈ પાછા ગુફાની બહાર આવ્યા, અને પરસ્પરમાં ચોક્કસ સંકેત કરી બહુરૂપીઓનો ખેલ અજમાવવા એક બીજાથી જુદા પડી ગયા. વાંચનાર! તેમનાથી જુદા પડીને આપણે ચતુર શું કરે છે તે જોઇએ. એક દીવસ બપોર પછી તે દુશ્મન બહુરૂપીઓની હિલચાલ તપાસવાને ફરવા નીકળ્યો અને ફરતાં ફરતાં નવલગઢની બહાર ઘણે દૂર સુધી ચાલ્યો ગયો તો એક ગંભીર વડના ઝાડને ઓથે વીરસીંહને ઉદાસ ચીંતે બેઠેલ જોયો. તેની સવારીનો ઘોડો થોડેક દુર બીજા એક ઝાડના થડ સાથે બાંધેલો ઉભો ઉભો ચરતો હતો. સામે એક મુવેલું હરણ પડ્યું હતું, જેની એક બાજુ આગળ દેવતા સળગતો હતો. કુમારની છેક સમીપ જતાં કેળના એક પાંદડા ઉપર થોડાક માંસના તુકડા પડેલા જણાયા. તરતજ બલદેવ પાછળથી બોલ્યો કે, "કેમ કુમાર! શા વીચારમાં બેઠા છો? ખાઓ! ખાતા ખાતા હાથ કેમ રહી ગયો!" પાછળ ફરીને જોતાં બલદેવને જોઈ

કુમારે સ્નેહી મુદ્રાથી જણાવ્યું કે "ભાઇ! નવલગઢ ગયો તે પાછા કંઈ સમાચારજ નહીં!"

"કુમાર! નવલગઢમાં હું આપનીજ સેવા બજાવતો હતો!" બલદેવ હસીને જવાબ આપ્યો, અને તેની પાસે બેસી ગયો.

"કેમ વહાલી સુંદરીની શી ખબર છે? તેમને મળ્યો હતો?" કુમારે આતુરતાથી પૂછ્યું.

"કુમાર! તમો પાસેથી ગયા પછી કુંવરીની મુલાકાત થઇજ નથી, કેમકે હું દુશ્મનોની હીલચાલ તપાસવામાં રોકાઇ ગયો હતો! એમાં વળી એક બહુરૂપીને પકડયો હતો તે પણ છટકી ગયો! બીજાઓની તો કંઇ દરકાર નથી, પણ ચીત્રપુરથી ગુરૂનાથ પણ તેમની સાથે આવેલ છે, તે ઘણો ચાલાક છે. મને એનીજ કંઈક ધાસ્તી લાગે છે, પણ જોઇ લઇશું! કંઈ ચીંતા નહી! પણ એ તો કહો કે તમે અહીં કયાંથી આવી ચ્હડયા? તમારી સાથે કોઈ સીપાઈ કેમ નથી?" બલદેવે પૂછ્યું.

"થોડાક સીપાઇઓ સહીત અમે આજે સવારે શીકારે નીકળ્યા હતા. જંગલમાં બે પ્રહર સુધી શીકારની શોધમાં ફર્યા પણ એકે શીકાર હાથ લાગ્યો નહીં, એટ-

લામાં આ હરણ નજરે પડયો, એટલે અમે તેની પાછળ અશ્વને છોડયો. તેની પાછળ જતાં સાથના સીપાઇઓ પાછળ રહી ગયા, અને અમે એકલા અહીં નીકળી આવ્યા. થોડી વાર પેહેલાંજ આખરે શીકાર કરી અમે અહીં થાક ખાવા બેઠા છઇએ ભાઈ! આ વખતે અમને ક્ષુધા પણ બહુ લાગવાથી એ હરણનું માંસ સેકીને ખાવાનો વીચાર કરતોહતો એટલામાં તું આવી ર્‌હડયો એ પણ ઠીક થયું! હવે તું સેકીને તૈયાર કર કે આપણે સાથેજ આહાર કરીએ. ભાઈ! હવે જલદી કરજે! કેમકે આખા દીવસમાં જરા પણ ખોરાક લીધો નથી!" કુમારે કહ્યું. બલદેવ થોડીવારમાં માંસ સેકીને તૈયાર કર્યું અને વહેતા ઝરાને કીનારે જઈ તેઓ બેઠા. "કેમ સ્વાદીષ્ટ થયું છે કે નહી?" બલદેવે ખાતાં ખાતાં કુમારને પૂછયું.

"એમાં મસાલો કોણે લગાડયો છે; એટલે પછી સ્વાદીષ્ટ બને તેમાં શું નવાઈ? એ અમારૂં માન તું ખાટી જવા ધારે છે કેમ?" કુમાર હસ્યો.

"પણ કુમાર! તમે મસાલો કહાડી નાંખીને કેમ ખાઓ છો?" બલદેવે પૂછયું.

"અમને મોળું માંસ બહુ સ્વાદીષ્ટ લાગે છે!" કુમારે જવાબ આપ્યો, અને બે ત્રણ કટકા ખાઇ તેણે ઉઠીને

ઝરામાં હાથ ધોઇ નાખ્યાં, એટલે બલદેવે પૂછ્યું "કેમ એટલામાં ધરાઇ ગયા શું "

"ભાઇ! પ્રભાતના ભુખ્યા હતા એટલે શું ખવાય ?"

"તમો સરખા મ્હોટા માણસના પેટ તો મ્હોટાઇથીજ ભરેલા હોય એટલે તમે ઝાઝું ખાઓ નહીં તો ! પણ આપણે કંઈ તમારી માફક ઉઠી જવાના નથી ! કેવું સ્વાદીષ્ટ બન્યું છે !" બલદેવે હસીને જણાવ્યું અને ખુબ ધરાઇને માંસ ઉડાવ્યું. આહાર કરી રહ્યા પછી તેણે કહ્યું કે, "કુમાર ! હવે સંધ્યાકાલ થયો છે માટે તમે મહેલે સીધારો અને હું પણ નવલગઢ જાઉં છું !"

"નગર સુધી અમારી સાથે તો ચાલ, પછી નવલગઢ પાછો ફરજે ? બે જણ સાથે હઇશું તો માર્ગ જણાશે નહીં !" કુમારે પોતાના અશ્વરપર બેસતાં આગ્રહ કીધો.

" નહીં કુમાર જરાં મારૂં માથું કોણ જાણે શાથી ફરવા લાગ્યું છે. માટે મને નવલગઢ જવા દો !" બલદેવે જણાવ્યું.

"જ્યારે માંસ ખુબ ઠાંસીને ખાધું ત્યારે કંઇ વીચાર કીધો હતો !" કુલીને હસીને કહ્યું–"હવે તો નગર સુધી ચાલવાથી ખાધેલું પણ પાચન થઈ જશે !"

"ઠીક ચાલો!" બલદેવે કહ્યું, અને તેઓ અચલગઢ તરફ ચાલ્યા. હજી તેઓ બહુ દૂર ગયા નહીં એટલામાં બલદેવને ચક્કર આવ્યા અને તે બેહોશ થઈ પડયો, કુમાર તરતજ પોતાનો અશ્વ ઉભો રાખી નીચે ઉતરીને બલદેવના હાથ પગ મજબૂત બાંધી પોતાની પાસેના કપડામાં તેની ગાંસડી બાંધી તે ઘોડાની પીઠપર નાંખી હવે અચલગઢ તરફ ન જતાં નવલગઢ તરફ અશ્વ ફેરવ્યો. થોડેક દૂર જગલમાં પહોંચતાં તેણે મ્હોટેથી સીટી વગાડી. જેથી થોડી વારમાં નારાયણસીંહ, વીરકાળ અને જોશીજી તેમજ ક્રૂર વગેરે ત્યાં આવી પહોચ્યા. કુમારને અશ્વઉપર ગાંસડી બાંધેલી જોઈ સુરપાળ બોલી ઉઠયો—"વાહ ગુરૂનાથ! તમે એક મહાભારત કામ બજાવી આવ્યા છો! આપણા સઉથી વધુ બળવાન દુશ્મનનો ભય હવે દૂર થયો!" વાંચક! આ ખરો કુંવર વીરસીંહ ન્હોતો પણ ગુરૂનાથ-કુંવર બન્યો હતો.

"બસ, ચતુર પકડાયો છે, એટલે હવે આપણી મુરાદ પાર પડતાં શું મુશ્કેલી નડનાર છે!" તાજીમ બોલી ઉઠયો. ક્રૂરના આનંદનો તો કંઈ પારજ ન રહ્યો. થોડીવાર વાતચીત કર્યા પછી ગુરૂનાથે નારાયણસીંહને કહ્યું કે, "જે ઘોડારમાંથી આ અશ્વ તમે ચોરી આવ્યા છો તેની પાસે પાછો એને ફરતો મૂકી આવો એટલે અશ્વશાળાના રક્ષક

તેને પોતાની મેળે બાંધી લેશે !” તરત નારાયણસીંહ અશ્વપર સ્વાર થઈ ત્યાંથી રવાને થયો.

“હવે આપણા આ શીકારની શી વ્યવસ્થા કરવી? મારા વીચાર મૂજબ તો એને ચીત્રપુરમાં કેદ કરી આવીએ કે પછી કોઇને એનો પત્તો પણ ન લાગે !” ગુરૂનાથે જણાવ્યું. સઘળાઓને એ સલાહ યોગ્ય લાગી અને સઘળા બહુરૂપીઓને કેટલીક સુચનાઓ કરી ગુરૂનાથ ચતુરની ગાંસડી ખભે ઉચકી ચીત્રપુર તરફ રવાને થયો.





# પ્રકરણ ૧૭ મું.

## ચતુરની ચતુરાઇનો ચટકો.

નવલગઢમાંથી બલદેવસીંહ કયાં ગુમ થઇ ગયો તે માટે નવલગઢના રાજા જયસીંહે ખુબ તપાશ ચલાવી પણ કયાંથી તેનો પ-તો ન મળવાથી, બલદેવસીં-હના પીતા કલ્યાણસીંહ ઉપર એક પત્ર લખી એક સવાર અચલગઢ રવાના કીધો, અને જવાબ લઇને સત્વર પાછા ફરવાની તેને આજ્ઞા કરી. સવાર પત્ર લઇને સાંજના અચ-લગઢ પહોંચી ગયો, અને કલ્યાણસીંહને ઘેર જઈ તેણે ધવલરાયનો પત્ર આપ્યો, જે વાંચી તેમાંથી બલદેવ ગુમ થવાના સમાચાર જાણી તેની ખાત્રી થઇ કે, તે અવશ્ય કોઈ બહુરૂપીના હાથમાં સપડાઇ ગયો હશે. ધવલરાયના પૂછાવ્યા મૂજબ બલદેવ અચલગઢમાં નથી, એવો જવાબ

લખીને સવારને નવલગઢ વીદાય કરી તેણે તરતજ પોતાના કેટલાક જાસુસોને બોલાવી બલદેવની શોધ કરવાને જુદે જુદે ઠેકાણે મોકલી દીધા. બીજે દીવસે કલ્યાણસીંહ દરબારમાં જઇને રાજા ચંદ્રશેખરને ધવલરાયના પત્ર વિષેની હકીકત જણાવી, જે સાંભળી રાજાને અજાયબી લાગી, અને તેણે પૂછ્યું કે, "બલદેવ ત્યારે કયાં ગયો હશે? દુશ્મનના બહુરૂપીઓના પંજામાં તો તે કદાચ સપડાઈ ગયો નહીં હોય?"

"મહારાજ! ઘણું કરીને એમજ હશે!" કલ્યાણસીંહે જણાવ્યું "તપાસ માટે કાલે રાત્રીએજ મેં આપણા જાસુસોને મોકલ્યા છે, એટલે બે ચાર દીવસમાં કંઈ પણ ભાળ મળશેજ!" રાજાની જમણી બાજુએ બેઠેલો કુમાર આ સઘળી વાતચીત સાંભળી ઉઠીને રાજાને નમન કરી બોલ્યો કે, "પીતાજી! અમને આજ્ઞા હોય તો અમે બલદેવની શોધ કરવા સીધારીએ?"

"કુમાર આપની હીંમત અને શુરવીરતા માટે કંઈ શક આણવા સરખું નથી, પરંતુ બલદેવ સરખો ચાલાક બહુરૂપી બહુરૂપીઓના હાથમાં સપડાઇ ગયો છે, તેની શોધમાં જવાની આપને કંઇ જરૂર નથી!" કલ્યાણસીંહે કુમાર તરફ ફરી કહ્યું કે, "આપ એટલું તો જાણો છો કે,

જ્યારે કોઈ બહુરૂપીને બીજો કોઇ બહુરૂપી કેદ પકડે છે, તો તે ફક્ત તેને કેદ કરી રાખે છે, પણ તે કદી તેના પ્રાણ લેતા નથી. આથી જો બલદેવ તેમના હાથમાં પકડાઇ ગયોજ હસે તોપણ તે ફક્ત કેદી હશે, એટલે કોઇ પણ પ્રકારે છુટો થઇ આવશે. કેમકે, બહુરૂપીમાં તેના સરખો ચાલાક બીજો કોઈ મળવો મુશ્કેલ છે! ગમે તેવો હુશીયાર હશે તોપણ તે થાપ ખાઇ જશે. શોધમાં જાસુસો મોકલ્યા છે એટલે, પાંચ દસ દહાડા રાહ જોઇએ છીએ! જોઇએ શું થાય છે? એ અરસામાં જો ચતુર નહીં આવે તો પછી આપણે યોગ્ય લાગશે તેવા પગલાં લઇશું! હાલમાં વીના કારણ હોહા કરી મૂકવામાં કંઇ લાભ નથી, કેમકે તેથી દુશ્મનો આપણને ગભરાટમાં પડેલા જાણી બહુ હીંમતવાન બની જશે. હાલ તો જાણે કંઇ જાણતા નથી તેમ આપણે છુપી રીતે કામ લેવાનો સમય છે! કુમાર! આપને મીત્રતાને લીધે બલદેવ માટે એટલી બધી ચીંતા લાગે, એ સ્વભાવિક છે!” આ પછી રાજાનું મન દરબારી કામકાજમાં પરોવાતાં તે વાત બંધ પડી, પરંતુ રાજા ચંદ્રશેખર તેમજ કુમારના અંતઃકરણમાંથી બલદેવ ગુમ થવાની દીલગીરી દૂર થઈ નહીં. આ તરફ નવલગઢમાં રાજા જયસીંહે બીજે દીને પણ બલદેવને દરબારમાં ન જોતાં ધવલરાયને પૂછયું “દીવાનજી! બલદેવની ભાળ મળી?”

"મહારાજ ! અત્રે તો કંઇ ભાળ મળી નથી, પરંતુ અચળગઢ ખાતે મેં કાસદને પત્ર લઈ ખબર કહાડવાને મોકલ્યો છે તે પણ જે સમય જાય છે તેમાં આવવો જોઇએ, એટલે જો ત્યાં ગયા હશે તો જણાશે." દીવાને જવાબ આપ્યો; એટલામાં અચલગઢ ગયલો કાસદ પત્રનો જવાબ લઇ પાછો આવી પહોંચ્યો છે, એવી ખબર દરવાને આપતાં તરતજ રાજાની આજ્ઞાથી કાસદને દરબારમાં બોલાવી દીવાને પત્ર લઇ વાંચ્યો, એટલે રાજાએ આતુરતાથી પૂછયું "કેમ શા સમાચાર છે ?"

"મહારાજ ! અચલગઢમાં પણ બલદેવ નથી !" પત્ર વાંચી રહ્યા પછી દીવાને નીરાશથી જવાબ આપ્યો "પત્રનો જવાબ બલદેવના પીતા દીવાન કલ્યાણસિંહેજ લખી મોકલ્યો છે. હવે તો તપાસ કરવાને ગયલા જાસુસો શી ખબર લાવે છે તે જોઇએ !" બલદેવના ગુમ થવાથી રાજા જયસિંહને ઘણો ખેદ ઉપજ્યો, અને દરબાર બરખાસ્ત કરી તે મહેલમાં ગયો. તેને ઉદાસ થવાનું કારણ માહારાણીએ જાણવા માંગતા તેણે બલદેવ ગુમ થવાની હકીકત જણાવી, જે સાંભળી રાણીએ ભય સહીત જણાવ્યું "ત્યારે હવે દુશ્મનો વધુ જોરમાં આવશે !"

"અરે ! તેમની તો કંઇ ધાસ્તી નથી, પણ રાજા ચંદ્રશેખરને અમે શો જવાબ આપીશું !" રાજા દીલગીરી

ભરે અવાજે બોલ્યો. રાણી પણ બહુ ખેદ પામી. આ સમયે ત્યાં ઉભેલી ચપળા પણ બલદેવની હકીકત સાંભળી ઉદાસ બની ત્યાંથી ચાલી જઈ કુંવરીને મહેલે ગઈ. તેણીને ઉદાસ જોઈ કુંવરીએ તેનું કારણ પૂછયું, પણ બલદેવની હકીકત કહેતાં તેણીનું હૈયું ભરાઈ આવતુ હતું; જેથી તેણી બોલી શકતી નહોતી. આથી કુમારીએ તેણીને પૂછવાનો આગ્રહ ચાલુજ રાખ્યો, પણ ચપળાનો કંઠ રૂંધાઇ જવાથી તે કંઈ જવાબ આપી શકી નહીં. બસ, તેણીની આંખોમાંથી આંસુની ધારા ચાલી રહી હતી. આખરે કુંવરીએ ગભરાટ તેમજ અજાયબીસહ પૂછયું કે "સખી ! આમ રૂદન શું કરે છે ? કંઈ મુખેથી કહીશ તો ખુલાસો થસે ! આટલી બધી દુઃખી થવાનુ કારણ શું છે ?"

"કુંવરીબા ! અત્યારે હું રાજમાતાને મહેલે હતી, ત્યાં મહારાજાને મુખેથી સાંભળ્યું છે કે, બલદેવસીંહ રાજા ચતુરના અધિકારીઓના પંજામાં કેદ પકડાઇ ગયા છે !" ચપળાએ ગળગળે અવાજે કહ્યું.

"હેં !" કુવરી ગભરાટમાં બોલી ઉઠી. ચપળા મ્હોટેથી રડી પડી. તેણીનું હૃદય કુવરીએ પારખી કહાડયું. બલદેવને માટે તેણીનાં અંતઃકરણમાં પ્રેમાંકુર ફુટયા છે, એ જાણી જતાં બલદેવના કેદ પકડાવા માટે તેમજ તેથી

પોતાની માનીતી સખીને ઉપજેલા દુઃખ માટે કુમારીને ઘણો ખેદ ઉપજ્યો, અને તેણીને ધીરજ આપતા કહ્યું-કે, "સખી ! આમ વીલાપ કરવે શું વળવાનું છે ? એથી કંઇ બલદેવ છુટી આવશે ? પીતાજીએ અવશ્ય ઘટતી તજવીજ કરી હશે ! અને અમે પણ પીતાજીને તે માટે વીનવીશું !" તેમની દીલગીરી ભરી વાતચીત સાંભળતી બેઠેલી ચંપાનું પણ હૃદય ભરાઇ આવવાથી રૂદન કરવા લાગી, અને તેણીએ હીંમતથી કુવરીને અરજ કરી-કે, "કુંવરીબા ! મને આજ્ઞા આપો તો હુ બલદેવની શોધમાં જાઉં !"

"હજી એટલું તારૂં ગજું નથી !" કુંવરીએ કહ્યું.

"ગજું શા માટે નથી ? અઇયારીમાં હું પણ હવે પ્રવીણ થઇ નથી શું ?" ચંપા બોલી ઉઠી "કુંવરીબા ! મને એક વાર આજ્ઞા આપો પછી જુઓ કે હું દુશ્મનોની આંખો કેવી ચાલાકીથી આંજીને બલદેવને છોડાવી લાવું છું !"

"હજી એટલી બધી હીંમત કરવાને વાર છે ગાંડી !" ચપલાએ સ્નેહભરે અવાજે કહ્યું કે "બલદેવસીંહ સરખા ચાલાકને જેમણે ફસાવ્યા છે તે કંઇ જેવા તેવા નહીં હોય, તેવાઓની સાથે કામ લેવું છે તે જાણે છે કે ? પણ કુંવ-રીબા ! જો મને આજ્ઞા આપો તો હું જાઉં !"

"સખી! એમાં મારી આજ્ઞા લેવાની શી જરૂર છે? બલદેવસીંહને તું છોડવી આવીશ તેથી તો એ તારા ઉપકાર તળે દબાશે, એટલે પછી તારી મનકામના પૂર્ણ થશે!" કુંવરીએ જણાવ્યું.

"હું અ અ અ! હવે ભેદ જણાયો! તેથીજ મને ના પાડી પોતે જવાને તૈયાર થઇ છો કેમ?" ચંપાએ તાણો માર્યો.

"ત્યારે સખી! તું આજેજ જવાની તૈયારી કરજે!" કુંવરીએ આગ્રહથી કહ્યું.

"તે તો ખરૂં પણ પછી દુશ્મનના અશ્વારો અત્રે આવેલા છે તેમનું કેમ? અહીં તમારી સંભાળ કોને શોંપી જાઉં?" ચપલા વીમાસણમાં પડી.

"તે હું કેવી વાઘ જેવી બેઠી છું!" ચંપા હીમતથી બોલી ઉઠી—"એટલીબી મારામાં હોંશીયારી નથી શું?"

"ઠીક છે ત્યારે તું સાવધ રહેજે!" ચપળાએ જણાવ્યું—"જો કંઈ ગફલતી કરી અને કુંવરીબાપર કંઈ સંકટ આવ્યું તો એમ સમજજે કે પછી—"

"તેની લેશ પણ ચીંતા કરવીજ નહી ! જો જો તો ખરાં કે, હું કેવી ચાલાકીથી કામ ચલાવું છું !" ચંપાએ હીંમતથી કહ્યું. આ પછી ચંપાને કેટલીક અગત્યની સુચનાઓ કરી ચંપળા પોતાની મુસાફરીનો સરંજામ તૈયાર કરવા માં ગુંથાઈ. દુશ્મનના પંજામાં સપડાયલા બલદેવને, ચાલાક અઇયારોને થાપ આપીને છોડવવાની હીંમત કરનાર ચપલા સરખી એક યુવતી તૈયાર થાય, એ ઉપરથી વાંચનાર અટકળી શકશે કે, તેણી કંઇ સાધારણ યુવતી નહોતી. ખુબસુરતી તેમજ સ્કોમળતા સાથે તેનું શરીર બળવાન પણ હતું. જો કદાચ કોઈ બે ચાર પુરૂષોની સામે કટાકટીનો પ્રસંગ પડતાં તેની સાથે જબરૂ યુદ્ધ કરીને તેમને કેદ કરી પકડી લેવાનું તો તે એક બચાની રમત સરખુંજ સમજતી હતી. શસ્ત્ર વિદ્યામાં તેમજ બહુરૂપીઓનો વેશ ભજવવામાં પણ ચાલાક અને પ્રવીણ હતી. સંગીત શાસ્ત્રનુ તેને બહુ સારૂં જ્ઞાન હતું. અને જ્યારે તે ચંદ્રકળાની પાસે ગાતી હતી તે વખતે જંગલમાં મંગલ વર્તાઈ રહેતો હતો. તેણીના શરીરની બાંધણી, તેના શરીરની સુંદરતા, અને તેના કમળની દાંડી સરખી અવ્યવયોની કોમળતાની ઉપર જો એક ઘઉંનો દાણો મારતાં પણ આપણો જીવ કહ્યું કરે નહીં, જેથી પોતાનું ખરૂં સ્વરૂપ છુપાવવા જ્યારે પણ તે રાજમ્હેલની બહાર જતી ત્યારે જાણી બુઝીને પોતાનું સ્વરૂપ કદરૂપું બનાવી દેતી અથવા વેષ બદલી

નાખીને જતી હતી. સંધ્યાકાળનો સમય થઈ જવાથી રાત્રી દેવીની સત્તા સ્થાપાઈ ગઇ હતી. અને પોતાની પ્રીય રજની સાથે રમવાને ચંદ્ર પણ હસ્તો હસ્તો દોડતો આવતો હતો. આ વખતે પોતાના હૃદયરૂપી કમલ ઉપર અધીષ્ટા રૂપે માન્ય કરેલા પોતાનાં પ્રીયકર પ્રીતમ બલસીંહની શોધમાં ચપલા પોતાનાં ખરા સ્વરૂપમાં જંગલનો રસ્તે કાપી ચાલી જતી હતી. બલસીંહના પ્રેમમાં તે એટલી બધી બેભાન બની ગઈ હતી કે તેને તેના શરીરનું જરાપણ ભાન રહયું ન્હોતું. પોતે શા માટે રાજમ્હેલની બ્હાર નિકળી છે, કંઈ તરફ જવું છે, અને કઇ તરફ હું જઉં છું, રસ્તાના વચમાં ખાડ છે કે ખાઈ છે કે કાંટા છે કે નદી નાળા છે, કે રસ્તાની સામે કંઈ પહાડ છે. તેનો તેને મુદલ ખ્યાલ ન્હોતો. ફકત તેનાજ પ્રેમમાં તલ્લીન બની જવાથી તે જંગલમાં ભટકતી ઠેબા ખાતી કાંટાઓ ઝાડીઓ ખાડાઓ ખબોચીઆઓ સાથે અથડાતા અથડાતા ચાલી જતી હતી. મનમાં અંકીત કરી લીધેલા પ્રેમીના વીયોગથી તેની આંખોમાંથી ટપકી રહેલા આંસુઓથી તેની સાડી તરબોળ થઈ ગઈ હતી. વચમાં ન્હાના મ્હોટા ટેકરી ટેકરાઓ સાથે ઠોકર ખાતાખાતાં ચાલ્યા જવાથી તેણીના કોમળ કમળ સરખાં પગની આંગળીઓમાંથી લોહી ચાલ્યું જતું હતું, તેની થતી વેદનાને પણ ન ગણકારતાં બેભાનભય બની બે પરવાઇથી કોઈપણ પ્રકારનો ભય રાખ્યા વગર સીં-

હરણની પેઠે ચાલી જતી હતી. ચાલતાંચાલતાં એક પાણીના મ્હોટા ઝરામાં પડી ગઇ તોપણ તેની દરકાર ન કરતાં જોરથી જેવી ઉઠવા જાયછે તેવુંજ તેનું માથુ એક પથ્થરની સાથે પટકાવવાથી તેનું માથું ફુટી ગયું, અને તેમાંથી રૂધીરની ધારા છુટી. આ વેદનાથી તે તરત સાવધ થઈ ગઇ અને તરત પોતાની ઝોળીમાંથી એક દવા કાઢી પોતાના ફુટેલા માથામાંથી નિકળતાં લોહી ઉપર લગાડી દેવાથી, વહેતું લોહી એકદમ બંધ થઈ ગયું અને પછી તેને ભાન આવતા તે પોતાના મનમાં બડબડવા લાગી કે, જો હું આ સમે હીંમત, ધૈર્ય, સમતા, મમતા, માયા, પ્રેમ મુકી દઈશ તો મારા પ્રાણ ઉડી જશે ! મારૂં શરીર પ્રાણ વગર થઇ નીચે પડી જશે તો પછી મને સહાસીક કલાકૌસલ્ય અને નીપુણતાવાલી કોણ કહેશે ! કોઈ નહીં ! મને કહેનાર, મને ચહાનાર મારા ઉપર વીશ્વાસ રાખનાર મને ધીકારશે ! માટે નહીં ! આ સમે મારે બહુ વીચાર કરવાનો છે. જો હું દ્દઢ રહીશ, જો હું મારી શકતીને વધારે બલવાન કરવાને સમર્થ થઇશ તોજ મારા કાર્યને પૂર્ણ રીતે પાર પાડી શકીશ. આ સમે સામર્થ સીવાય સર્વ ખોટું છે. આવે સમે સામર્થની શું આવ્યશકતા નથી? હું કહું છું કે છે. તોપછી સામર્થને પ્રાપ્ત કરવુંજ જોઇએ તે પ્રાપ્ત કરવા વગર હું કદી પણ આગળ વધીને

પ્રીય બલસીંહને છોડાવી શકનાર નથી. આહાહા! સામર્થ કેવી એક અજબ ગજબ વસ્તુ છે. જેમા સામર્થ છે, બુદ્ધિ છે, અને તેની સાથે પ્રેમ છે તો તે વજ્રની ભીંતને એક વાર તોડી નાખવાને શકતીવાન થાય છે.

સામર્થ્યને પ્રાપ્ત કરવાની આજે કોને ઈચ્છા નથી થતી? સર્વને થાય છે. સામર્થ્ય એજ માણસનું જીવન છે. ભુષણ છે. માન છે. જ્ઞાન છે. ભાન છે અને તે જીવનપણાની દોરી છે. સામર્થ્ય વિનાનો કોઇપણ માણસ ઉંચપણાને પ્રાપ્ત થતો નથી. સામર્થ્ય પ્રાપ્ત કરવામાં સર્વમાં સર્વ અને શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ માણસ છે. પશુ, પક્ષી, તેમજ જડ ગણાતા પદાર્થોના સામર્થ્યનું માપ નીકળી શકે છે. પરંતુ મનુષ્યના સામર્થ્યનું માપ કોઈ ભરી શક્યું નથી, અને તે કોઈ ભરી કદી પણ શકનાર નથી.

માણસના અંતઃકરણમાં જેટલા સામર્થની ઇચ્છા ઉત્પન્ન થાય તેટલું સામર્થ્ય તે મેળવી શકે છે. સામર્થ્ય મેળવવું એ મનુષ્યને કંઇ અશકત નથી, મ્હેનત આપનારૂ નથી, વ્યાધી ઉત્પન્ન કરનારૂ નથી. મનુષ્ય આગળ સામર્થ્ય પોતાને મેળવવાને–પ્રકટ કરવાને–અહોનીશ અખંડ પ્રાર્થના કર્યાજ કરે છે. પોતાના બનતા પ્રયત્ને સામર્થ્ય મનુષ્યના અંતરમાં પોતાની પ્રકટવાની કળાને તથા ઈચ્છાને જણાવ્યાજ કરે છે.

જે મનુષ્ય તેનો સત્કાર કરે છે તેને સામર્થ્યનો સાક્ષાત્કાર થાય છે અને અસત્કાર કરનારને દુર્બળતાના દેશમાં ઘસડી જઇ એક બંધીવાન બનાવી દે છે. તે માંણસ તે બંધીખાનામાંથી કદી પણ મુકત ન થતા તેમાં રીબાઇ રીબાઇને તે મૃત્યુપ્રાય થાય છે.

સામર્થ્ય પછી તે દૈવી હો કે લૌકિક હો પરંતુ તેને મેળવવાને માટે પ્રત્યેક દીવસે પ્રયત્ન કરવો એજ એક ઉત્તમમાં ઉત્તમ માર્ગ છે, અને તે સર્વને જાણીતો અને પ્રીયમાં પ્રીય છે. પ્રયત્ન થતાં ચુંબકપ્રતિ જેમ લોહ આકર્ષાય છે તેમ સામર્થ પ્રયત્નવાન્ જેમ સ્વભાવથીજ આકર્ષાઇને આવે છે, વસ્તુતઃ સામર્થ મનુષ્યથી કાંઈ દૂર નથી. જેમ કાષ્ટમાં રહેલી અગ્નિ કાષ્ટમાં અગ્નિરૂપે રહેલો છે તેમ મનુષ્યમાંજ સામર્થ રહેલ છે, સામર્થ મનુષ્યથી ભિન્ન નથી. કદાચ જુદો પદાર્થ લાવવો હોય તો તે કઠિન લાગે સત્વર નાશનો તથા ખોવાવાપણાનો અથવા ક્ષીણ થવાપણાનો ભય રહે છે, પરંતુ સામર્થ્ય તો મનુષ્યમાંજ હોવાથી તેને મેળવવાનો અસંભવ માનવો એ શું ભૂલ ભરેલું નથી ? ખરે ખરે ભુલ ભરેલું છે. કદાચ કોઇ માણુસ કેવળ પોતાની મૂર્ખાઈથી પોતાના સામર્થને પ્રકટ ન કરતા તેને અંદરને અંદર ડબાવી દે છે, જો કે ખરી રીતે તપાસતા એમ મનને ખાત્રી થાય છે કે, તેની

સાથે બળને મેળવવામાં પ્રેમની ઘણી અગત્ય છે. પ્રેમ પ્રકટતાંની સાથે પણ બળ અવશ્ય પ્રકટે છે. પ્રેમ જ મનુષ્યમાં બળ પ્રકટાવે છે. જ્યાં સુધી સાચો પ્રેમ પ્રકટતો નથી, ત્યાં સુધી સાચું બળ પ્રકટતું નથી. પ્રેમ હોય તો ગમે તેવા કઠિન કાર્યને પ્રકટ કરવાનું બળ મળે છે. પ્રેમ એ જ બળને આકર્ષી લાવનાર એક આંકડો છે. તો પછી મારામાં બલદેવ પ્રત્ય પ્રેમ સાચો છે. તો તે સાચા પ્રેમથી શું મારામાં નવું બલ અથવા સામર્થ નહીં ઉત્પન્ન થશે મારા તે સાચા પ્રેમને લીધે થશેજ, અર્થાત થવું જોઇએજ. અને જો તે ન થાય તો હું કદી પણ બલદેવને છોડવી શકનાર નથી.

તેવીજ રીતે બલદેવની સાથે વીરસીંહે પ્રેમ બાંધી પ્રેમની ગાંઠને ગાઢી કીધી છે તે શા માટે! સામર્થ મેળવવાને માટે, અને તે જો સર્વનું સામર્થ એકત્ર થશે, સર્વનો પ્રેમ એકત્ર થશે, ત્યારે વીરસીહને ચંદ્રકળા પ્રાપ્ત થશે, સામર્થ અને સામર્થથી પ્રાપ્ત થનારા પ્રેમને પ્રાપ્ત કર્યા વગર ચંદ્રકળાને વીરસીંહ, અને વીરસીંહને મદદ કરનારા બહુરૂપીઓ કદી પણ ચંદ્રકળાને વીરસીંહને સાથે મેળવી આપનાર નથી. આહાહા! પ્રેમ કેવો બળવાન છે! પ્રેમ વાટ બહુ વીકટ છે, જાણે ખાંડાની ધાર, જાણનાર નહીં જાણી શકે તો, નીકળી જાય આરપાર. પ્રેમના જેટલા અર્થ કરીએ તેટલા થોડા છે, કેટલાકો, પોતાના સ્વાર્થને માટે

પ્રેમને વગોવે છે. પ્રેમની નીંદા કરે છે, અને ખરા પ્રેમને ભુલી જાય તે લોકો કેવી દશાને પ્રાપ્ત થાય છે તે તો તેનો અનુભવીજ જાણે.

પ્રેમ જેમ જેમ બલીષ્ઠ હોય છે, તેમ તેમ અત્યંત કઠિણ કામો પણ મનુષ્ય કરી શકે છે. સીતાના પ્રેમને માટે રામે શું કાંઇ જેવું તેવું કાર્ય કર્યું હતું ? રામના પ્રેમને ખાતર હનુમાન્ સમુદ્ર પાર તરિ ગયો ન હતો, એ શું જેવું તેવું હતું. પ્રહલાદ નરસિંહ મહેતા વગેરે ભકતોએ પોતાના ઇષ્ટના પ્રેમની ખાતર શું જેવા તેવા કાર્યો કર્યા હતા. શીરીનના પ્રેમને માટે ફરહાદે પહાડ ફોડીને શું જેવું તેવું કાર્ય કર્યું હતું. અનેક સ્ત્રીઓએ પણ પોતાના પ્રેમીને મેળવવા માટે વિકટ પ્રયત્નો કર્યા છે એ સર્વને તે કાર્ય કરવાનું બળ કોણે આપ્યું હતું ? પ્રેમે જ. તો શું મારો શુદ્ધ પ્રેમ મારૂં કાર્ય કરવાને મને સામર્થ નહી આપો ? આપશોજ ! આહાહા ! ! શું કહું પ્રેમની વીચીત્રતા કેટલી અસરકારક છે ?

સોમણની બેડીથી જકડાયલા પૃથ્વીરાજને પોતાનો પ્રિય બારોટ ચંદ આવ્યાની ખબર પડતા તે તત્કાળ ઉભો થઇ તેને ભેટયો હતો. પ્રેમને લીધે કંઈ મનુષ્યોને તપ કરવાનું તો, કોઈને ઉપવાસ કરવાનું, કોઇને ઉજાગરા કરવાનું તો કોઇને વન વન ભટકવાનું, કોઇને અનર્ગળ દ્રવ્ય ખરચવાનું તો કોઇને પોતાની જીંદગી અર્પવાનું, કોઇને પોતાનાં

સગાં વહાલાં વગેરે ત્યાગ કરવાનું તો કોઇને પોતાના અત્યંત અનેક આગ્રહનિગ્રહને ત્યાગ કરવાનું, એમ કંઈ કંઈ પ્રકારનું બળ મળ્યું છે. સોમણ રૂની તળાઇમાં પોઢનાર પણ પ્રેમને લીધે ઝાડના એક ડાળા ઉપર જઈ સુઈ રહ્યા છે, છરી જોઈ ચમકનાર અને લોહીના ટીપાથી કંપનાર પ્રેમને લીધે શસ્ત્ર વાપરતાં હજારો મનુષ્યોના રુધિરની નીકો વહેવડાવવાના સામર્થ્યને પામ્યા છે. દૈવી અને લૌકિક સર્વ બળ પ્રેમથી મળે છે. વીના પ્રેમ સર્વ વૃથા છે. આ પ્રેમથી જગત છે અને પ્રેમમય લોક છે અને સર્વ વસ્તુ પ્રેમમય છે. જ્યાં પ્રેમ નથી ત્યાં કંઇ નથી. વૈરાન છે.

સેંકડો કોશ દૂર રહેલા પોતાના પ્રિયજનને મળવાને માટે પ્રેમના બળથી પ્રેમના સામર્થથી ચાલી શકયા છે, અને જેનામાં પ્રેમ નહોતો, જેમનામાં સામર્થ ન્હોતું, તેઓ તો ત્યાંને ત્યાં થંડા ગાર થઈ પડી રહયા છે. કંઈકને શરીરમાં વાગેલા ઘાનાં ભાન પણ રહ્યાં નથી. કઇંકને પ્રેમની લગનીમાં પોતાના શરીરની ચામડી ચીરાય છે, કંઈ શરીર વહેરાય છે કે અગ્નિમાં શેકાય છે કે તેલમાં તળાય છે કે ખીલાઓથી જડાય છે તેનું તેમને ભાન રહ્યું નથી. પ્રેમને લીધે તેમને તે કશું જણાયું નથી. એવી અજબ પ્રેમની બલિહારી છે:

આ પ્રકારે અનેક જાતિમાં કષ્ટ ભોગવવાનું જેમનામાં નવ લેશ પણ બળ ન હતું તેમનામાં તેવું તન મનનું

અપૂર્વ બળ શાથી આવ્યું ? કેવળ પ્રેમને જ લીધે. પ્રેમી પ્રિયાને પામવાને માટે કંઇક નૃપતિઓએ રણમાં અપૂર્વ શૌર્ય દાખવ્યું છે, પોતાની પ્રિયતમાના મુખે પોતાની સ્તુતિના શબ્દમાત્ર શ્રવણ કરવાને માટે કંઇક સૈનિકે યુદ્ધમાં વીરહાક વગાડી છે. ખરેખર, પ્રેમ એ જ બળ છે. અને તે પ્રેમના બળવડે હું આ જંગતમાં એટલીવાર સુધી નિર્ભય રહી શકીશું.

પ્રેમ જ એક મનુષ્યને સર્વોત્તમ બુદ્ધિવાન બનાવે છે, પ્રેમ જ મનુષ્યને કવિ બનાવે છે, પ્રેમ જ મનુષ્યને જ્ઞાની, કળાવાન્, ધનવાન્, નીતિમાન્, બુદ્ધિમાન્, આરોગ્ય, તથા વિવિધ દૈવી તથા સામાન્ય ગુણોથી તરબોલ કરીનાખે છે. પ્રેય જ મનુષ્ય પાસે મંગળની અને વિવિધ લોકોની શોધ કરાવે છે, પ્રેમ જ ઉત્તર ધ્રુવપ્રતિ મનુષ્યને ખેંચી જાય છે પ્રેમ જ મનુષ્યને આકાશમાં ઉડવાનું વહાણ બનાવતાં, તારવિના દૂર દેશમાં સંદેશા પહોંચડાવતાં, ગુલાબના છોડના કાંટા મૂળધીજ કાઢી નખાવતાં, સો રૂપૈયાના વ્યાપારમાં હજાર રૂપૈયા ઉપજાવતાં, અને એ વિના અનેક દુષ્કર કાર્યો કરાવતાં શીખવે છે. અહો ! પ્રેમનું સામર્થ્ય કેટલું બધું બળવાન છે. ! જો અમારી વચ્ચે એટલોબધો પ્રેમ ન્હોત, જો અમો એટલાબધા એક એકને એક એકના પ્રાણ અર્પણ

કરી ચુકયા નહોત તો માત્ર અમને જે બળ પ્રાપ્ત થયું છે તે અમને પ્રાપ્ત થાત !

પ્રેમ મનુષ્યને વિષ્ઠામાંથી દુરગંધ કહાડતાં, હાડકાં કે કચરામાંથી મલ કહાડતાં, જગત્‌માં ક્ષુદ્ર જેવા મનાતા નિર્માલ્ય પદાર્થમાંથી જીવન અર્પનાર અથવા અનવૃધિ સંપત્તિ અર્પનાર સામર્થ્ય કહાડતાં, કુદરતના ગુપ્ત પડદામાં રહેલાં વિવિધ રહસ્યોને પ્રકાશમાં લાવનાર, જડને ચૈતન્યમય કરતાં અને ચૈતન્યમય અણુઓને જડમય પ્રતીત કરાવતાં, આ જીવને શિવમય કરતાં, અજ્ઞાનને જ્ઞાનસ્વરૂપ કરતાં, યોગ, ભોગ અને મોક્ષપર્યંત સ્થિતિને મેળવતાં શીખવે છે. પ્રણામ છે પ્રેમના પ્રભાવને. પ્રેમથી પાંડવોએ કૃષ્ણ જેવાને વશ કરવામાં કેવો જય મેળવ્યો હતો. પણ કૌરવોમાં પ્રેમ ન હોવાથી, તેઓનો પ્રેમરહીત કુટુમ્બનો નાશ થયો હતો.

પ્રેમને લીધેજ જગત્‌નું નિર્વાહણ તથા વૃદ્ધિ છે. પ્રેમથી જ આ જગત્ રચાયું છે. તેમાં ઉન્નતિ અથવા બળનું દ્વાર અથવા સ્થાન તે પ્રેમ જ છે. જગત્‌માં સઘળો વ્યવહાર પ્રેમને લીધે જ ચાલે છે. જ્યાં પ્રેમ નથી ત્યાં કંઇજ નથી. પ્રેમનો ઉદય એજ હેતુ છે અને દરેક વસ્તુઓ સાથેનો સંબંધ તુટવામાં પ્રેમનો નાશ એ હેતુ છે. પ્રેમને દૂરપણું, જાતિભેદ, અવસ્થાભેદ, જેવું કાંઈ જ નથી. કરોડો ગાઉનું

છિદું પ્રેમને દૃષ્ટિએ હૃદયસમીપ લાગે છે, નીચ સ્વર્ણ પ્રેમની દૃષ્ટિમાં નાગર જણાય છે. પંદર કે વિશ વર્ષનું બાલક ૮૦ વર્ષના પ્રેમની દૃષ્ટિમાં પોતાને સદૃશ લાગે છે. અહો! પ્રેમના આ સામથર્યને કોટિ ધન્ય છે.

કવિરાજ ભવભૂતિનું અનુકુલકથન પણ આજ વાર્તાને કહે છે કે व्यतिषजति पदार्थान् आंतरः कोऽपि हेतुः । न खलु बहिरुपाधीन् प्रीतयः संश्रयंते । ( પદાર્થોનો પરસ્પર શંબંધ અથવા યોગ થવામાં કોઇ આંતર હેતુ જ છે; ખરેખર તેમાં બહારનો ઉપાધિ નિમિત્તરૂપ નથી. ) આકાશ સ્થિત સૂર્ય અને પૃથ્વીસ્થિત કમલ અનંત કોશ દૂર છતાં પ્રેમને લીધે તેઓને ક્યાં વિદુરતા જણાય છે ? અને પ્રેમવિના અતિનિકટ કમલને અને જલને ક્યાં સંબંધ ? તે પ્રેમ ! તારૂં સામર્થ્ય અપરિમિત છે. પણ તેવા પ્રેમીઓ ક્યાં છે ? જો એવા પ્રેમીઓ આ જગતમાં હોત તો, આજે આ આર્ય ભુમિની આવી અપદશા થાત ? અને તે આર્ય ભુમિના આર્ય પુત્રો, પોતાના બંધુઓના માથા કાપવાને, તેના વૈભવોનો નાશ કરવાને પોતાના હાથમાં ભવાનીમય તરવાર લઇ રાક્ષસરૂપ ધારણ કરીને કુર જેવા પાપી માણસે પોતાના પોષક પ્રત્યેનો પોતાનો ખરો પ્રેમ ન બતાવતાં તેનીજ બાળા ઉપર કેવી ખોટી દ્રષ્ટી નાખી તેને પાયમાલ કરવાને તૈયાર થયો છે.

પ્રેમે જ ટીટોડી પાસે સાગરને હંફાવ્યો છે. પ્રેમે જ એક મનુષ્ય–ઋષિ પાસે—ઇન્દ્રને, આખા નાગ લોકને અને દેવાદિકને પણ નિર્બળ બનાવી દીધા છે. પ્રેમે જ વાઘ જેવા બળવાન્ પ્રાણીને બકરી સમાન દીન કર્યા છે, પ્રેમે જ પાડાને મુખે વેદ બોલાવ્યા છે, પ્રેમે જ જડ માટીની ભીંતને ચાલવાની શક્તિ આપી છે. વિશ્વવ્યાપી આ પ્રેમના સામર્થ્યને, પ્રેમથી ઉદય થતાં કાર્યને શું ગણાવવું ? ઇશ્વરના સામર્થ્યને કે કાર્યને કોણ ગણાવી શક્યું છે કે પ્રેમના સામર્થ્ય અથવા કાર્યને ગણાવી શકે ? અંતઃકરણજ–પ્રેમથી અભેદભાવ પામેલું–પ્રેમમાં નિમગ્ન રહેતું અંતઃકરણજ પ્રેમને અપૂર્વ સામર્થ્યરૂપે નિર્ભ્રાંતપણે વર્ણવવા સમર્થ હોય છે.

પ્રેમની અસર પશુ પક્ષી વગેરેને હોય છે. વનસ્પતિમાં પણ પ્રેમ હોય છે. જડ પદાર્થ પાષાણ વગેરેમાં પણ પ્રેમની લાગણી હોય છે. જો કાઇ પ્રત્યે પાણીનો પ્રેમ નહીં હોત ! પાણી શા માટે કાઇને એકબાજુ કાઢીનાખે છે, પણ તેવો પ્રેમ મનુષ્યમાં નથી એજ શોચની વાત છે. અને તેથી પ્રેમ મનુષ્યને મનુષ્ય સાથે જ સંબંધ બાંધી આપવા સમર્થ છે એમ નથી, પણ ઉંચી નીચી સર્વ સૃષ્ટિ સાથે તે સંબંધ બાંધી આપે છે. સ્વર્ગાદિ ઉચ્ચ લોકથી પણ પ્રેમ સંબંધને બાંધી આપે છે. નાના જીવથી

તે સાક્ષાત્ ઇશ્વર પર્યન્તની સર્વ વ્યક્તિ અથવા સત્તા સામે પ્રેમ મનુષ્યનો સંબંધ કરી આપે છે. પ્રેમને ગમે તેવા મોટા સાથે સંબંધ બાંધવો એ તેને મન રમતની વાત છે. જે પ્રેમ સાક્ષાત્ પરપાત્મા સાથે સંબંધ અભેદ સંબંધને બાંધી આપે છે તે પ્રેમ અન્ય સાથે સંબંધ બાંધી આપે એમાં શુ આશ્ચર્ય છે.

પ્રેમ મનુષ્યને નિર્ભય અને નિશક બનાવે છે ભય, ચિંતા, અંતરની વ્યગ્રતા, ક્રોધ, દ્વેષ, ઇર્ષ્યા વગેરેનો પરાજય કરનાર એક જ પ્રેમ શસ્ત્ર સમર્થ છે. દુઃખમાત્રની નિવૃત્તિ પ્રેમ કરાવે છે. અને આમ હોવાથી પ્રેમ એ સર્વ મનુષ્યે સેવવા યોગ્યજ છે. જગત્ આજ દીનતા, ગ્લાનિ, રાગદ્વેષ, વગેરે અનેક વિકારોથી પીડાય છે, પ્રેમ એ જ તેનું ઔષધ છે. તે ઔષધનો શંગ્રહ કરવાને મનુષ્ય માત્ર કેમ પ્રયત્ન કરતાં નથી? એજ માત્ર દુઃખમયની વાર્તા છે. !

પ્રેમની ચઢતી ઉતરી કોટિ, ચઢતી વ્યક્તિ, સત્તા અથવા અવસ્થા સાથે સંબંધ બાંધે છે. ક્ષુદ્ર પ્રેમને પ્રકટાવતાં તે ક્ષુદ્ર વ્યક્તિ સત્તા કે અવસ્થા સાથે તમારા સંબંધને જોડશે. અને આમ થવાથી જ આજે મનુષ્યો પ્રેમને ભૂલથી નહીં પણ કેવળ મૂર્ખાઈથી, બેવફાથી, ધિકારતા થઈ ગયા છે પણ પ્રેમ નિંદ્ય નથી, વંદ્ય છે; પરંતુ

તેને અયોગ્ય રીતે વાપરવાથી, હલકી કોટિ સાથે પ્રેમવડે સંબંધ બાંધવાથી મનુષ્યને દુઃખ વગેરે આવ્યું છે; તેમાં પ્રેમનો દોષ નથી, પ્રેમને સ્થાને અથવા હલકા સ્થાને પ્રસાવનાર એવા મનુષ્યનો દોષ છે. મનુષ્ય એ પોતાના દોષને જોતો નથી, અને પ્રેમને ધિક્કારે છે. પ્રેમ ધિક્કારપાત્ર નથી જ; પ્રેમ સદા નમસ્કાર કરવા યોગ્ય જ છે. જેના ઘરમાં પ્રેમ છે, ત્યાં સર્વ છે, સત્ય છે સંપ છે, સંપતી છે, પણ જેના ઘરમાં પ્રેમ નથી ત્યાં કંઇ નથી.

પ્રકાશ કરનાર દીપકને તમે કપડામાં મૂકો અને તેથી કપડાં અને ઘર વગેરે સળગી જાય તેમાં દીપકનો દોષ નથી, તેમ મનુષ્ય હલકી કોટિમાં પ્રેમને સ્થાપી હલકા સુખને અથવા દુઃખાદિને પામે એમાં પ્રેમ સર્વાંશે નિર્દોષ છે. હલકી સ્થિતિ કે વ્યક્તિ સાથે પણ પ્રેમ થોડું તો સુખ અવશ્ય ઉપજાવે જ છે, પરંતુ પ્રેમ ન્યુન અંશમાં તથા અશુદ્ધ હોય છે તો કિંચિત્ પણ સુખ વિશેષે દુખ ઉત્પન્ન કરે છે. હલકી સ્થિતિ વગેરે સાથે બંધાયલો પ્રેમ કિંચિત્ પણ સુખ આપ્યાવિના જ્યારે રહેતો નથી, ત્યારે ઉચ્ચસ્થા. નીય વિશુદ્ધ પ્રેમ અનંત સુખ આપ્યા વિના કેમ જ રહે ? નહીંજ રહે.

પ્રેમ કોઇ પણ કાર્યને સિદ્ધ કરવાના માર્ગને દર્શાવી આપે છે. અમુક કામ કરવું હોય, પરંતુ તેને માટે કોઈ માર્ગ

જડતો ન હોય તો તેથી જરા પણ મુઝાવું નહિ જોઇએ, તે કાર્યમાં અત્યંત પ્રેમ પ્રકટાવવો, અને પ્રેમ જે માર્ગ સુઝાડે તે માર્ગે પ્રયત્ન કરવા નિશ્ચયવાળા રહેવું; તેમ જ યથામતિ સ્ફુરે તો પ્રયાસ કરવો; તેમ કરતાં તે પ્રેમ જ એ કાર્ય સિદ્ધ કરવાનો યોગ્ય માર્ગ દર્શાવશે.

અનેક અયોગ્ય કાર્યોને સિદ્ધ કરવાનો માર્ગ તે કાર્ય-પ્રતિના અતિશય પ્રેમે સુઝાડયો છે તો યોગ્ય કાર્યપ્રેતિનો તીવ્ર અથવા અતિશય પ્રેમ યોગ્ય કાર્યની સિત્તિનો માર્ગ શા માટે ન સુઝાડે? અવશ્ય સુઝાડેજ.

જે જે વિષયમાં જેટલા અંશમાં પ્રેમ તેટલા અંશમાં તે વિષયની સિદ્ધિ જાણવી. વિદ્યામાં, હુન્નરમાં, કલામાં, શિલ્પીમાં, ચિત્રકળામાં, વ્યાપારમાં, એ વગેરે જે એ વિષ-યમાં તમારો પ્રેમ હોય તે તે વિષયમાં તમને સત્વર સિદ્ધિ પ્રેમ હોય તે તે વિષયમાં તમને સત્વર સિદ્ધિ મળવા વિશેષ સંભવ છે. પુત્રપ્રાપ્તિની, સ્ત્રીપ્રાપ્તિની, સ્વતંત્રતાની, એ વગેરે ઇચ્છા પણ તે વિષયનો પ્રેમ સિદ્ધ કરાવવા સમર્થ છે એક ઉત્તમ મહાલય રચવાની, કોઇ દેશસેવાની કે જ્ઞાતિસેવાની અથવા એવી કોઇ ઇચ્છાનો વિષય પણ પ્રેમવડે સિદ્ધ થતો સંભવિત છે.

વિદ્યાનું, ધનનું કળાનું, નીતિનું, તનનું તથા આત્મા-સુધીની સર્વ પ્રકારનું બળ અથવા જ્ઞાન તે તે વિષયમાં પ્રેમ ધરવાથી પ્રાપ્ત થાય છે. આજ સુધીમાં જેને જે પ્રકારનું બળ અથવા જ્ઞાન મળ્યું છે તેનો તે તે વિષયમાં પ્રેમ હોવાથીજ મળ્યું છે, અને જેટલા અંશમાં પ્રેમ હશે તેટલા જ અંશમાં મળ્યું છે.

જેને જે પ્રકારનું બળ મેળવવા ઇચ્છા થાય તેણે તે પ્રકારના બળમાં પ્રેમ પ્રકટાવો. સામાન્ય પ્રેમ નહિ પણ અસામાન્ય પ્રેમ પ્રકટાવો. જેટલા અંશમાં તે વિષયની તમારે સિદ્ધિ કરવી હોય તેટલા અંશમાં તે ઉપર પ્રેમ પ્રગટાવે. મહિને દશ રૂપૈયા કમાવા હોય તો ઓછી લાયકાતની જરૂર છે છે અને સો કમાવા હોય તો વિશેષ લાયકાતની જરૂર છે, તેમ સામાન્ય કાર્યની સિદ્ધિમાં સામાન્ય પ્રેમ હોય તોપણ કદાચ નીભી શકે, પરંતુ મ્હોટા કાર્યમાં તો અત્યંત પ્રેમની અગત્ય છે.

પ્રેમની ચઢતી ઉતરતી કોટિ મનુષ્યને ન્યુન અથવા અધિક સુખ આપવામાં કારણરૂપ હોવાથી વિશેષ સુખ પામવું અથવા ઓછું સુખ પામવું એ મનુષ્યના જ હાથમાં રહ્યું છે. ઉચ્ચ સુખને પામનાર મનુષ્યોએ ઉચ્ચ કોટિના પ્રેમને ધારણ કરે છે, તેથી ઉલટું નીચી કોટિના પ્રેમને સેવી ઉંચા ન્યૂન સુખને મેળવ્યું છે.

સર્વથી ઉચ્ચા પ્રકારનો પ્રેમ ઇશ્વરનો સાક્ષાત્કાર કરાવે છે. ઇશ્વરને પ્રસન્ન કરનાર ભક્તિ માત્રમાં પ્રેમભક્તિ એ શ્રેષ્ઠ કહી છે. ઇશ્વર પ્રેમ ભક્તિ વડે જેવા પ્રસન્ન થાય છે તેવા બીજા કોઇ ઉપાયોથી થતા નથી. પ્રયત્નમાત્રમાં પ્રેમ તો જોઇએજ અને તે હોય તોજ પ્રેમની શ્રેષ્ઠતા યથાર્થ છે. પ્રેમ હોય છે તો જ કોઇ પણ પ્રયત્ન થાય છે. નહી તો થતો નથી.

સર્વથી સર્વોતમ જે ઇશ્વર અથવા ઇશ્વરપદ તેને પણ જ્યારે પ્રેમ પ્રાપ્ત કરાવી આપે છે ત્યારે તેથી નિચી સ્થિતિ અથવા સુખ તે પ્રેમ પ્રાપ્ત કરાવી આપે એમાં શો સંદેહ?

પરપાત્માને કશું બંધન નથી, તેમ છતાં લૌકિકમાં પણ બોલાતા પરમેશ્વર ‘પ્રેમના બાંધ્યા છે’ એ શબ્દોનું કથન પ્રેમના કેટલા અપૂર્વ માહાત્મ્યને સૂચવે છે?

પ્રેમ એ આત્માનું લક્ષણ છે. આત્માનું એ એક લક્ષણ સિદ્ધ કરવાથી આત્મા સિદ્ધ થાય છે. આત્મા સર્વ-ત્ર હોવાથી પ્રેમવડે સર્વ સિદ્ધ થાય છે.

જે કંઇ ક્રિયા કરવા મનને ઇચ્છા થાય તેની સિદ્ધિ માટે તેમાં અત્યંત પ્રેમને પ્રકટાવો. તેનું સ્મરણ માત્ર તમારાં રોમેરોમને પુલકિત કરી મૂકે એટલા પ્રેમને તે કાર્ય

માટે પ્રકટાવો; અને તેવો પ્રેમ તે કાર્યની સિદ્ધિમાં ગમે તેવા કઠિન પ્રયત્નની અપેક્ષા હશે તોપણ તે પ્રયત્નને સાધવાનું બળ તે જ પ્રેમ આપશે.

ભક્ત ઇશ્વિરને મેળવવાની ઇચ્છાવાળો હોવાથી તે ઇશ્વિરના ઉપર જ અત્યંત પ્રેમને રાખનાર હોય છે, પ્રેમી સ્રીને જ પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળો હોય છે તો તે પોતાની પ્રિયાપ્રતિ જ અપૂર્વ પ્રેમને ધારણ કરતો હોય છે, તે જ પ્રમાણે દેશદાઝવાળો, વિદ્યાની, વ્યાપારની, કળાની કે એવી જ કોઇ ઇચ્છાવાળો જ્યારે પોતાના તે જ વિષયમાં અપૂર્વ પ્રેમને પ્રકટાવે છે ત્યારે જ તે તેને સિદ્ધ થાય છે.

પ્રેમ પ્રકટાવીને કરેલો પ્રયત્ન શુષ્ક લાગતો નથી, અને તેથી તેમા બળનો ન્યૂન ક્ષય થાય છે અને પ્રયત્ન કરવાનો ઉત્સાહ કાયમ જ રહે છે.

કાર્યસિદ્ધિને અને પ્રેમને સારસના જોડાં સરખો સંબંધ છે. જ્યાં એક છે ત્યાં બીજું હોય જ છે, અને જ્યાં એક નથી હોતું ત્યાં બીજું પણ નથી જ હોતું. કાર્યની સિદ્ધિનો સૂર્ય ત્યારે જ પ્રકટે છે કે જ્યારે પ્રેમરૂપી અરુણનો ઉદય પ્રથમથી થયો હોય છે.

વિષયના સુખોમાં પ્રેમ ધરવાથી વિષયનાં સુખો મળે છે, નિર્વિષય સુખમાં પ્રેમ ધરવાથી નિર્વિષયી સુખ મળે છે. મનુષ્યે જે સુખ મેળવવા માટે પ્રેમનો ઉદય કરવાનો છે તેમાં વિવેકની અગત્ય છે. જે શાશ્વત અને ઉચ્ચપદમાં સ્થાપનાર હોય તેમાં પ્રેમને વધારવો એ વિશેષ યોગ્ય છે. કારણ કે હલકા વિષયમાં પ્રેમ પ્રકટાવી તે વિષયની સિદ્ધિ થતાં પરમ શાંતિ અથવા અખંડ સુખનું ભાન થવાનું નહિ, અને તેથી પુનઃ ઉચ્ચ પ્રયત્ન કરવાનો રહેવાનો જ. આથી વિવેકીએ ઉચ્ચ કર્તવ્યપ્રતિ પ્રેમને વધારવો એ મનના શ્રેયસ્કર છે. આ પ્રમાણે ચપળા પોતાનાજ ઉદગારો કાઢતી કાઢતી ફરીને તે મનમાં કહેવા લાગીકે,

અરે વ્હાલા બલસીંહ ! હું તમને ત્યાંથી છોડવવા નીકળી છું તે તો હું ભુલીજ ગઇ હતી. વ્હાલા ! મને માફ કરજો ! હું કેવી હતભાગી છું કે હું આપને તદન ભુલીજ ગઇ હતી. ! આપને મુક્ત કરાવવાની મને જરા પણ ફીકર ન રહી તે બદલ મને પરમાત્માએ આ શીક્ષા કરી ! હવે તેણી સાવધ થઇ. ! પોતાના શરીરનું તેને ભાન આવ્યું ને તે ઝરાની બહાર નીકળી પોતાના ખરાબ થઈ અને પાણીથી ભીંજાઇ ગયેલા વસ્ત્રને નીચોવી સાફ કર્યા. પોતે કયે રસ્તે જાય છે તે તપાસતા તેણીએ જાણ્યું કે પોતે માર્ગ ભુલવાથી આડે રસ્તે નીકળી ગઈ.

અને એક ભયાનક જંગલમાં આવી ફસી પડી છું. આ વીચાર આવતા પહેલાં તો તે ડરી ગઇ. પણ તેણે જે પ્રથમ વીચારો દસાવ્યા હતાં, તે વીચારોનુ સ્મર્ણ થતાં, તેનું નષ્ટ થયલું સામર્થ પુનઃ પ્રાપ્ત થવાથી અને જે કાર્ય કરવા માટે તે નીકળી છે તે કાર્યનો પ્રેમ પુનઃ પ્રગટવાથી અથવા સચોટ લાગવાથી; તેણે તે જંગલનો રસ્તો મુકી દીધો. હવે બલસીંહને કયાં શોધવો તે માટે તેણીના મનમાં અનેકા અનેક વીચારો એક પછી એક વીતતા ચાલ્યાં. રાજા ચતુરસિંહના બહુરૂપીઓના હાથમાંજ બલસીંહ સપડાઇ ગયો છે, એમાં તો કંઇ મીનમેખ જેવું હું જોતી નથી, અને તેથી ઘણું કરીને તેઓ તેને ચીત્રપુરમાં લઈ ગયા હશે. એટલે પહિલાં ત્યાંજ શોધ કરવી જોઇએ, અને તેનો ત્યાંથી પતો નહીં મળશે તોજ બીજા પ્રદેશમા જઇ તેની શોધ આગળ ચલાવીશ ! આવી રીતનો દ્રઢ ઠરાવ કરી પાણીના ઝરા પાસેથી પાછી ફરીને તે ચીત્રપુરનો માર્ગ શોધવા લાગી. તે પહાડી પ્રદેશના માર્ગજ શોધવામાં બહુ સંકટ સહન કરવા છતા, ચીત્રપુરનો માર્ગ મળ્યો નહીં. છતાં તે ચપલા ચતુર ચપલા જરા પણ ડગી નહીં. જરા પણ ચળાયમાન થઈ નહીં. ગમે તેવી થાઓ, માથે આવી પડો ! પણ પાછી હઠનાર નથી. આવી રીતે તે ચપળા ખુબ દ્રઢ બનીને અહીંથી તહીં આડી અવળી ભટકતાં ભટકતાં અડધી રાત

વીતી ગયા પછી ચીત્રપુરનો માર્ગને સોધી કાઢયો અને તે માર્ગે ચઢી જઈ ચીત્રપુરની તરફ ઝપાટાબંધ ચાલી. ચાલતાં ચાલતાં પ્રભાત પડયું તે જોઇને તેણીએ એક સીપાઇનું સ્વરૂપ ધારણ કરી લીધું. અને ચીત્રપુરમાં દાખલ થવાની અને અંતરમાં માની લીધેલા પ્રેમા પ્રીયની શોધની ઉલટમાં ખાવા પીવાની દરકાર ન કરતાં, અન્ન પાણી વગરની વેદના વેઠતી તેણી સાંજ પડતાં સુધીમાં ચીત્રપુર પહોંચી ગઈ. બલસીંહનો પ-તો ન મળે ત્યાં સુધી કંઇ પણ ખાવું નહીં. એવો પોતાના મન સાથે તેણીએ ઠરાવ કરેલ હોવાથી તેણીએ શોધ ચાલુ રાખી. ખુબ ઘુમવા લાગી ઘુમવામાં કંઇ ખામી રાખી નહીં; પણ ઘુમતા તને પત્તો ન મળવાથી તે બહુ નીરાશ થઇ ગઇ, છતાં તે નીરાશાને નિર્મુળ થવા ન દેતાં તે માટે વીચાર કરવા લાગી તો તેને અચાનક તેને કાંઇ યાદ ચડી આવતાંજ તુરત તેણીએ વીરપાળનું રૂપ ધારણ કીધું અને એ તરફ ધસીટાસીંહને મળવા ચાલી નીકળી.

વાંચક ! તને યાદ હશે કે ધસીટાસીંહ અને ચમનશાય નામના બે બહુરૂપીઓને રાજા ચતુરસીંહે પોતાની પાસે રાખ્યા હતા.

ચપળા જેવી ઘસીટાસીંહ પાસે આવી કે તુરત તે બોલી ઉઠયો. કે વીરપાળ શું વળી કોઈ શીકાર પકડાયો છે કે?

વીરપાળરૂપે ચપળાએ કહ્યું કે નારે ભાઈ ના? શીકાર શું રસ્તામાં પડયો છે? હું તો ભાઇ ઘસીટાસીંહ હું તો તાજીમની ખબર કહાડવા આવ્યો છું, કારણ કે તે મને હમણા જોવામાં નથી આવ્યો તેથી તેની તપાસ કરવાને માટે અહીં આવવું પડયું.

ઘસીટાસીંહે જવાબ આપ્યો કે દોસ્ત તે અહીં તો નથી આવ્યો.

વીરપાળે આ જવાબ સાંભળી ભારે અજાયબ પામી બોલ્યો. એનું કારણ કાંઇ સમજાતું નથી.

ઘસીટાસીંહે હમણા અચલગઢમાં એક પણ બહુરૂપી નથી તો તે કેદ શી રીતે થાય?

ઘસીટાસીંહે વજનપુર્વક કહ્યું. બરોબર છે વીરપાળ જો ખરૂં કહીએ તો અચળગઢમાં ખરો અયાર તો બલસીંહજ હતો અને તે તો બીચારો કીલ્લામાં પડયો છે. પણ વીરપાળ મને તો લાગે છે કે તાજીમ કોઈ કરૂરસીંહના

ખાનગી કામ માટે તો નહીં રોકાયો હોય મને તો એમજ જણાય છે.

વીરપાળે કહ્યું કે, હા એમ કદાચ હોય તો હોય ! હું હું ખરોબર એમજ હોવું જોઇએ.

આ વાત પછી બીજી કેટલીક વાતો કરીને ચપળા ઘસીટા પાસેથી ચાલી નીકળી. તે એકલી પડતા વીચારવા લાગી કે હવે દુશ્મનો ઝખમારે છે! એટલો તો પતો મળ્યો છે તો મારે મન તો સઘળી બાજી જીતીજ ગઈ છું. આ વીચારમાં તેને એક અદભુત યુક્તિ યાદ આવી, તેથી તે નગર બહાર ઘીટ ઝાડોમાં ગઈ અને થેલીમાંથી કેટલોક શ્રૃંગાર કાઢી સજી લીધો કે તરત તે એક અલબેલી ગાયન કરનારી નાયકા જેવી દેખાવા લાગી.

એ એક તો પોતે સ્ત્રી વળી સ્વરૂપમાં તેણી કોઈ પણ રીતે ઉતરે તેમ નહોતી અને તે સૌંદર્યપર અચારી કળાનો ચમત્કારી રંગ લાગતા તે મોહીની સ્વરૂપજ બની ગઈ.

આ વેશમાં પુરતી તૈયાર થઇ તે બહાર આવી અને ધીમે ધીમે રાજ્યમહેલની પાછલના ભાગમાં એક ખાલી જગ્યા જોઇને બેઠી અને થેલીમાંથી વાંસળી કાઢી વગાડવા

લાગી. સંધ્યા સમય થયો હતો તેથી રાજા પણ પોતાની રાણી સંગાથે અટારી પર બેઠો હતો.

ત્યાં તેના કાનમાં આ મધુરી બંસુરીનો સ્વર આવતાંજ તે ચમકયો અને બોલી ઉઠયો.

અહા ! કેટલી મધુરતા ! શી મીઠાશ ! આ સ્વર કયેંાથી આવે છે એમ બોલતાં ઉભા થઈ તેણે અટારી પરથી દૃષ્ટિ ફેંકી તો તે સુંદર યૌવના આકાશમાંથી કોઇ અપ્સરા આ સ્થળે વન ક્રીડા કરવા આવી કેમ ન હોય તેમ જણાયુ.

ચતુરસીંહે તરત તેની તપાસ કરવાને એક ચોપદારને હુકમ કર્યો. ચોપદારે તપાસ કરી આવી ખબર આપી કે, મહારાજ તે તો કોઇ ગાનારી નાયકા છે, તે આ નગરમાં બે દીવસ થયા આવેલ છે. બહુ રૂપાળી છે. સરસ ગાનારી છે એની આગળ ઇંદ્રની અપ્સરા પણ રદ છે.

**રાજા**—જા, જા, તેને સત્વર અહીં તેડી લાવ. રાજાના હુકમ મુજબ ચોપદાર રંભાને સાથે લઈ રાજાની હજુર હાજર થયો.

રંભાને જોતાંજ, રાજાતો દીગમુઢ બની ગયો, આ તેના સૌંદર્યથી પાસે બેઠેલી રાણી તેને વંતરી સમાન

લાગી ‘આંટલી સુંદર સ્રી કોઇ દેવાંગનાજ હોવી જોઇએ, એવી કલ્પના થતાજ ચતુરસીંહ તેના ગળાની મીઠાશ સાંભળવા આતુર થયો.

રાજાનો આ વીચાર જાણી લઇને ચપળા બોલી કે, નામદાર મને શું હુકમ છે, સુંદરી તમો કોણછો ? રાજાએ પુછયું તેના ઉતરમાં તે નવરંગી ચતુર ચપળાએ કહ્યું કે, ધીરાજ હું પંજાબી નાયકા છું, મારો ધંધો ગાવા બજાવવાનો છે, મારૂં નામ રંભા છે. અને હું કદરદાન રાજા રાણાની મુલાકાત કરવા નીકળી છું.

**રાજા**—વાહ ! વાહ ! એ તો ખુબ કહી; ભલા ! ત્યારે તમે અમારે ત્યાં કેમ ન આવ્યા ?

**નાયકા**—મહારાજ ! રાજાઓના મહેલ એક અપમાન મેળવવાનું સસ્તુ સ્થાન છે જેથી આમંત્રણ થયા વીના હું કોઈ પણ દરબારમાં જતી નથી.

**રાજા**—ઠીક છે, ત્યારે તમારી એકાદ ચીજ તો સંભળાવો.

**નાયકા**—મહારાજાની આજ્ઞા ! પરંતુ રાજન ! ગાન માટે તો વાજીંત્રોની ખાસ જરૂર પડે છે, તે તમે મંગાવી

આપશો તોજ ગાન તાનની ધુન ઉડશે. એ સાંભળતાજ, ચતુરસીંહે, સાજંદાને બોલાવી લાવવાનો સીપાઇને હુકમ કર્યો. રાજાનો આ ખાસ હુકમ થતાં સાજંદાઓને બોલાવી લાવવા દુત દોડયો. અને નીમીશમાત્રમાં સુરંદા અને નરંધાવાળા બને હાજર થયા. એટલે ચપળાએ પોતાનું ગાયન શરૂ કર્યું.

## ઠુમરી રાગ—ઝીંઝોટી,

નિર્દઈ શ્યામને ફોડદઇ પનિઘટપર મોરી ગાગરિયા,
કૈસી કરૂકિત જાઉ, સખી મોય ભરનદેત;
નહીં ગાગરિયા—નીર્દય શ્યામને. ૧
જબ નીર ભરન ઘરસે નિકસી, એક કાગ બોલગયો માગરિયા.
દહિનેસે નિકર બિલાવ ગયો, એક બાયેંસે છીંકત છાગરિયા,
નિર્દય શ્યામને તોડગઇ પનિઘટપર મોરી ગાગરિયા. ૨
વો સંગકી સખી સબ નિકટ ગઈ,
જો સબ ગુણ પૂરી આગરિયા;
મોહી જાન અકેલી છેક લઇ, સિર બાંધે ટેઢી
પાગરિયા—નીર્દય ૩

## રાગ બસંત બહાર.

મદમાતિ કોયલીયા ડાર ડાર,
મોરે અંગના બોલત બાર બાર;

વિરહિનકે મદપેં જોર જોર,
તાપર હઇ મારી કરત સોર,
મેં તડફ તડફ નિશ કરત ભોર;
મેરે દ્રગન બહુત હેં જલકી ધાર,
મદમાતી કોયલિયા ડાર ડાર.

આ બંને ગાયન ગાઈ રહ્યા પછી ચપળાએ આ પોતાની સતા મકમ બેસાડવા માટે સાંજંદા તરફ કટાક્ષ ફેંકયું કે, જેથી તેઓ અનીતીનો સડો લાગેલો આ રાજ્યમાં એવા ખેલ ખેલતા હોવાથી તે મોહીનીની ઝલકમાં મહાત થઇ ગયા, જેથી સુરંદો બે સ્વર થવા લાગ્યો તેથી ચપળાએ વીનંતી કરી કે, 'મહારાજ ! આ સુરંદા સાથે ચાલવાની મારી શક્તિ નથી.

ત્યારે હવે અત્યારે શું ઉપાય યોજવો, રાજાએ કહ્યું, મહારાજ એક સતાર હશે તો પણ ચાલશે.

એ શબ્દ ચપળાના મુખમાંથી નીકળતાંજ રાજાની દ્રષ્ટી ચોપદારની સામે પડી કે તુરત ચોપદારે સતાર લાવી હાજર કર્યો.

આ સતાર ચતુરસીંહ રાજાના વડીલોમાના કોઇ રાજ્યવંશીઓએ પોતાના શોખને ખાતર બનાવટથી તૈયાર

કરાવ્યો હતો તે સતારના ઉત્તમ ઝળકારા રંભાની સુંદરતાને વધારે ચમકાવવા લાગ્યો.

આ સુંદરીનો કોમળ કર વાદ્યની સમાનતા ધરાવતો સતાર પર પડતાંજ અદભુત નાદ છવાઇ રહ્યો અને તેની સાથે રંભા સમાન રંભાનો સ્વર મળી ગયો.

આ આનંદ ગર્જનાથી આખો મહેલ છવાઇ રહયો અને તેની પાર નીકળી ગયો.

ભરભર ભીંજત રાની અનોખી રાધા પ્યારી,
મદન મસ્ત હુમકોહીં ટારો—શ્યામ.
વહાં તમહીં મૈ બીચારી હારી તુમસેં;
કૌઉ ન લીજે હમારો મોહન મસ્ત દુલારો,
દીલભર દેખ—ભર ભર.

જે સ્વરેથી મહેલમાં બેઠેલા તમામ માણસોને રસમાં રસબસ કરી દીધા. આગુલ ગેંદ ઉડાવતા તાનથી વસંત રૂતુના સમયને અનુસરી રસરાજની આણ વરતાવવા વસંત વીલાસી સ્વર છેડયો.

રાગ—હોરી કાફી.

શામળો ખેલત હોરી,
ગુલલાલા ગેંદ ન મારો—શ્યામ.

રાની અનોખી રાધે દુલારી,
વાહ ચીત હે તુમારો–શ્યામ.
મૈં બીચારી હારી તુમસેં,
કેડ ન લીજે હમારો,
મદન મસ્ત હમકોહીં ટારો—શ્યામ

ઉપરની હોરીની એક કળી ઉત્તમ પ્રકારે ચીત્તવેધક શાન અને નાજ નખરાથી ગાઇ. તે કળી ઉલટાવી તેને ધ્રુપદના તાલમાં ઉતારી અને પછી સંધ્યાને યોગ્ય સ્વરમાં ખેંચી ગઇ. આ એકજ કળીને જુદી જુદી પચીસેક રીતે ગાઇ બતાવી.

આ ગાનના દરેક તાલ અને સમપર માણુસ આ ફરીન થઇ જતા હતા. અકેક શબ્દ હાથ આંખ અને મુખની મદદથી તેવા ભવ્ય રૂપમાં દરશાવતી હતી.

આ શબ્દનો ભાવ જે તેના મુખ આંખ અને હાથની મદદથી સમજાવતી તે ભાવ સમજવા કોઇપણ સમર્થ નહોતું.

આવી ઉત્તમ ગાનકળા રાજા ચતુરસીંહે આજેજ અનુભવી. તે ગાયનની કળી તેના મુખપર ચડી ગઇ અને ‘ ગુલલાલા ગેંદ ન મારો ’ એ કલી વખતો વખત ધીમે

ધીમે હૃદયમાં બોલવા લાગ્યો અને તેના અસીમ ભાવો તેના હૃદયમાં રમવા લાગ્યા.

ચપલાએ ગાન પુરૂં કર્યું કે તરત નાચ શરૂ થયો. ત્યાં બેઠેલા માણસો જાણે કાંઇ આનંદી નીંદ્રામાંથી જાગૃત થયા હોય તેમ ટટાર થયા.

રંભાએ રાત્રી વીતી જવાથી રાજા પાસે રજા માગી. પરંતુ ચતુરસીંહને તો આ ગાનનું ઘેલું લાગ્યું હતું, તેથી એક બીજું બોલવા માટે રંભાને સમજાવવા લાગ્યો.

પરંતુ રંભાએ પોતાનો કર્મકાંડનો સમય વીતી જાય છે એ બહાનાથી રજા મેળવી.

રાજા ચતુરસીંહે તેને પ્રભાતેજ કચેરીમાં ખાસ આવવા માટે ફરી ફરીને કહ્યું, વારંવાર એ યાદી આપવા લાગ્યો, અને જાણે કાંઇ બેભાનમાં લવતો હોય તેમ રંભા જરૂર હો! જરૂર પ્રભાતે એવા નીર્થક શબ્દો બોલવા લાગ્યો.

રંભા સમજી ગઇ કે મારી યુક્તિરૂપી ધનુષ્યનું તીર બરોબર હૃદય ભેદી આરપાર નીકળી ગયું છે. આથી તે મનમાં ખુશી થતી વીદાય થઈ.

બીજે દીવસે ખાનગી કચેરીમાં રાજ્યના મુખ્ય અધીકારી અને રાજ્ય કુટુંબીની સાધારણ મંડળી આ ગાન

સાંભળવા માટે મળી. આ ગોઠવણ રાજા ચતુરસીંહે પોતેજ કરી હતી.

રાજા ચતુરસીંહ પધાર્યા કે રંભા પણ તુરત હાજર થઈ.

આ વખતે રંભાએ પ્રથમથીજ અરજ કરી કે મહારાજ સારા સાજીંદા વીના મારી ઉમેદ વધતી નથી તો તે માટે કાંઇ બંદોબસ્ત થાય તો ઠીક.

ચતુરસીંહ નારાજ થઇ બોલ્યો કે રંભા તમારા લાયકના સાજંદા હું શી રીતે મેળવી શકું. એટલે રંભાએ તાણો માર્યો કે રાજન ! જો કે અચલગઢનું રાજ્ય તમારાથી નહાનું છે પરંતુ ત્યાં કોઇ બલસીંહ નામનો રાજસેવક આ કામમાં બહુ પ્રવીણ છે તો તે માટે એ નહાના પણ રંગીન રાજ્યને ધન્યવાદ ઘટે છે. રાજાએ કહ્યું કે, તમો તે રાજમાં જઈ આવ્યા છો.

હા હું ઘણા દીવસ પહેલાંજ તે તરફ ગઈ હતી. પરંતુ હમણાં એ બલસીંહની ઉત્તમ વાજનશક્તિ ફરી એક વખત જોવા માટે ત્યાં ગઈ હતી, પરંતુ એ બલસીંહ તો હમણાં કયાંય ગુમ થઇ ગયો છે, એવી ખબર ત્યાંથી મળી તેથી હું હવે મારા દેશ તરફ જાઉં છું.

રાજા બોલ્યો. રંભા તમે બલસીંહના એટલા બધા વખાણ કરો છો, તે જો બરોબર હોય તો આપણે તે મોજ માણીશું. કારણ તે બલસીંહ અહીં મારી પાસે કેદ છે.

'વાહ! વાહ!' 'એ સાંભળી મને બહુ હર્ષ થયો. ત્યારે રાજન તેઓને જલદી અહીં બોલાવી મંગાવો'

ચપળાએ જાળ ફેંકતાં કહ્યું.

ચતુરસીંહે કહ્યું પણ તે અહીં વાજીંત્ર વગાડશે?

રંભા નીશ્ચય બતાવતી બોલી. હા તે તમારી શંકા ખરી છે જો કે તમો તે પ્રમાણે હુકમ કરો તો તે અભીમાની હોવાથી કદાચ કબુલ ન કરે, પણ મારી ગાનકળા માટે તેને માન ઉત્પન્ન થયું છે એટલે રંભાનું નામ સાંભળતાંજ તે ખુશીથી આવશે.

ચતુરસીંહ વીચારમાં પડી ગયો કે તેને અહીં લાવવો શી રીતે? જો બંધન કરીને લાવશું તો તે ક્રોધને લીધે વાજીંત્ર નહીં બજાવે. તો આ સઘળો રંગ બગડી જશે. પણ એ બાબત માટેપણ રંભાની સલાહ પુછવી, એ વીચારથી રંભાને ચતુરસીંહે ઉપરના શબ્દો સંભળાવ્યા.

રાજેશ્વર તમો તમારા વીચારમાં ખરા છો, પરંતુ તેને અહીં લાવવા માટે જો કોઈ બ્રાહ્મણ ભાટને લેવા મોકલજો અને અંહીઆ લાવતી વખતે તેમની સાથે બીજા કોઈ સીપાઈ કે નોકરને સાથે આપસો નહીં. હા તેમના નાસી જવાની

આપને બીક લાગતી હોય તો પગમાં બેડી રાખવામાં કાંઇ હરકત નથી, અને તેના સાથે એક ઉમદા બીન પણ મંગાવો.

આ ગોઠવણ રાજાને પસંદ આવી, તેથી ગંગારામ નામના એક ભાટના વીસ વર્ષના જુવાન છોકરાને કેદખાનામાંથી બલદેવસીંહને લઇ આવવા હુકમ લખી આપી મોકલ્યો.

તે ભાટે જઇ પહેરેગીરને રાજાનો લેખીત હુકમ બતાવ્યો કે તુરત બલદેવસીંહને ગંગારામ સાથે રવાના કીધો. બલદેવસીંહ તરત મનમાં સમજી ગયોકે પોતાનો કોઈ દોસ્ત આવી પહોચ્યો હશે, અને તેથીજ આવી રીતે મને રાજ્યગૃહમાં તેડાવ્યો હશે. ગંગારામ સહીત મ્હેલમાં ભરાયલી મીજલસમાં આવતાજ તેણે કંઈ અજબ ઠાઠમાઠ અને રંગ રાગ જોયો. બલસીહને મ્હેલના દરબારમાં દાખલ થતાજ, બલસીંહને જોતાંજ રંભા બોલી ઉઠી કે પધારો બલસીંહજી ! રંભા આપના હાથની બીન સાંભળવા તલપી રહી છે એ તમારી સર્વોતમ કળા કેમ ભુલાય ?

આ શબ્દો સાંભળી બલસીંહ ચપળાની સામે જોયું તો તેને ઓળખી એટલે તેણે જવાંબ આપ્યો કે વાહ ! વાહ ! રંભા તારા ગાનનો એટલો બધો મોહ લાગ્યો છે કે કદાચ અંતની ઘડીએ તું મળે તોપણ હુ એ ભાગ્યશાળી ઘડીને જાતી ન મેલું. ત્યારી સાથે એક વખત વીણા વગાડી એટલે મને મોક્ષજ મળશે. એમ તો મે માની લીધું છે. બલસીંહે વીણા

હાથમાં લીધી અને સ્વર સાથે રંભાએ તાન લગાવ્યું. પછી તેની અસર માટે શુવર્ણન કરવું. તેણી એક ઉત્તમ કનસની ચીજ ગાઇ. પુરી કરી એટલે તે બલસીંહે વીણા નીચે મુંકી દીધી.

રાજા ચતુરસીંહ આથી અજબ થઇ ગયો. અરે બસ એકજ ચીજ. રંભાએ જવાબ આપ્યો, એનો એવોજ નીયમ છે કે તે એક દીવસમાં એકજ ગત વગાડી શકે છે, આથી સભા ઉદાસ થઈ બીજીગત વગાડવાને બલસીંહને બહુ સમજાવ્યો પણ તે સમજ્યો નહિ, તેથી મહારાજા ચતુરસીંહ નાચાર બની ગયો, ચતુરસીંહને ઘણી ઉંલચ વાલચ થઇ પણ ઉપાયશું, અંતે ગંગારામ સાથે બલસીંહને કેદખાનામાં રવાના કર્યો.

આ પ્રમાણે બીજે દીવસે પણ બલસીંહને ગંગારામ લાવ્યો અને એક ચીજ પુરી થતાં પાછો કેદખાનામાં તેને લઈ ગયા.

ત્રીજે દીવસે રાજા ચતુરસીંહ આખી પ્રજા માટે મોટી કચેરી મેળવી અને ત્યાં આ ગાન સાંભળવાનો સર્વને લાભ આપવા ઠરાવ્યું.

આજે સભા મંડળ પ્રથમથી ભરપૂર થઇ ગયું.

આજે કચેરીના સમયની અર્ધી કલાક પહેલા ચપળાએ ગંગારામનો વેષ ધારણ કરી કેદખાને પહોંચી ગઈ. પહેર-

ગીરે તો હમેશ પ્રમાણે બલસીંહને મોકલ્યો. તેઓ ત્યાંથી જરા આગળ ચાલી એક એકાંત સ્થળમાં દાખલ થયા, ત્યાં ચપળાએ બલસીંહની બેડી ભાંગી નાખી. અને પછી પોતાનું ખરૂં સ્વરૂપ ધારણ કરી તેઓ બંને જંગલને રસ્તે ચાલી નીકળ્યા.

તેઓ નીર્ભય સ્થાને પહોંચ્યા પછી જરા આરામ લેવા બેઠા તે વખતે બલસીંહે ચપળાનો ઉપકાર માન્યો.

ચપળા આથી સહેજ સરમાઈ ગઇ પણ પછીથી બોલી ઉઠી. તમો મારા વખાણ કરોછો તે કાંઈ ઉપયોગી નથી. મારે આપની શું ગરજ હતી કે તમોને છોડાવું. આતો ચંદ્રકળાની આજ્ઞાથી કરવું પડયું.

બરોબર તમારે મારી શું ગરજ હોય. બલસીંહે ટકોરમાં કહ્યું ગરજવાન તો હું હતો તેથીજ તમારી જેવી નાયકાનો સાજનદાર થઇને બેઠો.

ચપળા બોલી ઉઠી હવે બહુ થયું આવો ભાઈ હરખા કે આપણ બંને સરખા એમ થયું.

પણ આપણે બે સરખા મળ્યા ત્યારે રાજા ચતુરસીંહને તેની કાંઈક મઝા ચખાડવી જોઇએ, થોડો વખત તેઓએ વીચાર કરી એક યુક્તિ સોધી કહાડી. જંગલમાં અલોપ થઈ ગયા.

---



# પ્રકરણ ૧૮ મું.

## મહીયારી.

આજે જ્યાં ત્યાં આનંદ છવાઇ રહયો છે, આજે જ્યાં ત્યાં જોશો તો લોકો ઉમંગી બની મ્હોટા ઉત્સાહથી પોતાનું કાર્ય વેળાસર આટોપી લેવાને કામે લાગી ગયા છે. કોઈ બની ઠની રાજદરબારના રમણીક મ્હેલમાં થનારો નાચ જોવા માટે સારા સારા વસ્ત્રો અને અલંકારો પોતાના લાગતા વળગતાઓને ત્યાંથી લાવવાની દોડધામમાં પડી ગયા છે. કેટલાકો ભાડુતી ગાડી બાંધવાની ઉલટમાં આવી આમથી તેમ ફરી રહેલા છે. જેમ પ્રજા જનો ઉમંગમાં આવી પોતાના કાર્ય જલદીથી સમેટી લેવામાં મંડી પડયા છે. તેમ સરકારી

અમલદારો દરબારી મ્હેલ સણગારવામાં, કીલ્લાની અંદરનો રસ્તો, શહેરનો રસ્તો સાફસુફ કરાવવાનું અને ઉભી બજારથી તે કીલ્લાની અંદરના મ્હેલ સુધી દીપકો ગોઠવવાની ધામધુમ મચાવી રહ્યા છે.

રાજા મ્હેલમાં બેઠો બેઠો આ રચના નિહાળી રહ્યો છે. અને ક્યારે રાત પડે તે માટે આકાશ તરફ ડોકીયાં કરી રંભાના રસીક ગાયનના મનમા ને મનમા વખાણ કરી રહ્યો છે. આ સમે તેને રંભા સીવાય બીજુ કંઇપણ યાદ આવતું નથી. આ સમે તેને કંઈપણ સુઝતું નની. રંભા ! રંભા ! રસીક ગાનારી ! મનને બ્હેકાવનારી, ગાંધર્વ નારી ક્યારે આવશે ! ક્યારે તેનો મધુર સ્વર સંભળાવી કાનને પવીત્ર કરશે ! રંભા તો રંભા છે. ! કાં તે આકાશમાંથી ઉતરી આવી નહીં હોય ! કાં તે ઈંદ્રની અમરાપુરીમાંથી રીસાઈ આવી નહીં હોય ! ખરેખર મને તો આમજ લાગે છે ! ઘણી નાયકાઓ. મારા રાજ્યમાં આવી ગઈ, પણ આના જેવી હજુ સુધી એકે આવી નથી. શું તેનું રસીક ગળું છે ! શું તેનું બોલવું કોમળ છે ! શું તેનો કંઠ છે ! શું તેનો રાગ છે !. શુ તેની ગાવાની ઢબ છે ! નખરો ! આહા ! કેવી રીતે તાન લે છે ! કેવી રીતે એક રાગણીમાંથી અનેક રાગણીઓમાં એક ચીજ પલટાવી નાખે છે. ! અજબ છે એની કળાં ! અજબ છે એની ગાવાની ખુબીદાર કળા ! છે ! બસ!

એને મારી પાસે રાખવી ! માગે તે આપીશ ! પણ તેને જવા દેનાર નથી ! નહીં માનશે તો સમજાવીશ ! પટા-વીશ ! લાખોની કુરબાની કરી નાખીશ ! પછે શું નથી માન-વાની ! ઝર ચાહશો કર, ઝર હૈ તો સબ હૈ, ઝર નહીં તો આદમી હૈવાન હૈ, ઝરશે આદમી તાબે હોતા હૈ, ઝરશે આદમી ઝુક ઝુક સલામ કરતા હૈ, તો ઝરશે એ લૌંડી ક્યું ન રહેગી. દામ કરે કામ ઔર બીબી કરે સલામ. મંગેશો દઉંગા પણ જાનેકુ નહીં દઉંગા. આફરીન હૈ, એ શીરીન-શેબી જાદી ખુબસુરત હૈ. એ લૈલાશે પણ ખુબસુરત અજબ મોહની હૈ. ઓ મોહનીને મેરા દીલ લુટ લીયા હૈ. મેરી ચશ્મોમે ઘર કર કે બેઠ ગઈ હૈ. ઓ અબ ક્યું નીકળ સકતી હૈ.

આ પ્રમાણે રાજા ચતુરસીંહ પોતાના મ્હેલમાં બેઠો બેઠો બકયા કરે છે.

એ અદભુત ગાયન કરનારી રંભા માટે નગરમાં ચમ-ત્કારી વાતો ઠેરે ઠેર ને ઘેરેઘેર ચરચાઈ રહી છે કે તેતો શ્રાપીત આપસરા છે, તો કોઈ કહે છે કે સદેહે આવેલી ગાર્ધ્વ કન્યા છે, અને કેટલાક તો તે ખરૂં પણ માનતાં હતાં જેથી આજ આખું નગર કચેરીના મેદાન તરફ ઉલટ-વાંની દોડધામમાં પડી ગયું છે.

દીવસ આઠમી સાંઝ પડી; સાંઝ પડતા દીવા થયા-ધીમે ધીમે રાત પડતી ગઇ. અને બરાબર નવ વાગવાનો સુમાર થયો એટલામાં નગર ઉલટયું. અને એક ક્ષણવારમાં માણુસોથી મહેલ ચીકાર ભરાઇ ગયો.

કેટલાએક દરબારી નોકરો પોતાની નોકરી ઉપર હાજર રહેવાનો હુકમ હોવા છતાં, પણ પોતાની નોકરીમાંથી ચોરી છુપીએ આ મોજ માણુવાને નહાસી આવેલા હતા. જ્યારે સઘળો ઠાઠ બરાબર ભરાઈ રહયો. અને કચેરીમાં શાંતી પથરાઇ ગઇ ત્યારે રાજા ચતુરસીંહ પુરતી હોશ ઉલટ અને ઉમંગથી કચેરીમાં પધાર્યો. રાજાને કચેરીમાં દાખલ થતાં સઘળાઓએ ઉઠીને અને નમીને રાજાને માન આપ્યું.

પણ હજી રંભા કેમ આવી નથી. તેને આવતા કેમ વાર લાગી. એવી રીતે એકમેકને સવાલ પુછતા રંભાના આવવાની એક તસે સર્વે રાહ જોતા બેઠા હતા. રાજા પણ પોતાની આંખને ફેરવીને આમતેમ જોવા લાગ્યો, અને જે ઉમંગથી હર્ષથી આવ્યો હતો તે ઉમંગ અને હર્ષ જ્યાંથી ઉત્પન્ન થયો હતો ત્યાં પાછો સમાતો ચાલ્યો, તેથી રાજાનો ચ્હેરો ફીકો પડતો ચાલ્યો, રાજાને ધીરજ રહી નહીં, રાજાના હોંસકોસ ઉડી ગયા. તે જોઈ જોવાને આવનારા લોકો વીચારમાં પડી અરસપરસમાં ધુસપુસ કરવા લાગ્યાં. આ પ્રમાણે તેના વીચારમાં છે. વીચારમાં બહુ સમય વીતી જવાથી

રાજાએ તેણીને તેડી લાવવા માટે ચોપદારને હુકમ કર્યો, અને તેણીની સાથે બલદેવસીંહને લઈ આવવા ગંગારામને પણ મોકલ્યો.

રાજાનો હુકમ થતાં ચોપદાર અને ગંગારામ બંને દોડયા અને જ્યાં રંભા ઉતરી હતી ત્યાં ચોપદાર ગયો અને તપાસ કરી તો તેને તેણીનો પત્તો ન મળવાથી ચોપદાર નીરાશ થઇને કચેરીમાં આવી રાજાને કહેવા લાગ્યા કે, 'રાજાધીરાજ ! રંભા તો ત્યાં નથી !' આ સાંભળતાને વાર રાજા અને મીજલેસમાં બેઠેલા સઘળાઓનાં હોંસજ ઉડી ગયા, તેલમાં માંખી ડુબી તેમ ડુબી ગયા. એકમેકના મોઢા સામું જોવા લાગ્યા. અને કોઇ કોઇને કંઈ કહી શકયા નહી. એટલામાં ઓછામાં પુરૂ તે ગંગારામે આવી રાજાને કહયું કે, 'નથી રાજ ! કેદખાનામાં બલદેવસીંહ નથી !' બળતામાં હોમાણું, પુરી સળગી નહોતી તે હવે બરાબર સળગી ઉઠી. રાજાના ક્રોધનો પાર રહયો નહી ! રાજાની આંખ લાલ-પીળી થઈ ગઈ! તેનો ચ્હેરો પલટાઇ ગયો. તે ક્ષણ તો મૌન્ય ધારણ કરી બેઠો. પણ તેનાથી બહુ વાર બેસી શકાયું નહીં. એક ચાલાક ગાનારી સઘળાઓની આંખો આંજી ચાલી ગઈ તે માટે મીજલેશમાં બેઠેલા સઘળાઓને અનહદ અજાયબી લાગી. ઘસીટાસીંહ અને ચમનરાય બહુ રૂપીઓ પણ ત્યાં બેઠા હતા તેઓની તરફ રાજાએ નજર કરી, એટલે ઘસીટાસીંહ

ઉઠીને બે હાથ જોડીને નમ્રતાપૂર્વક રાજાને કહયું કે, 'અહો મુકટમણી! રંકોના રક્ષક! બુદ્ધિના ભંડાર! દયાના સાગર! નાગર! રંભા વેષે આવી બલદેવસીંહને છોડાવી લઈ જનાર બચિત્ત કોઇ બહુરૂપીજ હોવા જોઇએ.'

અફસોસ! સદ અફસોસ!! મારે મહા ખેદની સાથે કહેવું પડે છે કે તેણે તો એવી સરસ ચાલાકી વાપરી છે છે કે તે માટે તેને, તે જે માગે તે ઇનામ આપવું ઘટે છે. સઘળા ચાલાક અને પોતાની ચાલાકીનો દાવો કરનારા બહાદુરોએ ભર મીજલસમા તેનું ગાયન સાંભળ્યું છે, છતાં તે વખતે સઘલાઓની ચાલાકી અને બહાદુરી ઉપર આગ લાગી ગઇ હતી કે, 'કોઈ તેને ઓળખી કે જાણી શકયાં નહીં? ધન્ય છે તે વેષધારી રંભાને! ધન્ય છે તેને બહુરૂપી વીધા શીખવનારને! તેણે ખુબ બજાવી છે! ખુબ ગજાવી છે! ખુબ ધ્રુજાવી છે! સર્વને લપટાવી હસાવી મોહ માયામાં ફસાવીને પોતાના બહુરૂપી દોસ્તને છોડાવી ગયો છે! એનુ નામ તે બહુરૂપી! ફક્ત નામનાજ! પણ કામના નહીં! તમે સઘળા મ્હોટા હુંશીયાર બહુ રૂપી હોવાનું ડોળ ઘાલો છો તે બધું કયાં ગયું! ધુળમાં ગયું! કે આગમાં બલી ગયું! તે માટે તમારે શરમાવું જોઇએછે!

રાજાના આ ક્રોધીત શબ્દો સાંભળીને સૌ કોઇ ઉંચું માથું કરી ન શકયા અને ભો ખોતરવા મંડી ગયા.

રંભા સરખી રમણી ચીત્ત ચોરીને પલાયન થઇ જવાથી ઉપજેલી અત્યંત દીલગીરી, તેમજ બલદેવસીંહ છટકામાંથી છટકી જવાથી ઉપજેલા ગુસ્સાથી રાજા કચેરીમાંથી ઉઠીને તે પોતાના મ્હેલમાં ચાલ્યો ગયો.

આવી રીતે રાજાને પોતાના મ્હેલમાં જતો જોઇને મીજલસમાં બેઠેલા સઘળા માણસો પણ નીરાશ થઇ પોતપોતાને ઘેર ગયા. અને આખા નગરમાં તે રાત્રીએ બનેલા ખેદકારક બનાવની ચર્ચા જોશ ભર ચાલી રહી. રંભાનું ગાયન સાંભળવાને એકઠો થયલો ભવ્ય મેલાવડો એક ક્ષણમાં વીખરાઇ જવાથી મ્હેલ સુનકાર બની ગયો અને જ્યાં અનેક દીવાઓ બલી રહયા હતાં તે ઠેકાણે હવે બે ચાર દીવા ઝાંખા ઝાંખા બલી રહેલા છે.

પોતાના મ્હેલમાં ગયા પછી રાજાને ઉંઘ આવી નહીં અને તેને અનેક પ્રકારના વીચારો આવવા લાગવાથી તે બેચેની બની ગયો. તે બેચેનીમાં ને બેચેનીમાં રાજાએ તરત આરબના જમાદારને પોતાની પાસે બોલાવીને તેને હુકમ કર્યો કે હવણા ને હવણા પચીસ સીપાઇને લઇને રંભા અને બલદેવની શોધમાં જાઓ.

રાજાનો હુકમ થતાજ તે આરબ જમાદાર પોતાના પચીસ સીપાઇઓને લઇને એકદમ કીલ્લાની બહાર પડયો અને આ બંનેની શોધ કરવા લાગ્યો.

બીજે દીવસે રાજાનો ગુસ્સો શાંત પડયોજ હોતો. ઉદાસ ચિન્તે તે દરબારમાં પધારીને પોતાના સીંહાસન ઉપર બેઠો હતો પણ તે કોઇની સાથે ખુલાસાથી વાત કરતો ન્હોતો, અને પોતાની પાસે આવનારાઓને ત્યાંથી જતા રહેવાને ફરમાવતો હતો, એટલામાં કચેરીમાં ચોપદાર દાખલ થઇને નમન કરી જણાવ્યું કે, 'શીરતાજ ! તપાસ કરતાં ખબર મલી છે કે રંભા બહુરૂપી નહીં પણ એક ખરેખરી સ્રીજ હતી. અને ગંગારામનું સ્વરૂપ ધારણ કરીને તેજ બલદેવસીંહને નહસાડી ગઈ છે.

" આ ખબર તે કેમ ને કેવી રીતે જાણી તે રાજાએ આતુરતાથી પુછયું " મહારાજ ! આપનો હુકમ થતાંજ, કાલ રાત્રે હું પણ તેઓની શોધમાં ગયો હતો, અને તેની એવી નો પુંઠ પકડી હતી કે, મેં જરાપણ વીસામો લીધો ન્હોતો, અને તેને મારી નજરથી દુર જવા દીધા નહોતાં તે જંગલમાં બહુ દુર નિકળી ગયા છે, અને જંગલની ઝાડીમાં ભરાતા મેં તેઓને જોયા છે; પણ શું કરૂં ! તે વખતે હું એકલો હતો અને મારી પાસે હથ્યાર ન્હોતા. તેથી તેઓને પકડી શકયો નહીં ! તેઓ વારંવાર ગોળીનો અવાજ કરતા હતા. હજી તેઓ બહુ દુર ગયા નથી. જંગલમાંજ ભરાઈ પેઠા છે. માટે જો આપ મારી સાથે થોડાક સીપાઇઓ મોકલશો તો હું તેમને હમણા પકડી આપના સમક્ષ હાજર કરીશ.'

ચોપદારના કહેવા ઉપરથી રાજાએ તેમને પકડી લાવવાને સો ઘોડેસ્વારોને સત્વર રવાને કરવાની દીવાનને હુકમ કર્યો.

દીવાને કહ્યું કે, 'રાજાજી! એકદમ સો ઘોડેસ્વાર મોકલવાથી તે લોકો કદીપણ હાથમાં આવનાર નથી; ઘોડેસ્વારના પગના અવાજ સાંભળતાજ તેઓ જંગલમાં સંતાઈ જશે, માટે હું તો એવા વીચાર ઉપર આવ્યોછું કે આ ચોપદારની સાથે આપણા બે બહુરૂપીઓને મોકલવા, તેને આ ચોપદાર છેટેથી બતાવશે તો આપણા બહુરૂપીઓ પોતાની ચાલાકીથી તેમને ફસાવ્યા વગર હરગીઝ રહેનાર નથી.' તે ચોપદારે દીવાનને મલતા થઇને કહ્યું કે, 'રાજાજી! દીવાનસાહેબ જેમ કહે છે તેમ કરવાથી તેઓ આપણા પંજામાં તરત સપડાઈ જશે!'

રાજાને આ વાત ગમી તેના મનમાં ઉતરી, તેના ચીત્તમાં બેઠી. તે વખતે ચમનરાય અને ઘસીટાસીંહ ત્યાં બેઠા હતા, તેને જોઇને રાજાએ તેમને તે ચોપદાર સાથે જવાનો હુકમ કર્યો.

વાંચક! આ ચોપદાર કોણ હતો! તે બીજો કોઈ નહીં, પણ બલદેવસીંહ હતો.!

રાજાના કટુ વચનોથી ઘસીટાસીંહ અને ચમનરાયને ઘણું માઠું લાગ્યુ હતું. તેથી આ તક હાથ આવતાં બલદે-

વસીંહ અને રંભાને પોતાની હુશીયારીથી પકડી આણી પોતાની કીર્તિને લાગેલું કલંક ધોઈ નાખવાની ઉલટ અને ઉમેદમાં તેઓ પણ છાતી ઠોકીને તે ચોપદારની સાથે જવાને તયાર થઈ ગયા. તરત પોતાનો બહુરૂપી બટવો લઇ તેઓ નાચતા કુદતા હસતાં ખેલતાં રમતાં ભમતા તે ચોપદારની સાથે રવાના થયાં. ચોપદારે જે ઠેકાણે બલદેવસીંહ અને ચપલા હોવાની રાજાને ખબર આપી હતી. તે ઠેકાણે તેમને લઈ જઇ ઉભા રાખ્યા અને કહયું કે, 'જુઓ ભાઇઓ ! આ ઠેકાણે મેં તમને વાતો કરતાં બેઠેલા જોઈ તરતજ હું રાજાને એ ખુશ ખુશાહાલીની ખબર દેવાને દોડી આવ્યો હતો.'

'ભાઈ ચોપદાર એતો બધુએ ઠીક. ! તેમાં તો લેશભાર અમે ખોટું સમજતા નથી. પણ હવે તેમને ક્યાં શોધીશું ? ઘસીટાસીંહે ચોપદારને પુછયું.

જરાક આગળ વધો, જરાક આમ તેમ જુઓ ? તપાસ કરો. શોધો. અકલ દોડાવો. ચાલાકી વાપરો. જાય કયાં ! એટલામાંજ હશે ! એટલામાંજ કયાંઈ ભરાઇને બેઠા હશે ! તે તમારામાંથી જાય એવા કયાં છે ! તે બહુ દુર ગયા નહીં હોય! ચોપદારે કહ્યું.

ચોપદારના કહેવાથી તેઓ આસપાસ તેઓને શોધવા લાગ્યાં. શોધતાં શોધતાં તેમના પગ થાકી ગયા. પણ તેનો

ક્યાંય પતો મળ્યો નહીં તેથી તેઓ કંટાળી જઈને એક ઝાડની નીચે ઘડીક આરામ લેવાને બેઠા.

હજી તેઓને બેઠાને બે ઘડી થઇ નથી. એટલામાં સામેથી એક મહીયારી માથાપર દુધનું માટલું લઇને લટકટી મટકતી ચાલે મોહ મળકાવતી ચાલતી આવતી દેખાઈ, તેણીને જોતાંજ ચોપદારે પોતાની પાસે બોળાવીને પુછ્યું કે, 'ઓ દુધવાલી ! તું ક્યાંથી આવે છે ? તને રસ્તામાં કોઈ સ્ત્રી પુરૂષ મળ્યા હતા કે ?'

'હા, જો ! વટેમારગુ જો ! સામે પહેલા જંગલમાં મારૂં ઝુંપડું છે, જ્યાં મારી ઘણી ગાયો ભેંસો છે ત્યાં તેઓ હમણાં મારા ઝુંપડામાં આવ્યા હતાં અને તેમને મેં ત્રણ શેર દુધ વેચ્યું ને તેને વેચતાં બાકીનું જે વધ્યું છે તે લઇને નગરમાં વેચવા જઉં છું' મહીઆરીએ કહ્યું.

મહીઆરીની આ મીઠી મીઠી વાતો સાંભળતાને વાર ખુશ બની જઇને તે ચોપદારે પોતાના ખીસ્સામાંથી થોડાક પૈસા કહાડી તેણીને બક્ષીસ આપવા માંડયાં, તે ન લેતાં તેણીએ કહ્યું કે, 'અમે હકનું ખાનારા છૈયે, હરામનું ખાતા નથી. હરામનું ખાવાથી મ્હોટું પાપ લાગે છે. માટે અમે ગરીબ કંઇ ધર્મ કરીએ છૈયે કે તમારા પૈસા લઈ

પાપમાં પડીએ. ગમે તો એટલા પૈસાના બદલામાં મારૂં દુધ વેચાતું લોતો વળી મને નગરમાં વેચવા જવાનો ધકકો બચે !'

'ત્યારે બેસ નીચે ! ઉતાર-તારી તાંબડી ! અને લાવ તારૂં દુધ' ચોપદારે કહ્યું.

ના કોણ કહે છે, તારો 'ઉપકાર !' એટલું કહેતાની સાથે તે મહીઆરી તરત નીચે બેસી ગઈ અને માથા ઉપરની તાંબડી નીચે મુકી. અને પોતાની પાસેનાં પ્યાલામાં દુધ ભરીને આપવા લાગી. તે લઇને તે ચોપદારે તે બંને બહુરૂપીઓને કહ્યું કે, 'આવો ભાઇઓ, તમે પણ થોડુંક પી તમારી ભુખને મટાડો ! 'નહીં, નહી ! અમને ભુખ લાગી નથી ! અને લાગી હશે તો પીવાના નથી ! કોણ જાણે કેવું દુધ હશે.' ચમનરાયે કહ્યું.'

'તમે દુધના પીનારા નથી પણ પાણીના પીનારા છો ! આવું દુધ ! ભગરી ભેંસનું દુધ ! તમે તમારા સ્વપ્નામાં પણ ખાધું નહીં હશે કે, જોયું પણ નહીં હશે. તો તે શું પીવાના હતા ! તે તો પીનારાજ પીએ ! તે તો તેના શોખીનોજ પીએ, નસીબવંતનેજ આવું દુધ મળે છે ! ભાગ્યહીણને મળતું નથી હો ? તમે પીધું પીધું ! બેસી રહો.

દુધને બદલે પાણી પીઓ ! એટલે પૈસા પણ દેવા નહીં પડે. આ દુધના પૈસા પડે છે પૈસા ! ડબલ ! એકના ચાર ઘણા છે ! પાસે હોયતો પીઓને ! ફોકટની ફીસીઆરી !' મહીઆરીને જાણે ગુસ્સો ઉપજ્યો હોય તેમ છણકો કરીને કહ્યું.

'કંઈ નહીં મહીઆરી જવા દો. એટલી બધી રીસ શામાટે કરોછો ! એમની મરજી ! પરાણે પાવાથી કંઈ ફાયદો ! તું પણ બડી ચાલાક છે, મગજની તેજ છે, જવાબ દેતા વાર લગાડતી નથી. ચોપદારે જરા તેને શાંત પાડીને તેઓને કહ્યું કે, 'ભાઈઓ ! તમે નહીં પીઓ તો, તમારી મરજી ! હું તમને પીવા માટે દબાણ કરતો નથી અને કરીશ પણ નહીં, પણ બંદાતો ભગરી ભેંસના દુધ પીશે ! આમ કહી તેણે દુધ પીવા માંડ્યું. ઘણું દુધ પીધા પછી તેણે ફરીને તે બહુરૂપીઓને કહ્યું, કે 'અહાહા ! કેવું મીઠું મધ જેવું, અને અમૃત સમાન દુધ છે ! પીતાં તો કલેજું તર થઈ ગયું છે. મગજ મસ્ત બની ગયું છે અને આંખમાં નવું તેજ આવ્યું છે. ભાઈઓ શું એની મીઠાશની લહેજત કહું ! ખરેખર મધ જેવું દુધ છે હો. નગરમાં તો આપણે રોજ પીએ છેયે, તે દુધ, આ દુધ આગળ તો પાણી બરાબર છે, જરા પીઓ તો ખરા ! એની પરીક્ષા તો કરો ! તો

તમને એની ખરેખરી મીઠાશ જણાશે " ચોપદારે તેમને બહુ સમજાવ્યાં આડા અવળા ગપાટા સપાટા મારીને તેમને ચઢાવ્યાં અને આ બંનેને પાણીથી પાટલા બનાવી નાખ્યાં. એટલે પહેલા ઘસીટાસીંહનું મન પીંગળી ગયું, અને તેણે થોડુંક દુધ ચાખી જોયું, એટલે ચોપદારે તેને પુછયું કે, 'કેમ દોસ્ત ! દુધ ખારૂં કે મીઠું ! પાણી કે અમૃત ! ઝેર કે મધ !

'દોસ્ત ! ખરેખર ! આ દુધ નહીં પણ અમૃતજ છે. આની મીઠાશ કંઈ ઓરજ છે. એનું શું વર્ણન કરૂં ! મેંતો મારી આખી જીંદગીમાં આવું દુધ જોયું ન્હોતું. તેમ ચાખ્યું પણ નહોતું ! ભાઈ ચમનરાય ! ફ્યો તમે પણ, ઘસીટાસીંહે કહ્યું.

ઠીક છે તમે પીધું તો અમે પણ શામાટે નહીં પીએ ! જો નહીં પીએ તો તમને દુઃખ નહીં લાગે ! માટે તમને દુઃખ ન લાગે તેટલા માટે લાવો હું પણ પીઉંછું, એટલે તે મહીઆરીએ બીજો પ્યાલો ભરીને આ બંનેના હાથમાં આપ્યો. તે લઇને આ બંને જણા પી ગયા.

પોતાની તાંબડીમાંનું બધું દુધ આ સર્વને પાઇને, તેના પૈસા ચુકવી લઇને મો મળકાવતી, આંખના નખરા હાથણીની પેઠે ચાલવા માંડી. અને થોડેક છેટે ગયા પછી તે અલોપ થઇ ગઈ તે કોઇના જોવાંમાં આવી નહીં.

આ મહીઆરી અલોપ થઈ ગયા પછી આ ત્રણે જણા ચપલા અને બલદેવની શોધમાં નિકળ્યાં. ફરતાં ફરતાં તે ત્રણે જણાં જંગલમાં નીકળી ગયા. પણ ક્યાંય તેનો પતો લાગ્યો નહીં, તોપણ તેઓએ પોતાની શોધ ચાલુ રાખી.

જંગલની એક ઘીચ ઝાડીમાં નીકળી ગયા પછી ચોપદાર ઉભો રહી જઇને બોલ્યો કે, ' ભાઇઓ ! જરા સબુર કરો ! હવે આગળ જશો નહીં ! અહીંઆજ અટકો ! કોણ જાણે શું થયું ! મને ફેર કેમ આવેછે? ભાઈ મારી પાસે આવો, મારો હાથ પકડો ! અરે મને ઝાલો ! હું ચાલ્યો ! આ હું પડયો ! પડયો ને પડયો ? મર્યો ! હે મને પકડો ! મને કંઇ સુઝતું નથી ! મારી આંખે અંધારીઓ આવી ગઇ છે ! અરે પકડો ! હે પકડો ! શું જુઓછો !'

આ ચોપદારની આ ગભરામણ ને અકળામણ ને કાળી ચીસો પાડતાં જોઇ ઘસીટાસીંહ અને ચમનરાય ખુબ ચમકી ગયા ! ગભરાઈ ગયા ! અને તેમને પણ તેની પેઠે તેવી અસર થઇ હોય તેમ તેને લાગ્યું, આ ભાઇ ! એક પલકમાં આ શું થઈ ગયું ! આ શું ઘોટો વળી ગયો ! મને પણ ફેર આવે છે ! આંખે અંધારા આવે છે ! હે રાંડ મહીયારી નહીં, પણ કોઇ મહીયારો હતો. અમૃત નહીં પણ ઝેર હતું ! ફસાવી ગયો ! ભાઈબંધ પકડો! માથાનો મળ્યો ! બન્યા

ભાઈ! બન્યા પુરા બન્યા! અને ઉપરથી બીજી બનશે તે તો જુદી! અકલ મારી ગઇ! અકલ અંધારામાં વ્હેંચાઈ ગઈ! હવે શું કરશું! કંઈ ઉપાય! કંઈ નહી! ચમનરાય બોલી ઉઠયો મારી પણ તેવીજ હાલત થઇ છે, ભાઈ! બુરી થઇ! બાજી પલટી ગઇ! હવે ખાસડા પુરા પડશે! માથું મુકીને ખાવા પડશે! કંઈ બાકી રાખી છે! બનાવવા જતાં બની ગયા છૈયે. બલદેવને પકડવાથી કેટલી બધી હેરાંનગતી ભોગવવી પડે છે! ઘસીટાસીંહ ગભરાટમાં બોલી ઉઠયો કે, અરે હું મુવો! હગો! ભાઈ હગો!" ચોપદાર બુમ પાડી ઉઠયો અને બેભાન થઈ જમીન પર ઢળી પડયો. ઘસીટાસીંહ અને ચમનરાયની પણ સ્થીતી ઘણી ખરી તેવીજ થઈ ગઈ હતી. અને તેઓ એક બીજાનો હાથ પકડવાની તજવીજ કરતા હતા એટલામાં ચોપદારની પેઠે તેઓ બંને બેહોશ થઈ જમીન ઉપર લોટી પડયા.

પહેલી ચકોર ચંચળા અને બુદ્ધિનો ખેલ ખેલનારી ખુબીવંત મણિયારી તેઓની પાછળથી ઝાડીમાં સંતાઈને શાંતથી આ જોયા કરતી હતી.

આ ત્રણેને જમીન પર લોટતાં જોઇને તરત તે મણી-યારી બાજુની ઝાડીમાંથી સીંહણની પેઠે કુદકો મારીને ત્યાં આવી અને પોતાની કમરે લટકી રહેલા બટવામાંથી લખ

લખો કહાડી પહેલા ચોપદારને સુંઘાડી તેને સુદ્ધિમાં આણ્યો. સુધીમાં આવતાંજ તે બળદેવ રૂપી ચોપદાર ચપળાને કહેવા લાગ્યો કે.

'વાહ મહીયારી તમે તો જબરા નીકળ્યા ! અને ખુબ કરી ! બાજી રમવામાં કાંઈ બાકી રાખી નહીં, જાણે ખરી મહીયારીજ કેમ ન હો ! ' બલદેવસીંહ ! એ બધી આપનીજ ચાલાકી કે નહીં ?' દુધવાળી મહીયારી અને ખુલ્લે ખુલ્લું કહીએતો ચપળાએ હસીને કહ્યું કે, ' તમે ચોપદાર બની તેમને અહીં સુધી તેડી લાવ્યા નહોતતો, શું તેઓ કદી પણ આપણા પંજામાં સપડાત !'

આ પ્રમાણે વાતચીત કરતાં કરતાં તેમણે પોતાનું અસલ સ્વરૂપ ધારણ કરી લીધું અને તે બેહોંસ પડેલા ઘસીટાસીંહ અને ચમનરાયની ગાંસડીઓ બાંધી, એક ગાંસડી ચપળાએ અને બીજી બલદેવસીંહે ઉપાડી તેઓ નવલગઢ તરફ કુચ કરી ગયા.





# પ્રકરણ ૧૯ મું.

---

## ચંચલ ચંપાની ચાલાકી.

---

રાજા ચતુરસીંહના બહુરૂપીઓનાં પંજામાં બલદેવસીંહ સપડાઈ જવાથી નવલગઢમાં શોકમય છાયા જવાઇ ગઇ હતી. અને તેના સપડાવાથી તમામ લોકો શોકમય બની ગયા હતા.

બલદેવસીંહને ચતુરસીંહનાં બહુરૂપીના પંજામાંથી મુકત કરાવવાને જ્યારે ચપલા ચીત્રપુર તરફ રવાના થઈ ત્યારે ચંચલ ચંપાએ પોતાના મનમાં વીચાર કર્યો કે, 'અહીંઆં કોઇ નથી! જે પરાક્રમી અને સર્વેને નમસ્કાર કરાવનાર હતો તેતો સપડાઇ ગયો છે! અને બધાના માથા મુંકી

ચુંનો ચોપડાવનાર ચપલા પણ બલદેવસીંહની સોધમાં ગઇ છે હવે કોણ ? હું એકલી ! મારે માથે આવી પડી છે ! તે ઉપાડવે છુટકો છે ! જો હું મારી ફરજ બજાવતાં જરા ચુંકી તો ચપલા મારૂં માથું ભાંગી નાખ્યા વગર રહેનાર નથી. હું પણ આ વખતે એવો ખેલ રચું કે ચપલા પણ બે ઘડી વીચાર કર્યા વીના રહેનાર નથી. દુશ્મનના બહુરૂપીઓ તો ઘણા છે, અને તે ઘડીકમાં શું કરશે ! અને શું નહીં ! તેના વીચારમાં પડેલી ચંચલ ચંપા મનને કહેવા લાગી કે, ‘ હું એકલી હોવાથી, કંઈ આફતનું કાળું વાદળું માથે ચહડી આવી અમને દાબી ન નાંખે, અને બહુરૂપીઓની બુદ્ધિની ખુબીની ખુબીદાર યુકતીવાળી ચાલાકી ન ચાલે અને તેઓ કાળો કેર ન વર્તાવે, અને નીરભયથી રાતમાં આરામ લઇ શકાય એવી એક યુકતી કરવી; તે વીના છુટકો નથી. તે વીના સુખે બેસી જંપવા દેવાના નથી. તે તો ભુતની પેઠે અહીંથી તહીં દોડી રહેલા છે પણ તેઓને લાગ મળતો નથી. તેથી લાચાર બની ગયા છે અને એ પણ જાણશે કે નવલગઢ રાજાના મ્હેલમાં બહુરૂપી વેષ ધારણ કરનારા પુરૂષોની આંખમાં ધુળ છાંટનાર કોમળ બાળાઓ પણ છે ! ’

આવી પ્રકારનો ચંચલ ચંપાએ મનમાં દ્રઢ વીચાર કરીને પોતાના બટવામાંથી કેટલીએક વસ્તુ કાઢીને સાથે મેળવી અને તેની એક ભુકી બનાવી, અને જ્યારે રાજ્ય

મહેલમાં સર્વ સુખ દેવીને આધીન થઇ ગયા, કુંવરી પણ શાંતી દેવીને વશ થઈ આરામ લેતી પડી છે, ત્યારે તે મીશ્રીત કરેલી ભુકીને પાણીમાં નાખી. ખુબ કાલવીને એક રસ કરી નાખીને તેણીએ શયન ગૃહના દરવાજા આગળ બે વાર જેટલી જગ્યામાં છાંટી દઇ ને બોલી કે 'હવે જોઉંછું કે કયો ખેલાડી આ મ્હેલમાં દાખલ થઇને પોતાનું પરાક્રમ બતાવી જાય છે!'

આ પ્રમાણે તે નીશ્ચીંત થઇને કુંવરીના પલંગની નીચે જઇને સોડ તાણી સુઈ ગઈ. આ તેની યુક્તી કોઇના જાણવામાં આવી નહીં. અને તે નહીં જાણી શકે તેટલા માટે તેઓ કોઇ નહીં જોઇ શકે એવા ગુપ્તપણેથી આ ભુકીનો ઉપયોગ કર્યો હતો. આ ચમત્કારીક ભુકીમાં એવો એક અદભુત ગુણ હતો કે પાણી સાથે મેળવીને જે જગાએ છાંટવામાં આવી હોય ત્યાં તે પાણી સુકાઇ ગયા પછી પણ તે જગા ઉપર જો કોઈ માણસનો પગ પડેતો ફટાકડા સરખો મ્હોટો અવાજ થાય; એટલુંજ નહીં, પણ આખો મ્હેલ ગાજી ઉઠે, ધંડા પહોરનો પહેરો ભરતાં સીપાઇઓ કદાચ ઝોકાં ખાતા હોય તે પણ ભડકી ઉઠી ઝટ જાગૃત થઈ જાય; અને કોઈ પણ ચોર આવ્યા હોય તે પણ પકડાઇ જાય, એવા હેતુથી તે ચંચલ ચંપાએ પોતાની બુદ્ધિની ખુબીનો ખેલનો પહેલો ચમત્કાર કરી બતાવ્યો હતો.

આ પોતાનો ચમત્કાર અજમાવીને તેણે આખી રાત સુખ શાંતીથી કહાડી, અને કોઇ પણ પારકો યાને બહુરૂપી તે ઓરડામાં આવ્યો નહીં.

સહવાર થતાં તરત તેણીએ જ્યાં મીશ્રીત ભુકીનું પાણી છાંટયું હતું ત્યાંની તેટલી જમીન ધોઇને સાફ કરી નાખી.

હવે આજે તે યુકતી સાથે, બીજી કોઇ નવી યુકતી રચવી, કે જેથી દુશ્મન અમારી ઉપર ન ફાવતા અમારા સપાટામાં સપડાઇ જાય ? એવા વીચારથી તેણી તરત મ્હેલની નીચે ગઇ, અને કાલી ચીકણી માટી લાવી, ખુબ મસલી. અને તેમાં કંઇક દવા મેળવીને માણસની ખોપરી જેવી એક ખોપરી બનાવી, તડકામાં સુકવી, અને તેને રંગીને બરોબર કુંવરીનાં સરખું સ્વરૂપ બનાવ્યું. અને જે બીછાના ઉપર ચંદ્રકળા રોજ સુતી હતી, તેના ઓસીકા ઉપર તે ગોઠવીને ધડને બદલે થોડા કપડાં ગોઠવી દઇ તેનાપર એક સફેદ ચાદર ઓઢાડી દીધી. પણ તેનું મુખ ઢાંકયું નહીં, અને તે ઓરડામાં ખુબ તેજોમય પ્રકાશ કર્યો, કે જે પ્રકાશમાં તે સાક્ષાત ચંદ્રકળા કેમ સુતી ન હોય તેમ જણાયા વગર કદીપણ રહે નહીં. અને તેની સાથે તે પલંગની ચારે બાજુની

જમીન ઉપર પેલી ચમત્કારીક ભુકી પાણીમાં મેળવીને છાંટી દીધી.

ચંચલ ચંપાએ આ વખતે જે યુકતી વાપરી છે. તે ચંદ્રકળા પોતાના મનમાં સમજી જઈને, ત્યાં ન સુતાં પાસેના બીજા ઓરડામાં જઈને સુખેથી શાંતી દેવીને સેવવા લાગી. તે જોતાજ ચંપાએ તે ઓરડાના દરવાજા આગળની જમીન ઉપર પણ ભુકી મેળવેલું પાણી છાંટી દીધું, અને પછી પોતે પણ બાજુના ઓરડામાં જઈ લાંબી સોડ તાણી ઉંઘી ગઈ.

ચંદ્રકળા અને ચપલાને અધર ઉપાડી જવા માટે તલ્પી રહેલા ચતુરસીંહના બહુરૂપીઓ મ્હેલમાં પેસવાને બહુ ફાંફાં મારી રહ્યા હતા, પણ તેને કંઈ લાગ ન મળવાથી તેઓ પાછા હઠી ગયા હતા. પણ આજે ફરીને તેઓ પોતાની તપાસ કરવાને મહેલની આસપાસ ફરી વળ્યા છે, અને લાગ મળતા તેઓ કુંવરીના મ્હેલમાં દાખલ થયા. આ સમે મધ્યરાત્રી થવા આવી હતી. જે ઓરડામાં પલંગપર ઓપરી મુકી હતી ત્યાં તેઓ આવ્યા. અને આવતાની સાથે, અને તેઓનો પગ તે જગ્યા ઉપર પડતાજ તે ઓપરીમાંથી ફટાકા સરખો અવાજ થયો જે સાંભળતાને વાર ચંચલ ચંપા તરતજ ભડકી ઉઠી. અને દોડીને ઝડપથી તેણીએ બહારથી તે ઓરડાનો દરવાજો એકદમ

બંધ કરયો, અને પછી મદદને માટે પહેરેગીરોને બોલાવવાને બુમરાણ મચાવી મુકયું. જબરો શોર બકોર થતાં કુંવરી, અને કુંવરીની તમામ દાસીઓ વગેરે જાગૃત થઇને ત્યાં દોડી આવ્યા, અને એક દાસીએ દોડી જઇને રાજાને ખબર આપીકે, મ્હારાજ. હવણાં કુંવરીબાનાં શયનવાસમાં કોઇ હરામખોરો ભરાયા છે. માટે સત્વર આવો. આપના આવ્યા સીવાય અમારાથી નહિ પકડાય, જો ઢીલ થશે તો હરામખોરો છટકી જવાને વાર લગાડશે નહીં.

દાસીના આ સમયસુચક શબ્દો સાંભળતાજ એકદમ ગુસ્સામાં આવીને રાજા પોતે ખુલ્લી તલવારે વળતાં મ્હેલમાં આવ્યો, અને મ્હેલના દરવાજાપર પહેરો ભરતા સીપાઈઓમાંથી દસ જણને બોલાવી મંગાવ્યા.

સીપાઇઓ આવતાજ, તે ઓરડાનો દરવાજો ઉઘાડવામાં આવ્યો કે તરત સીપાઇઓ તે ઓરડાંમાં ધુસી ગયાં.

ઓરડામાં ધુસી ગયેલા સીપાઇઓને જોતાં ચતુરસીંહનાં બંને બહુરૂપીઓ નારાયણસીંહ અને વીરકાળ પોતાનો બચાવ કરવાને પોતાના ખંજર ખેંચી તૈયાર થઇ ગયાં.

સીપાઈઓ અને આ બહુરૂપીઓ સાથે તે ઓરડામાં ખુબ ઝપાઝપી ચાલી. ઓરડો રકતમય બની ગયો. તે બહુ-

રૂપીઓ પોતાના હથીયારનો ઉપયોગ કરવામાં કંઈ કાચા ન્હોતાં, તેઓએ બહુ ચાલાકીથી પોતાનો બચાવ કરીને ચાર પાંચ સીપાઈઓને લોહી લુહાણ કરી જમીન પર ફેંકી દીધા. પણ રાજા ખુલ્લી તરવારે માથા ઉપર ઉભો હતો. તે તેને કેમ ફાવવા દે તેવો હતો. તેણે એકદમ તે ખુને ચડેલાઓને પકડી લીધા, ને તેઓને મજબુત બેડીઓ પહેરાવી સખત પહેરા તળે રાતની રાત કેદખાનાંમાં કેદ કરવાનો હુકમ કર્યો. હુકમ થતાજ સીપાઇઓ તેઓને પકડી કેદખાનામાં લઈ ગયા, અને કેદખાનાના દારોગાને સોંપી પોતાને ઠેકાણે આવી પાછા ગોઠવાઈ ગયા.

ચતુરસીંહના આ બંને બહુરૂપીઓને કેવી રીતે ઓરડામાં કેદ કરવામાં આવ્યા તે માટે રાજાએ તપાસ કરવા માંડી રાજાની તપાસમાં ચંપાએ સઘળી હકીકત કહી સંભળાવી.

આ ચંચળ ચંપાની આવી યુક્તીદાર અને ચમત્કારીક ચાલાકી જોઈને રાજા તેના ઉપર ઘણો ખુશી ખુશી થઈ ગયો અને તેની આવી બહાદુરીને માટે પોતાની આંગળીએ પહેરેલી અમુલ્ય હિરાની એક વીંટી તેણીને ઈનામમાં આપી. પછી રાજા ચોતરફ નજર ફેરવવા લાગ્યો, પણ કયાંય તેને ચપલા જોવામાં ન આવવાથી રાજાએ પુછયું કે, ‘ ચપળા

ક્યાં છે? કેમ દ્રષ્ટીએ પડતી નથી? આટલો શોરબકોર મચી રહેવા છતાં તે હજી જાગૃત થઈ નથી?'

'નહીં મહારાજ! એ ત્રણ દીવસ થયાં તે જરા બીમાર છે. તેથી તે આવી શકી નથી.' ચંપાએ કહ્યું

'બેટા! દીકરી! હવે તું તારી જગાએ જઇ સુખેથી આરામ લે! ગભરાઈશ નહીં! સાવધ રહેવાને અમેપહેરેગીરોને સખત હુકમ કરીએ છેયે!' રાજાએ ત્યાં ઉભેલી કુંવરીને સ્નેહથી તેણીના મસ્તક ઉપર હાથ ફેરવતાં કહ્યું, અને ચંપા તરફ જોઈ ચંપાને કહ્યું કે, ચંપા! ડાહી ચંપા! ચંચળ ચંપા! હવે તું કુંવરીને હીંમત આપજે! જરાક પણ તેને ડગવા દેતી નહીં! તારી કદર અમો બુઝીશું. પછી સીપાઇઓને સાવચેત રહેવાની તાકીદ આપી રાજા પોતાના શયનગૃહમાં ગયો, અને કુંવરી પણ પાછી પોતાની શય્યા ઉપર બાકીની રહેલી રાત્રી આરામ લેવાને પડી. સહવાર પડાતાજ પોતાના નીત્ય કર્મો આદીક કાર્યોથી પરવારીને રાજા દરબારમાં આવ્યો! અને પોતાના સીંહાસન ઉપર બેસીને રાતે પકડેલા ચતુરસીંહના બંને બહુરૂપીઓને કેદખાનામાંથી લાવી પોતાની પાસે હાજર કરવાને ચોપદારને હુકમ કર્યો.

રાજાના હુકમને સીર સમાન ગણીને ચોપદાર તરત જેલમાં ગયો અને જેલના દારોગાને રાજાનો હુકમ કહી

સંભળાવ્યો. જેલના દારોગાએ જેલના સીપાઇઓ સાથે તે બંને બંધીવાનોને રાજાની સમીપ ઉભા કરવાને મોકલી આપ્યા. સીપાઇઓએ તે બંનેને પકડી રાજાની સમીપ લાવી ઉભા કર્યા. તેને જોતાંજ રાજાના ક્રોધનો પાર રહયો નહીં, અને ક્રોધીત મુદ્રાથી તેઓને પુછયું કે, 'હરામખોરો! તમારૂં શું નામ છે? તમે કોણ છો? તમે અંધારી રાતે અમારા મહેલમાં કેમ દાખલ થયા હતા?' તે સત્વર જણાવો નહીંતો જોયો છે. આ રાજ દંડ!'

'અમે બે હાથ, બે પગ અને આપના સરખું નાક, મુખ ધરાવનારા માણસ છિયે સમજ્યા કે! હજી સમજાવીએ! મારૂં નામ વીક્રાલસીંહ છે!' વીરકાલે તોછડાઇથી જવાબ આપ્યો. આથી રાજાનો પીતો ઉછળી આવ્યો. અને તેણે ફરીને પુછયું કે, 'અહો દુષ્ટો! વગર માથાના ખવીશો! રાજકુંવરીના મહેલમાં તમો શા માટે દાખલ થયા હતા?"

"અમારી ઇચ્છા! અમારો હેતુ, અમારી મુરાદ પાર પાડવા માટે નારાયણસીંહે બેદરકારીથી કહ્યું.

"અરયા હરામખોરો! અમારા સવાલનો ખરો જવાબ આપો! આડુંઅવળું ફાટયું ફાટયું શું કરવા બોલોછો! હાથે કરીને કાળના મુખમાં શા માટે માથું મૂકવાને તૈયાર થયા છો?' રાજા તપી ગયો. 'અમારી ઇચ્છા, અમારી મરજી! અમારી ઉમેદ!' વીરકાળે અહંકારથી કહ્યું.

'અહહ એમ છે! તો પછી તમારી ઇચ્છાનુસાર યોગ્ય રૂપ ફળ મળશે!' રાજાએ હોઠ પીસીને કહ્યું, અને સીપાઇઓને હુકમ કર્યો કે, 'આ હરામખોરોને સખત પહેરા તળે અંધારી ગુફામાં ફેંકી દો.' રાજાનો હુકમ થતાંજ સીપાઇઓ તેમને ધકકા મારી જેલમાં લઈ ગયા. અને દારોગાને રાજાનો હુકમ કહી સંભળાવ્યો. દારોગાએ તરત કેદખાનાની અંદર એક અંધારી ગુફામાં આ બંનેને લઇ જઇ ફેંકી દીધા.

હજી રાજાના મનમાંથી તે બંનેનાં અહંકારી વચનો વીસરાયા ન્હોતા. 'દીવાનજી' રાજાએ ધવલરાય તરફ નજર કરીને ગંભીર અવાજે તેને કહ્યું કે, 'આપણા દુશ્મનોના બહુરૂપીઓ હવે પછી આપણી ઉપર કેવો અને કેટલો બધો કાળો કેર વરતાવશે તેની તેમજ આપણા છટકામાં સપડાયલા બહુરૂપીઓને કંઇ ચાલાકી વાપરીને છોડવી ન જાય તેટલા માટે હવે એ બાબતમાં આપણે શું બંદોબસ્ત કરવો?'

મહારાજ એટલો બધો ડર રાખવાની કંઈ પણ જરૂર નથી. તેના બહુરૂપીઓના કાન કાપી નાખે તેવી ચપળા અને ચપા ક્યાં કમ છે! ચંપાએ ગઈ રાત્રે આપની ખાતરી કરી આપી છે છતાં આપણે ગમે તેટલો બંદોબસ્ત કરીશું તોપણ બહુરૂપીઓની ચાલાકી તે સર્વની અકલને નિર્માલ્ય

બનાવી નાખે છે. આપણુંને જેની ખરી કીંમતહતી, તે ખરી કીંમતવાળા બલદેવીસીંહનો હજી પતો લાગતો નથી !' તે જો તેના સપાટામાં સપડાઇ ગયા ન્હોત તો બલદેવ ચપળા અને ચંપા ચતુરસિંહ અને ચતુરસીંહના બધા બહુરૂપીઓને એક બાજુએ મુકી દે તેવા છે.' ધવલરાયે કહ્યું.

'હા, તમારી તે વાત ખરી છે. કોણુ જાણે કેવી રીતે બલદેવસીંહ દુશ્મનોના પંજામાં સપડાઈ ગયા હશે. માટે થોડાક દિવસ તેની વધુ રાહ જોઇએ ! એટલામાં જો તે છુટીને આવ્યા તો ઠીક છે. પરંતુ દીવાનજી ! હવે તમે તમામ લશ્કરનો પકો બંદોબસ્ત કરી રાખજો. કેમકે રાજા ચતુરસીંહ હવે આપણા ઉપર ચઢાઈ લાવે, એ અસંભવીત નથી ! એની આંખ ફાટી ગઇ છે ! માટે તે કંઇ પણ નવું જુનું કરવાને ઉન્મદ બનશેજ !' રાજાએ ગંભીર અવાજે કહ્યું.

'મેં સર્વ પ્રકારનો પુરતો બંદોબસ્ત કરી રાખ્યો છે !' દીવાને જણાવ્યું. 'પરંતુ એક વાત આપને પુછવાની છે, જે માટે એકાંતમાં મળીને સલાહ કરીશું !' બીજું અગત્યનું કામકાજ બજાવી દરબાર બરખાસ્ત થતાં રાજા દીવાન સહિત મ્હેલમાં સીધાર્યા અને એકાંતમાં બેસીને રાજાએ દીવાનને પુછયું કે તમારે શું પુછવાનું છે તે હવે પુછો.' રાજાના પુછવાથી દીવાને જણાવ્યું કે, શ્રીરાજ ! આપના સેવકે પણ

આપને અગાઉ કહ્યું હતું, અને તેમજ બલદેવસીંહ અને વીરસીંહે તેમજ રાજા ચંદ્રસેખરે મને ખાસ ભાર મુકીને જણાવ્યું હતું કે, આપણી સેનામાંના તમામ મુસલમાન સીપાઇઓ કરૂરસીંહના મળતીઆ છે માટે જેમ બને તેમ તેમને લશ્કરમાંથી ઓછા કરવા જોઇએ. તપાસ કરતાં મને પણ એ બીના સત્ય લાગે છે. માટે એ બાબતમાં આપ ફરમાવો તે મુજબ અમલ કરવામાં આવે!'

ખરૂં છે! રાજાએ ગંભીર અવાજે કહ્યું કે, મુસલમાનોની એ દીલી અમારા જોવામાં પણ આવેલ હોવાથી એ બાબત માટે અમેજ તમને કહેતા હતા. હવેથી ધીમે ધીમે મુસલમાનોને નોકરીપરથી દુર કરજો.' બીજી કેટલીએક મસલત કીધા પછી રાજાની આજ્ઞા લઈ દીવાન પોતાને મહેલે વીદાય થયો.





# પ્રકરણ ૨૧ મું.

## હવે બરાબર સળગી.

ચંદ્રકળાને વશ કરવા માટે, કરૂરસીંહે તાજીમ અને હૈદરને વશ કર્યા હતા. પોતાની ઇચ્છાનુસાર કાર્ય થાય તો તાજીમ અને હૈદરે કરૂરસીંહને મદદ કરવાને હા પાડી હતી.

કરૂરસીંહે તેમની ઇચ્છાનુસાર વર્તવાને તાજીમ અને હૈદરને દસ્તાવેજ કરી આપ્યું હતું અને તેઓના દુરાગ્રહથી પોતાના બાપને ઝેર આપી મારી નાખ્યો હતો.

પણ તેની દુષ્ટ ઇચ્છા પૂર્ણ ન થવાથી, અને તેનો સર્વે પાપી હેતુ ખુલ્લો થઇ જવાથી, રાજાએ કરૂરસીંહના

પાપી હેતુ માટે કરૂરસીંહ અને તેને મદદ કરનાર તાજીમને બાંધી મારની સજા કરવાથી આ બંને જણા તેનું વેર વાળવા માટે ચીત્રપુરના રાજા ચતુરસીંહની પાસે જઈને, નવલગઢ ઉપર ચઢાઈ લઇ ચંદ્રકળાને વશ કરવા માટે બહુ ઉશ્કેર્યો હતો. છતાં ચતુરસીંહે તેની ઉપર ઝાઝું લક્ષ આપ્યું નહોતું. પણ પોતાના બહુરૂપીઓની મારફતે તેને પકડી કેદ કરવાનું કામ પોતાના બહુરૂપીઓને સોંપ્યું હતું.

તે કામ કરવાને તેના બહુરૂપીઓએ આમથી તેમ દોડાદોડ કરી મુકી હતી. એટલામાં તેના સપાટામાં બલદેવસીંહ સપડાઈ જવાથી તેઓ અને રાજા ચતુરસીંહ પોતાને ભાગ્યશાળી સમજતા હતાં પણ ચતુરસીંહના બહુરૂપીઓ ચંદ્રકળા અને એની સખી ચપલાને પકડવાને માટે નવલગઢમાં દાખલ થઈ ચુકયા હતાં તે વાંચક ! તું આગલા પ્રકરણોમાં વાંચી ગયો છે.

બલદેવસીંહ જેવો ચતુર ચાલાક અને યુક્તીદાર બહુરૂપી જેવો બીજો બહુરૂપી નવલગઢ અને અચલગઢમાં ન હોવાથી બંને રાજ્યનાં રાજા બહુ દીલગીર થયાં હતા. પણ જેણીએ પોતાના અંતરમાં પોતાના પ્રાણેશ્વર તરીકે થાપેલ છે, તે ચપલાએ તેને છોડવી લાવવાની હીંમત કરી ચંદ્રકળાની રજા લઈ ચીત્રપુરમાં દાખલ થઈ રાજાને ઘાયલ કરીને

બલદેવસીંહને છોડાવી ગઇ, અને ઉપરથી રાજા ચતુરસીંહનાં બે બહુરૂપીઓને સાથે કેદ કરી લેતી ગઇ તે પણ વાંચક તું આગલા પ્રકરણમાં વાંચી ગયો છે.

આવી રીતે પ્રથમથી થોડી આગ સળગાવનાર કરૂરસીંહ અને તાજીમ હતો. અને પાછળથી તે આગને વધારે સળગાવનાર ચપલા અને બલદેવસીંહ હતા.

આ આગની ઝાળમાં ચતુરસીંહ ઘેરાઇ જવાથી ચતુરસીંહના ચીતનું ઠેકાણું ન રહેવાથી તે તદન ભ્રમીત બની ગયો હતો, અને તે ભ્રમણામાં ભુલો પડીને રાજા ચતુરસીંહે ચોપદાર સાથે ઘસીટાસીંહ અને ચમનરાય ને બલદેવને પકડાવવા માટે રવાના કરીને પોતાના દરબારને બરખાસ્ત કરીને તરત મ્હેલમાં ચાલી ગયો. પરંતુ તરસીક ઉરવસી સમાન રંભાના સ્વરૂપે, તેણીના અને તે કોકીલા સમ કંઠે રાજા ચતુરસીંહનું એટલું બધું મન હરણ કરી લીધું હતું કે, તેના જો નખરાવાળી નખરાદાર નાજની જેવી એકાએક ગુમ થઇ જવાથી તેના અંતઃકરણમાં જાગેલી વીયોગની જવાળા, અને બલદેવસીંહ ભાગી ગયો, તેનું વેર લેવાની તીવ્ર લાગણી, શાંત કરવા માટે, તેણે ઘણાં ફાંફાં માર્યા પરંતુ રંભાની મનોહર રમણીક મનરંજન કરનારી પ્રતિમા તેના મનમાંથી જરા પણ દુર ખસી નહીં. આ

વીયોગના મહા દુઃખથી દઝાયેલા રાજાએ તે દાહાડે તેણે પોતાની પ્રીયાંગના સાથે જરા પણ હાસ્યવીનોદથી મોજ-મજા ઉરાડી નહીં.

રાજાને આવી રીતે ઉંદાસીમાં જોઇને રાણીએ રાજાને પુછયું કે, 'પ્રાણનાથ ! આપનું મુખારવીંદ આજ આમ આટલું બધું મલીન કેમ લાગે છે તે જરા કૃપા કરીને દાસીને વીદીત કરશો ?'

'સહજ ! રાતના ઉજાગરાને લીધે પ્રીયાંગના તમને એમ લાગતું હશે ?'

'વારૂ નાથ ! પહેલી ગાયન કળાની સાક્ષાત દેવીને મ્હેલમાં બોલાવીને અમને તેનું સંગીત શાસ્ત્ર સંભળાવવાનું આપે વચન આપ્યું હતું તે આપના વચનને કયારે પરી-પૂર્ણ કરશો ?' રાણીએ સ્નેહભાવથી કહ્યું.

'હાય ! અફસોસ ! હજારવાર અફસોસ ! હવે અમે તમને શું કહીએ. તેતો અમો સઘળાઓને મૂર્ખ બનાવી આંખો આંજીને પલકના પલકારામાં પવનની પેઠે કયાં ઉડી ગઈ !' રાજાએ નીરાશાથી કહ્યું.

"પ્રાણપતિ ! આપ શું કહો છો, તે અમે બરાબર સમજી શકતા નથી."

રાણીએ અજાયબ થઇને પુછયું.

'રાણી! આ વખતે અમારૂં ચીત્ત–મન ઠેકાણે નથી. તેથી કંઈ વધુ અમે કહી શકનાર નથી!' રાજાએ ઉદાસ ચ્હેરાથી જણાવ્યું. અને રાણીને તે માટે કંઇક વધુ પુછ્વાનો વખત મળે તે પહેલાં ત્યાંથી ઉઠી જઇ પોતાના એકાંત વીચાર ભુવનમાં ગયો. અને ત્યાં તૈયાર રાખવામાં આવેલા સીંહાસન ઉપર બેઠો. અહીંઆ કોઈ નથી. કોઇનો અવાજ આવતો નથી. કોઇના પગનો જરાક ધબકારો પણ કાને પડતો નથી. અને સર્વ શાંતી પથરાઇ જવાથી તેને ફરીને રંભા યાદ આવી, તે યાદ આવતાની સાથે તે માટે તે પોતાના મનમાં વીચાર કરવા લાગ્યો કે, 'તે કોણ હશે? તે કયાંથી આવી હશે? તે હવે કયાં ગઈ હશે? તે કયા વતનની રહીશ હશે? તે સંબંધી અનેક વીચારો તેના ભ્રમીત બનેલા મનમાંથી એક પછી એક પસાર થતાં ચાલ્યા. આને માટે પોતાના મનરૂપી તરંગોને દોડાવતાં દોડાવતાં અંતે તેને આટલીતો ખાતરી થઇ કે તે કોઇ સ્ત્રીજ હતી; પરંતુ તે બલદેવસીંહને શા માટે છોડાવી પસાર કરી ગઈ હશે? એ શંકા તેના યાકુળ વ્યાકુળ બનેલા મનમાં ઉત્પન્ન થતાંજ તે મનમાં બડબડી ઉઠયો કે, 'અરેરે!! રંભા રંભા! અંતરીક્ષમાં રહેનારી રંભા! ગાંધર્વને શરમાવનારી રંભા! અમરાપુરીઓની અપ્સરાઓને લજીત કરનારી રંભા! મધુરાક્ષી! તારા કહેવા પ્રમાણે શું તુ તે બલદેવસીંહ ઉપર

ખરેખાત મોહીજ પડી હતી ! તેનેજ તું ચ્હાતી હતી ! તેનેજ તું જોતી હતી ! અને તેને છોડાવવા માટે તેં આવો વેશ ભજવવાને મારી દરબારમાં આવી હતી ! જો તારી એવીજ ઇચ્છા હતી તો આ રમણી અમારા હૃદયમાં કારી ઝખમ કરવો ન્હોતો ! અને કરવો હતો તો પછી તું શા માટે ચાલી ગઇ ! મોહીની ! શું તને અમારી દયા આવી નહીં ! શું તું અમારી આવી દુઃખદ અવસ્થા કરવા માટેજ આવી હતી ? હાય ! હવે અમે શું કરીએ ! કયાં જઇએ ! તને કયાં શોધીએ ! આ ઝખમને શી રીતે રૂઝાવીએ !

આવી રીતે રંભાના વીયોગથી ઝુરતા રાજાએ તેજ ઓરડામાં આખી રાત આવીજ દશામાં વીતાવી. પ્રભાત થતાંજ પોતાના નીત્ય કર્મોથી પરવારી રાજા અસ્વસ્થ ચીતે દરબારમાં જઇ બલદેવને પકડવા ગયેલા ધર્સોટાસીંહ અને ચમનરાય બહુરૂપીઓ આવ્યા છે કે નહિં, તેની રાજાએ પ્રથમ પુછપરછ કરી તો જણાયું કે, ' તેઓ હજી સુધી આવ્યા નથી. આ સાંભળતાને વાર આને માટે વળી રાજાને વધુ ચીંતા થવા લાગી. તેનું ચિત્ત રંભા, અને બલદેવસીંહને પકડવા ગયેલા બહુરૂપીઓમાંજ હતું તેથી તે દરબારના કામકાજમાં તેનું ચીત ચોંટતું ન્હોતું. પ્રજાની ફરીયાદો સાંભળતા પણ તેની સમક્ષ રંભાનું સ્વરૂપ ખડુંજ હતું.

એટલામાં ગુરૂનાથ. તાજીમ અને શાંતીનાથ જોશીજી અને કુરને દરબારના એકાદ ખુણામાં બેઠેલા જોયા. તેમના પર રાજાની નજર પડતાં તે લોકોએ ઉઠીને તરત રાજાને પોતાના બે હાથો જોડીને નમન કર્યાં. તેમની મુખકાન્તી પણ તેજ વગરની જોઈ રાજાની ઉદાસીનો પાર રહયો નહીં; પણ તે વખતે તે ઉદાસીને જાહેર ન કરતાં દાબી રાખીને તેઓને કંઇ પુછપરછ કરી નહીં; પણ દરબાર બરખાસ્ત કરી તેમને મ્હેલે બોલાવ્યા.

મહેલમાં એકાંત વીચાર ભુવનમાં બીરાજતાં રાજાએ અતિ આતુરતાથી પોતાના બહુ રૂપીઓને પુછયું કે, 'કેમ! તમો સઘળાઓ નવલગઢમાં જઇ શું કરી આવ્યા ?'

'શીરતાજ ! કામ તો એ બજાવ્યું કે, ભૈરવનાથને તો બલદેવે કેદ કીધો અને વીરકાલ અને નારાયણસીંહને ચંદ્રકળાના રાજમહેલમાં અમે ગયા હતા ત્યાં ગંપા નામની તેની એક દાસીએ ચાલાકીથી તેમને પકડી લઇ કેદ કરાવ્યાછે. ફક્ત શેવક તેની ચાલાકીથી છટકી આવવાને ભાગ્યશાળી બન્યો છું !' રાજા જયસીંહના માણસોમાંથી અમે બલદેવને પકડયો હતો, જેને તો આપની હજુરમાં મોકલી આપ્યો છે !' ગુરૂનાથે મંદ સાદેથી જવાબ આપ્યો.

' અરે ! અમો તમોને આ સમે કહેવાને કેવળ અ-સમર્થ છૈયે. છતાં, છાતીએ હાથ રાખી કહેવા વીના છુટકો થતો નથી કે, ' બલદેવને પણ એક સ્ત્રી આપણા દરબારમાં આવીને છોડાવી ગઇ છે !' એ લુચ્ચીએ ખરેખર બહુ લુચ્ચાઇ કરવામાં કાંઈ બાકી રાખી નથી. અને તે માટે તેને સખ્ત શીક્ષા કરવી જોઇએ ! રાજાએ ક્રોધથી જણાવ્યું

' હેં ! ખરેખાત ! શું બલદેવ પણ આપણા પંજા-માંથી છટકી જવા પામ્યો છે ! કરૂર બોલી ઉઠયો.

' મણી મુકટ ! તો પછી તે સ્ત્રી નહીં, પણ કોઇ બહુરૂપીજ હશે !' તાજીમે કહ્યું.

' તમે શું જાણો ! તમને વીચાર કરવાની શકતીજ કયાં છે ? મીયા ફોકટનાં બીલાડાની પેઠે મીઆંઉ મીઆંઉ કર્યા કરો છો ! તે પુરૂષ નહીં, પણ ખરેખર બહુ રૂપી સ્ત્રીજ હતી. ! જોયું કે, ' પુરૂષ કરતાં બહુરૂપીઓનો ખેલ કરતાં સ્ત્રી કેટલી આગળ વધી ગઇ ! પરંતુ તે કોણ હતી, અને કયાંથી આવી હતી, તે કાંઇ કળી શકાયું નહીં !' રાજાએ ભાર દઈને કહ્યું.

' શીરતાજ ! ઘસીટાસીંહ અને ચમનરાય એ બંને જણા જાગતાજોત વાઘ સરખાં દરબારમાં બેઠા હતાં, તે

છતાં તે આ બલદેવને કેવી રીતે છોડવી ગઇ ?' ગુરૂનાથે પુછ્યું.

'અરે સઘળાઓની અક્કલ તેના સ્વરૂપ અને ગાયન આગળ ગુમ થઇ ગઈ હતી. તેણીના હાવભાવે સઘળાઓને અંધા બનાવી દીધા હતા !' રાજાએ ગુસ્સામાં જણાવ્યું કે, 'તેણીની ચાલાકી એ ચાલાક બહુરૂપીઓ પકડી શક્યાં નહીં !'

'ઘસીટાસીંહ અને ચમનરાય આજે દરબારમાં ન્હોતા, તે જોઇને, તેઓને રાજાએ શું બલદેવને પકડવા માટે મોકલ્યા છે ?' જોશીએ કહ્યું,

'હા ! પરંતુ રંભાતો બલદેવને પલાયન કરી જવા માટે તેમને પણ ઘસડતી ગઇ છે, એમ જણાય છે, કેમકે તેઓ સાથે પણ હજી સુધી પાછા ફર્યા નથી ! કરૂરસીંહને મદદ કરવામાં અમને એ ફાયદો થયો ! રાજાએ ઉદાસીથી કહ્યું.

'તેમને ક્યાં મોકલ્યા છે' ગુરૂનાથે પુછ્યું.

એટલામાં એક ચોપદારે આવીને ખબર આપી કે, બલદેવ અને રંભાને પાસેના જંગલમાં તેણે દીઠા હતા, એટલે તે ચોપદાર સાથે તેમને રવાના કર્યા છે !' રાજાએ જણાવ્યું,

'ત્યારે ખચિત્ત ! તેઓ પણ તેના સપાટામાં સપડાયા હશેજ ! ચોપદાર વેષમાં આવનાર પણ કાંઈ બહુરૂપીજ હશે !' ગુરૂનાથે કહ્યું.

આહાહા ! રંભા કોણ હશે વારૂં ! તેને માટે કંઇ તર્ક શકતી પણ કામ કરી શકતી નથી. શું કહીએ ! આહા હા ! સંગીત કળામાં તેણીની પ્રવીણતાએ અમો સઘળાઓના મન હરી લીધા હતા; અને તેમ કરી સઘળાઓની આંખોમાં ધુળ છાંટી તે બલદેવને છોડાવી ગઇ ! ગઇ તે ગઈ ! ઉપરથી ભુરકી પણ નાખતી ગઈ ! તે ભુરકીથી હું તેના સીવાય બીજી કાંઇ વસ્તુને આ સમે પ્રીય સમજતોજ નથી. અહાહા ! શું તેણીનું મનોહર સ્વરૂપ ! તેણીની પ્રેમમય પ્રતિમા હજી અમારી નજર આગળથી જરા પણ દુર ખસતીજ નથી ! કેવી તે મોહક ! કેવી તે વશીકરણની સાક્ષાત મૂર્તિ ! આહાહા ! એ રસીલી રંભા કોણ હશે તેની તમે ભાળ કાઢો !' રાજાએ કહયું.

'જહાંપનાહ ! પણ નવલગઢના રાજા જયસિંહની કુંવરી ચંદ્રકળાની માનીતી અને ખાસ હજુરમાં રહેનારી અને દરેક કાર્યમાં આગળ પડી, હીંમતથી કામ કરનારી ચપળા હશે ! તેણીના શીવાય બીજા કોઇની આટલી બધી હીંમત ચાલેજ નહી !' તાજીમે ભાર દઇને કહ્યું " હા !

હા! મહારાજ! તાજીમ જે કહે છે તે ખરેખરૂં છે માટે હું પણ તેના મતને મળતો થઇને કહું છું કે, એ ચપળાજ હોવી જોઇએ, કેમકે તેણીને ચંદ્રકળાના રાજ મ્હેલમાં એને અનેકવાર ગાયન ગાતા સાંભળેલી છે, અને તેણીનો કંઠ ઘણોજ મધુરો છે! તેની આગળ કોયલ પણ પાણી ભરે છે પાણી!' કરૂરે કહ્યું.

“ત્યારે શું એ ચપળા રાજા જયસીંહની કુંવરી ચંદ્રકળાથી પણ વધુ રૂપવંતી છે.?' રાજાએ પુછયું.

‘ છટ! છટ! મ્હારાજ! ચંદ્રકળાની સૌંદર્યતા અને લાવણ્યતા આગળ તો દુનિયાની તમામ રમણીઓ પાણી ભરે છે પાણી! તેને જોતાંજ કંઇક જમીન ભેગા થઇ ગયા છે! કરૂરે કહ્યું.

‘ પરંતુ ખુદાવીંદ! ચંદ્રકળાથી ઉતરતી ખુબસુરત નાજની જો દુનીઆમાં શોધવા નીકળીએ તો તે ચપળાજ છે, અને તે બલદેવને છોડવી ગઇ તેનું કારણ પણ એજ કે તેમની વચ્ચે સજડ પ્રેમની ગાંઠ બંધાએલી છે. અને તે પ્રેમને વધારે પ્રકટાવવાને માટેજ ચપળા આટલું બધું સાહસ કરવામાં શકતીવાન નિવડી છે, જે સેવકે ખુદ તેમની એકાંત વાતચીતપરથી જાણી લીધું છે!' તાજીમે કહ્યું.

' ખરેખર ! તે પ્રેમ તેણીએ અમારી મીજલસમાં પણ કબુલ કર્યો હતો ! ' રાજા બોલી ઉઠયો.

' ધીરાજ ! એ ચપળા પણ બહુરૂપીનો ખેલ ખેલવવાને ઘણી પાકટ અને પહેલા નંબરની લેખાય છે, અને ગમે તેવા ચાલાક બહુરૂપીઓને પણ તે સહજમાં ફસાવી નાખે છે. !' કરૂરે ભાર દઇને કહ્યું.

' ગમે તેમ હો: પરંતુ જ્યાં સુધી ચંદ્રકળા અને તેની સખી ચપળા અમને પ્રાપ્ત નહીં થાય ત્યાં સુધી અમારૂં ચિત્ત સ્થિર થનાર નથી. ગમે તે ઉપાયે અમે મેળવીશું !' રાજા દ્રઢ અવાજે બોલ્યો.

અહો ! એમાં શું મ્હોટી વાત છે ! આપ મનમાં લો તો એક ઘડીના છઠ્ઠા ભાગમાં આપ આપની ઇચ્છાનુંસાર કાર્ય કરી શકશો તેમાં કાંઇ પણ મુશ્કેલી નડનાર નથી. રાજા જયસીંહ સરખા એક નીર્બળ રાજાના હાથમાંથી એ બંને રૂપવંતીઓને પ્રાપ્ત કરવામાં શી વાર છે !' કરૂરે કહ્યું કે, ' ધીરાજ ! આપ નવલગઢ ઉપર સૈન્ય લઈ ચઢાઇ કરો એટલે રાજા જયસીંહ આપને જખ મારીને, મોઢામાં તણખલું લઇને શરણે આવવુંજ પડશે, અને આપ શીર છત્રની દરેક કબુલાતો કબુલ મંજુર રાખવાની તેને ફરજ

પડશે! અગર એ સેવા બજાવવાને મ્હારાજ સેના સહીત તાબેદાર નોકરને રવાના કરશે, તો તે બંદો ટુંક મુદતમાં બજાવશે.!'

' કરૂરસીંહ! તમારી સલાહ પ્રમાણે રાજા જયસીંહની ઉપર એકદમ ચઢાઈ કરવાની કશી જરૂર નથી! એવું સાહસ કરવામાં લાભ નથી! જ્યાંસુધી કળે કામ નીકળતું હોય ત્યાંસુધી બળ વાપરવાની આપણને શી જરૂર છે!"

જોશીએ પોતાનો વીચાર જણાવ્યો અને હાથ જોડીને રાજાને કહ્યું કે, ' મ્હારાજ! આપ પ્રથમ રાજા જયસીંહ ઉપર એ વિષય સંબંધીનો એક પત્ર લખો, અને તેનો શો જવાબ રાજા જયસીંહ વાળે છે તે જુઓ પછી ઘટતાં પગલાં લઇશું!'

એ સલાહ રાજાને ગળે પણ ઉતરી અને તેણે કહ્યુ કે, ' બસ! એજ સર્વથી સારો માર્ગ છે! રાજા જયસીંહ ઉપર આજેજ એક પત્ર રવાના કરીએ છીએ.

' શીરતાજ! તમારા આવા નિમાર્લય પત્રને તે વાંચ્યા વગરજ ફેંકી દેશે! એવો તે રાજા જયસીંહ અહંકારી છે! તેના અહંકારથી તેની આખી ફોજ તેનાથી બદલાઇ ગઇ છે! તે માટે મને પૂર્ણ ખાત્રી છે, અને તેથી

હું આપને તે માટે કહેવાને સમર્થ થયો છું કે, તે આપના પત્રનો ખચિત અનાદરજ કરશે. એ મદાંધી રાજા નક્કી આપનું અપમાન કર્યા વગર હરગીજ રહેનાર નથી! તેની સાથે ભલાઇથી કામ કરવા જતાં તે બુરાઇ કર્યા વગર રહેનાર નથી, જો તમે તેની ઉપર ચઢાઈ નહીં લઇ જાઓ તો, આગળ જતાં તમને પસ્તાવો કરવો પડશે! એવા હંકારીઓને એકદમ કંઈપણ ચેતાવ્યા વગર ટાળી દેવામાં આપને લાભ છે. પછી તો જેવી આપની ઇચ્છા! સત્તા આગળ શાણુપત કામની નથી!' ક્રૂરે આવી રીતે રાજાને ઉશ્કેરવાની તજવીજ કરી.

'એ ક્રૂર! શુ તારો અંહકારી રાજા અમારા પત્રનો અનાદર કરીને, અમારૂં અપમાન કરશે? સુખેથી નવલગઢની રાજ્યગાદીનો વૈભવ અને તેની સર્વોપરી સત્તા ભોગવી શકશે? સીંહની ત્રાડ સાંભળતાજ બકરો બેં બેં કરતો ભાગી જશે? એક શીયાળવું શું એક સીંહની બરોબરી કરવાને સમર્થ થશે? એક ચાંચડને ચોળતાં જેટલી વાર લાગતી નથી, તેમ તેને ચોળતાં વાર લાગવાની નથી.' દીપક પર ઉડતું પતંગીયું કેટલી વાર જીવી શકેછે! તો ચીત્રપુરનો રાજા ચતુરસીંહ નવલગઢના રાજા જયસીંહને એક પતંગોઆ સરખો સમજે છે, જોત જોતામાં અને બોલબોલતામાં, નવલગઢની ગાદીને પાયમાલ કરી નાખીશું.'

રાજા જુસ્સામાં બોલી ઉઠયો. ક્રૂર ચુપજ થઇ ગયો. અને રાજાનો હુકમ થતાજ દીવાન તરત ત્યાં હાજર થયો, એટલે રાજાએ જયસીંહની ઉપર પત્ર લખવાની આજ્ઞા કરી, તે પ્રમાણે દીવાને તરતજ પત્ર લખી રાજ્યનો સીક્કો કરી, કોની સાથે તે રવાના કરવો તે પુછતાં રાજાએ ગુરૂનાથને તે પત્ર લઇને જવાની આજ્ઞા કરી, એટલે ગુરૂનાથ નવલ-ગઢ રવાના થયો.

પોતાના બહુરૂપી ગુરૂનાથને નવલગઢ રવાના કર્યા પછી, રાજા ચતુરસીંહ પોતાની દરબારને બરખાસ્ત કરીને પોતાના વિચાર ભુવનમાં ચાલી ગયો.

વિચાર ભુવનમાં ગયા પછી તેનું ચીત્ત ચોતરફ ફરવા લાગ્યું, તેથી તે સ્થીર થઈને પોતાની જગ્યા ઉપર બેસી શકયો નહીં.

તેના ચીત્તને ચોતરફ ફેરવનાર તે રસીક રંભાની પ્રતિમા હતી, અને તે પ્રતિમાં જાણે રાજા ચતુરસીંહની નજર સમીપ તરી કેમ ન રહી હોય? એવા ભાસથી, એવા દેખાવથી, ચતુરસીંહ ભ્રમીત બની ગયો હતો.

તે ભ્રમીતપણાને આધીન થયેલા ચતુરસીંહની મનો-વૃત્તિ બદલાઇ ગઇ, અને તેથી તેની સારા નરસાનો વીચાર

કરનારી શકતી મંદ પડી જવાથી તેણે પોતાના ચોપદારને હુકમ કર્યો કે, 'જા! જલદી જા! અને મારા અશ્વને તૈયાર કરીને લાવ!'

રાજાનો હુકમ થતાજ ચોપદાર દોડયો, અને રાજાના અશ્વને તૈયાર કરી મ્હેલની નીચે ઉભો રાખી, તે ચોપદાર તે માટે રાજાને કહેવાને ઉપર આવ્યો.

એટલામાં રાજાએ પણ સર્વ તૈયારી કરી લીધી. ચોપદારે આવીને કહ્યું કે, 'ધીરાજ! આપના કહેવા મુજબ આપનો અશ્વ તૈયાર છે!'

પોતાનો ઘોડો તૈયાર છે તે શબ્દો સાંભળતાં, કોઈને કંઇ ન કહેતાં, તેમ કોઇને પોતાની સાથે ન લેતાં, રાજા મ્હેલની નીચે ઉતર્યો, અને પોતાના અશ્વ ઉપર સ્વાર થઈને અશ્વ છોડી મુકયો. આ સમય મધ્યાહ્નનો હતો.

નગરની બહાર નિકળતાં, પોતાના પહાડી દેશના મ્હોટા અરણ્યમાં, પોતાના ઘોડાને જવા દીધો.

ઘીચ ઝાડીવાળા, અને ન્હાના મ્હોટા ટેકરા ટેકરીઓ, અને ડુંગરોવાળા જંગલમાં બીન ધાસ્તીથી રાજા ચાલ્યો જાય છે, તો આ અરણ્ય મ્હોટું ભયંકર અને ક્રૂર પ્રાણીઓથી ગાજી રહ્યું હતું, અને તે ક્રૂર પ્રાણીઓ ભયંકર

ગર્જના કરતા, રાજાની પાસેથી દોડી જતાં હતાં, છતાં રાજા, તેનાથી ન ડરતાં પોતાના પ્રવાસને ચાલુજ રાખ્યો હતો.

ચાલતાં ચાલતાં સાંઝ પડવા આવી, એટલામાં તેની નજરે એક ભયંકર કીલ્લો પડયો, તે કીલ્લાને બે દરવાજા હતા, તે જોઇને, તે કીલ્લાની અંદર પોતાના ઘોડાને લઈ ગયો. તે માણસના વાસ વગરના ભયંકર કીલ્લાની બાંધણી, તેના ગુબજો, તેના તીક્ષણ ધારવાળા ખીલ્લાથી જડી લઇ બનાવવામાં આવેલા. વજ્ર સમાન દરવાજાને જોઇને અજાયબીમાં ગરકાવ થઈ ગયો. તે વખતે તે માટે મનમાં કંઈ વીચાર ન કરતાં તે ઘોડાસહીત કીલ્લાની અંદર દાખલ થઇ ગુમવા લાગ્યો.

તે કીલ્લાની અંદર એક મ્હોટો પથ્થરનો બાંધેલો ચોક હતો, અને તે ચોકની ઉપર એક મંદીર હતું, તે મંદીરની જમણી બાજુએ એક ન્હાનું સરખું તળાવ હતું, અને તે તળાવની ડાબી બાજુએ એક સુંદર બાગ હતો; તે જોતાજ રાજા તરત ઘોડા ઉપરથી ઉતરી પડયો, અને ઘોડા ઉપરનો સર્વ સામાન છોડી લઇને શીવના મંદીરના ઓટલા ઉપર મુકયો.

ઘોડાને તળાંવ ઉપર લઇ જઇને, ઘોડાને પાંણી પાયું, અને તેને તે કીલ્લાની અંદર છુટો છોડી દઇને, પોતે તળાવ ઉપર આવ્યો. પોતાના હાથ પગ મો ધોઇને, થોડું પાણી પીને પાછો તે મંદીરના ઓટલા ઉપર આવ્યો, અને આસપાસ પોતાને વીશ્રામ લેવા લાયક જગ્યા શોધવા લાગ્યો. પણ ઉતરવા લાયક અને શાંતીથી રાત્રી ગાળી શકાય એવી જગા તેના ધ્યાનમાં ન આવી. તેથી તે થોડીક ક્ષણ સુધી એક બાજુએ વીચાર કરતો થંભી ગયો. ત્યારબાદ ફરીને ત્યાંથી બીજે જરા લાંબો ગયો. અને તેની નજર એક ધર્મશાળા ઉપર પડી.

તે મંદીરના પાછલા ભાગમાં એક ન્હાની સરખી ધર્મશાળા હતી. તે તેના જોવામાં આવતાંજ, ત્યાં પોતાનો સામાન લઈ જઇને મુકયો, અને પોતાની પાસે જે કાંઈ નાસ્તો કરવા લાયક વસ્તુ હતી તે કાઢી નાસ્તો કરી લઈ. બાગમાં ફરવા લાગ્યો. ફરતાં ફરતાં તેની નજર એક મ્હોટા સભા મંડપ ઉપર પડી. તેની નજર તેની ઉપર પડતાજ તે સભા મંડપમાં ગયો. તે સભા મંડપની અંદર એક ભવ્ય અને મ્હોટો શુશોભીત મનરંજન કરનારો ઓરડો હતો, અને તે ઓરડાની અંદર એક ન્હાનું સરખું મંદીર હતું.

તે ઓરડાની બ્હારની બેઠકની ભીંત ઉપર ક્રૂરપણું બતાવનારાં એવાં કેટલાએક રાક્ષસોના અને પીશાચોના ચીત્રો કાઢેલા હતા.

તે ઓરડાના અંદરના ભાગમાં જે એક ન્હાનું સરખું મંદીર હતું, તે મંદીરમાં એક ઝાંખો સરખો દીવો બળતો હતો, અને તેની આસપાસ પુષ્કળ અંગરબતીઓ બળી રહીઓ હતી. જેની સુગંધમય વાસનાથી ચતુરસીંહનું મગજ તર થઈ ગયું. અને તેને તેથી તેના શરીરમાં કંઇક નવીન છકતી ઉત્પન્ન થઇ. અને તે મંદીરના મધ્ય ભાગમાં શીંદુરથી રંગેલી ત્રણ મૂર્તિ દેખાતી હતી. તેમાંની વચલી મૂર્તિ સર્વ કરતાં શ્રેષ્ઠ અને ઉત્તમ પંકતીવાળી હતી અને બાકીની બે તેની ન્હાની બ્હેનોની હતી. અને તે દેવીનું નામ નીરજેલા કરીને હતું.

આ મંદીરનું મુખ દક્ષીણ દીશા તરફ હોવાથી, સામેની બાજુએ થોડાક અંતરની ઉપર એક મ્હોટું વીસ્તર્ણ તળાવ હતું, તેના એકંદર દેખાવ ઉપરથી આ દેવીના ભક્ત કોઈ પણ જંગલી અને ક્રૂર લોક હશે એમ અનુમાનથી કહી શકાય છે—

આ ચમત્કારીક મંદીર જોઇને ચતુરસીંહ, તરત ત્યાંથી નિકળી ધર્મશાળામાંથી પોતાનો સામાન લાવી, તે સભા મંડપના ઓરડાની બહારના ભાગ ઉપર રાખી એક સાદુ બીછાનું બીછાવી તે ઉપર આશાએસ લેતો બેઠો. એટલામાં સાંજ પડી, અંધકાર છવાઇ ગયો, તેથી ચતુરસીંહ પોતાના ઘોડાને લાવીને સભા મંડપના એકાદ થાંભલાએ બાંધી દઇને પોતાના બીછાના ઉપર અનેક પ્રકારનાં વીચાર કરતો પડયો.

આખા દીવસનાં સખ્ત વેઠવા પડેલા પરીશ્રમથી હજી બહુ વખત થયો નથી, તેટલામાં તેને ઉંઘ આવી ગઈ.

મધ્ય રાત્રી થતાંજ એક ભયંકર અને વીકાળ ચીસ તેના કાને પડતાં તે ચતુરસીંહ ગભરાઇ જઇને ઉઠયો અને જે બાજુએથી તે ભયંકર ચીસ સાંભળવામાં આવી હતી, તે દીશા તરફ તે એકાગ્રતાથી જોવા લાગ્યો, પરંતુ રાત અંધારી હોવાથી તેનાં જોવામાં કાંઇ આવ્યુ નહીં. એટલામાં એક મશાલને હાથમાં લઇને ભેંસાસુર સરખો માણસ મંદીરની સામેની એક ગુફામાંથી બહાર આવ્યો, અને મ્હોટેથી ગર્જના કરવા લાગ્યો; એટલામાં બીજો એક માણસ હાથમાં બેતની લાકડી લઇ તેજ ગુફામાંથી બ્હાર નિકળ્યો. તેના શરીરનો રંગ કોલસા કરતાં પણ અધીક કાળો હતો, અને

માથાના કેસ છુટા મુકયા હતા. કપાળ ઉપર. શીંદુરનો મ્હોટો ચાંદલો કર્યો હતો, અને ગળામાં રક્તવરણી પુષ્પોની, અને હાડકાની માળા પહેરી હતી. બંને હાથના બંને કાંડામાં કેટલીએક તાંબાની, અને કેટલીએક લોખંડની શીંદુરથી રંગેલી કડીઓ હતી. અને કમરે બહુધા કરીને ભગવા વસ્ત્રોના કટકા અંગે વીટાળેલા હતા, અને તેનું આખું શરીર રકતથી નીતરી રહયું હતું. એવા તે વીક્રાળ પુરૂષ અને હાથમાં મસાલ પકડનાર પુરૂપ એવા આ બે, આ ગુફાની થોડેક છેટે આવેલા એક મેદાનમાં ગયા.

ત્યાં ગયા પછી તેમાના એક મુખ્ય માણસે પોતાના હાથમાંની બેતની લાકડી મ્હોટા જોરથી ત્યાં પડેલાં એક મ્હોટા પથ્થરની ઉપર મારી, મારતાની વાર તે શીલા ઉથલી પડી, અને તેની અંદરથી પાંચ સ્ત્રીઓ બહાર આવી. તે જોતાંજ ચતુરસીંહ હેબકી ગયો. અને તરત પોતાની તરવાર ઉપાડી મ્યાનમાંથી બહાર કાઢી હાથમાં પકડી શું બને છે તે આતુરતાની સાથે જોવા લાગ્યો.

આ પાંચ સ્ત્રીઓમાં ચારતો કદરૂપી બેડોળ અને બીહામણા સ્વરૂપવાળી અને સાદા પોષાક પહેરેલા હતાં. તે ઉપરથી તે દાસીઓ હશે એમ ચતુરસીંહ રાજાને લાગ્યું.

જો કે પાંચમી સ્ત્રી બહુ કાળી, તેમ બહુ રૂપાળી ન્હોતી, પણ સાધારણ ઘાટની અને કમળની ડાંડી સરખી પાતળી હતી, તોપણ તેણીએ રત્ન માણેકના અલંકારો અને ઉંચા વસ્ત્રો ધારણ કરેલા હતા તે ઉપરથી તેણી તે દાસીની શેઠાણી હશે, એવો તેણે તર્ક કર્યો. એટલામાં તે કાળ પુરૂષે પોતાના હાથમાંની બેતની લાકડીથી તે પાંચે સ્ત્રીઓને મારવાની શરૂઆત કરી; જેમ ગુરૂ પોતાના પ્રાણને કાળના મુખમાંથી મુક્ત કરવા માટે પોતાના બંને હાથ જોડીને અલખવીહારીની બાંગ વારંવાર પુકારે છે, તેમ પોતાના પ્રાણની રક્ષા કરવા માટે તડફડીયાં મારી રહીને તે પાંચે સ્ત્રીઓ રહોટા આક્રોશ કરીને તે કાળ પુરૂષની કરૂણા માગવા લાગીઓ, તથાપી તે દુષ્ટ માણસને દયા આવી નહીં.

છેવટે જ્યારે તે સ્ત્રીઓ વેદનાથી વિહ્વલ થઈને જમીન પર અચેત થઇ પડીઓ, ત્યારે તે કાળ પુરૂપે મારવાનું બંધ કર્યું. અને તે સર્વના અંગ ઉપર હાથ ફેરવી તેને જમીન ઉપરથી ઉઠાડી, અને પછી કેટલીકવાર પછી તે પાંચે સ્ત્રીઓ, અને સાથે મસાલચીને લઇને મંદિરમાં આવવા માટે નિકળ્યા.

આ સર્વ ભયંકર દેખાવ જોઇને ચતુરસીંહનું મન બહુ પીગળી ગયું. અને આ શું પ્રકાર છે તે વીષય માટે

તે વીચાર કરવા લાગ્યો. પરંતુ એટલામાં તે પાંચે સ્ત્રીઓ તે સભા મંડપની એકદમ નજદીક આવવાથી, ચતુરસીંહ મનમાં વીચાર કરવા લાગ્યો કે, જો હું તેની નજરે પડયો તો કંઈ પણ મારી વીરૂદ્ધ ઉલટો પ્રકાર બનશે એવા ભયથી ચતુરસીંહે પોતાની બંદુકને ભરી તૈયાર કરીને હાથમાં પકડી પોતાના આસન ઉપર સાવચેતથી બેસી રહ્યો. અહીંઆં તે પાંચે સ્ત્રીઓ કંઇ પણ આડું અવળું ન જોતા સીધી મદીરમાં ગઇઓ અને જુજ સમયમાં દેવીનાં દર્શન કરીને, જે ઠેકાણે તે કાળ પુરૂષ ઉભો હતો તે ઠેકાણે પાછી ગઈઓ.

પોતાની પાસે તે પાંચે સ્ત્રીઓને આવેલી જોઇને તે સ્ત્રીઓને પોતાને ઠેકાણે જવાનું કહીને તે કાળ પુરૂષ અને તે મશાલચી બંને જણાઓ પાછા તે ગુફા પાસે આવીને મ્હોટી મ્હોટી ચીસો પાડતા જેમ આવ્યા હતાં તેવાજ ગુમ થઈ ગયા. આ વખતે ચતુરસીંહનું મુઝાઇ ગયેલું મન થોડું શાંત થયું, અને આ અદભુત ચમત્કાર માટે તેના મનમાં અનેક વીચાર ઉદભવવા લાગ્યા. વીચાર કરતા એક વાર તેને એમ લાગતું હતું કે, આ મંડળી કોઈ પણ પીશાચરૂપી હોવી જોઇએ. પણ જ્યારે પિશાચરૂપી સંબંધી તે વીચાર કરવા લાગ્યો ત્યારે આ કોઈ પણ મંત્ર વીદ્યામાં પ્રવીણ એવા જંગલી અને ક્રુર લોક હોવાં જોઇએ. આવી

રીતે એક પછી એક વીચાર મનમાં આવવાને લીધે બાકીની રાત્રી તો આજ સ્થીતીમાં પસાર થઇ ગઇ.

એટલામાં અરૂણોદયનો ગુલાબી પ્રકાશ ભુમંડળ ઉપર પડવાથી હવે થોડાક સમયમાં આગળ કુચ કરવાની છે એવો વીચાર કરીને ચતુરસીંહ બીછાના ઉપરથી ઉઠયો, અને નિત્ય કર્મ કરવાને માટે તે તળાવ ઉપર ગયો. નીત્ય કર્મથી પરવારીને તે પાછો મંદીરમાં આવ્યો અને જગદંબા દેવીના દર્શન કરીને, ઘોડા ઉપર સામાન નાખી તૈયાર થયો એટલામાં એક કૃષ્ણ વર્ણની પરંતુ નહીં જેવી સ્વરૂપવાન એવી એક સ્ત્રી ચતુરસીંહ આગળ આવીને તેને હાથ જોડીને કહેવા લાગી કે, ' મહારાજ! આપને મારી બાઈ સાહેબ બોલાવે છે, તે માટે કૃપા કરીને મારી સાથે પધારો.'

આ સ્ત્રીનું આવું મૃદુ ભાષણ સાંભળીને ચતુરસીંહ ચકીત થઇ જઇને બોલ્યો કે, ' ઓ દાસી! તારી બાઈ સાહેબ કયાં રહે છે? અને મને તેણીએ શા માટે બોલાવ્યો છે? તે માટે ખરૂં કારણ જાણ્યા સીવાય હું આવનાર નથી.' તે દાસીએ નમ્રતાઇથી કહ્યું કે, ' મારી બાઇ સાહેબ કોણ છે તે તમારા ધ્યાનમાં ગઇ રાતેજ આવ્યું હશે; હવે તેણીએ આપણને શા માટે બોલાવેલ છે એ માટે મને કંઇ પણ ખબર નથી. તથાપી તેણીની ભેટ લેવા માટે આવવાથી આપને કાંઈ પણ નુકશાન થનાર નથી.'

આ પ્રમાણે આ સ્ત્રીની કોમળ વાણી સાંભળી લઇને ચતુરસીંહને લાગ્યું કે, જો હું તે સ્ત્રીને ભેટવા માટે નહીં જઇશ તો; આ શું છે ? તે મારા જાણવામાં આવનાર નથી. અને તો પછી આખી રાત જાગરણ કરીને કાઢી તે નિર્થકજ એમજ સમજવી. માટે જો હું દાસીના કહેવા મુજબ તેની સાથે જઈશ તો રાતે જે બનાવ બન્યો હતો તે જાણવામાં આવશે અને મનમાં જે શંકાઓ ઉત્પન્ન થઇ છે તે સર્વેનો નાશ થઇ જશે. સીવાય તે જે માટે હું મારા મ્હેલમાંથી બહાર નિકળ્યો છું, તે હેતુ પણ પ્રાપ્ત થવાનો સંભવ છે. હવે ત્યાં જઉં અને કદાચીત એકાદ સંકટ આવી પડવાનો ભય રહે છે તો તે ભયનો શ્યો ભાર છે. એવા ભયથી ભયભીત બની જઇશ તો મારો હેતું કદી પણ સફળ થનાર નથી. પરંતુ તેવું સંકટ આવી પડતાં તે સહન કરવાની મારામાં શકતી છે; અને તે સંકટ ટાળવાને વધારે પ્રયાસ કરવાની જરૂર રહેશે નહીં. એવો વીચાર કરીને તે તે સ્ત્રીની સાથે જવાને તૈયાર થયો.

પછી આ બંને જણાઓ મંદીરની બહાર નીકળી તેઓ એક વીસ્તીર્ણ મેદાનમાં આવ્યા. ત્યાં આવતાજ એક પથ્થર ઉપર તે સ્ત્રીએ જોરથી પોતાના પગની લાત મારી, લાત મારતાની સાથે તે પ્રચંડ શીલા ઉથલી પડી એક બાજુએ જઇ પડી, અને તેની નીચે એક પથ્થરની નીસ-

રણી જોવામાં આવી. તે નીસરણી ઉપરથી ઉતરી આ બંને જણા એક ગુફામાં ગયા.

આગળ ચાલતા ચાલતા એક મ્હેલ ચતુરસીંહની નજરે પડયો. આ મ્હેલ કેવળ કનકવર્ણો છે કે શું ? એવો ભાસ થવાથી ચતુરસીંહ તે નીરખી નીરખીને જોવા લાગ્યો, એટલામાં એક સુંદર રમણી તે મ્હેલની બહાર આવી, અને હાથી જોડી કહેવા લાગી કે, ' મ્હારાજ ! અંદર પધારો. એટલે તમારી જે શક્તિ હરાઇ ગઈ છે તેની નીવૃત્તિ થઇ, તેનું નીરાકરણ થશે.

આ પ્રમાણેનું તે સ્ત્રીનું બોલવું સાંભળીને ચતુરસીંહ તેની સાથે મ્હેલમાં ગયો. ત્યારે તે સ્ત્રીએ તેને એક સીહાસન ઉપર બેસવાની વીનંતી કરી.

આ સ્ત્રીનો આવો નમ્રતાઇ ભરેલો વીવેક જોઇને ચતુરસીહ તે સીંહાસન ઉપર બેઠો.

ચતુરસીંહને સીંહાસન ઉપર બેસતાનેવાર તે સ્રી તેને કરગરીને કહેવા લાગી કે, આપને મેં જે અર્થે અંહીઆ બોલાવેલ છે તે એટલા માટે છે કે, રાત્રે મારી થયેલી દશા તમે નજરો નજર જોએલી છે તે દશામાંથી મારી મુકતી કરી મને તમારા ચર્ણમાં લો.'

તેથી ચતુરસીંહે કહ્યું કે, 'તે ક્રૂર પુરૂષ તારો શું સંબંધી થાય છે, અને તેણે તારી આવી દશા શા માટે કરી. તે તું મને પ્રથમ કહે, તો પછી તે માટે તે સંબંધી વીચાર કરવાનો બની આવે.'

ચતુરસીંહનું આવું નીર્મળ બોલવું સાંભળી લઇને તે તેને કહેવા લાગી કે, 'મ્હારાજ! તમારા કહેવા મુજબ પ્રથમ હું મારી સંપૂર્ણ હકીકત કહી સંભળાવીશ, એટલે તે દુષ્ટનો અને મારો શું સંબંધ છે. તે આપના જાણવામાં આવશે.' એટલું કહીને પોતાનું વૃતાંત કહેવા લાગી.

હું અચળગઢ નગરના રાજ્યપતિ ચંદ્રસેખરના જ્યેષ્ઠ બંધુ ભુપતસીંહની પ્રભાવતી નામે જ્યષ્ઠ કન્યા છું. મારા કાકા કરતાં મારા પીતાના નામથી અચલગઢની આસપાસ રહેનારા બીજા રાજાઓ, કમકમતા હતા; તેમના સ્વર્ગવાસથી, મારા કાકા નીર્મળ મનના બની ગયાથી, અમારા શત્રુઓ, અમને વારંવાર પજવતા હતા.

મારા પીતાજીના મરણ બાદ મારા કાકાએ મને કેળવણી આપવા માટે એક વિદ્વાન મુકટમણીની નીમણુક કરી હતી. તે વીદ્વાન મુકટમણીની કૃપાથી હું સર્વે વીદ્યા શીખી પ્રવીણ થઈ. તે જોઈ મારા કાકાને માહા આનંદ પ્રાપ્ત થયો. હું જ્યારે તેર ચૌદ વર્ષની વયની થઈ ત્યારે મારા કાકા

અમારા લાયક, અને અમારા સમાન કુલીન ખાનદાનની અને ઉંચા કુળાભિમાની રાજકુમારની શોધ ચલાવવા લાગ્યા.

એક દીવસને સમે રાત્રીને વખતે સુમારે નવ વાગ્યાને સમે હું મારા મ્હેલની અગાસીમાં જઇને નગર શોભા જોતી અને હવા ખાતી બેઠી હતી, એટલામાં એક સેતાન સરખો અને વીક્રાલ મૂર્ત્તિવાળો પુરૂષ મારી સમીપ આવીને ઉભો રહ્યો. તેને જોતાજ તરત મારી કમર વાંકી વળી ગઇ. અને આખું શરીર ભયના યોગથી ભયભીત બની જવાથી, એકદમ પરસેવો છુટયો, અને પરસેવાથી આખુ શરીર ભીંજાઈ તરબોળ થઈ ગયું. તે વેળાએ જોરથી મોટેથી ચીસ પાડી, ત્યાંથી ભાગી છુટવાનો પ્રયત્ન કરતી હતી, પણ ગભરાઈ જવાને લીધે તે મારો પ્રયત્ન પરીપૂર્ણ ન થવાથી, તેનો લાભ લઇને તે કાળ પુરૂષે મને ત્યાંથી અધર ઉપાડી પોતાની કાંધ ઉપર બેસાડી અને આકાશ માર્ગે ઉડીને મને આવા એકાંત સ્થળે લાવીને રાખી છે.

હવે આવું આ ભયંકર કૃત્ય કરનાર કોણ એમ પુછશો તો, રાતે જેણે અમને બેતની લાકડીથી માર માર્યો હતો તેજ દુષ્ટ નરાધમ છે, તેનો હેતુ મારી સાથે જાર કર્મ કરવાનો છે, પણ તેનો તે હેતુનો સ્વીકાર ન કરતાં તેને ધીકારી કાઢું છું, તેથી તે મને ઘાટકી રીતે માર મારે છે.

આજ દીવસ સુધી તે આવી રીતે કેટલીએક સ્ત્રીઓને પોતાના પાપી હેતુ પાર પાડવા માટે ફસાવી ચુકયો છે. પરંતુ તે પાપીનો તે પાપી હેતુ કોઇએ પણ પૂર્ણ કર્યો નથી. અને તેનો માર અને તેના ત્રાસદાયક જુલમથી દેહત્યાગ કરી ગઇઓ છે એમ અહીંયા પુછતાં મારી ખાત્રી થઇ છે.

પ્રભાવતીનું આવું દુઃખમય ભાષણ સાંભળીને ચતુરસીંહે તેણીને પુછ્યું કે, 'હે રાજબાળા! રાજભુવનને દીપાવનારી રૂપસુંદરી! તે દુષ્ટ માણસ કોણ છે? અને હમણા તે કયાં છે? તે તું કંઇ જાણતી હોય તો મને કહે?'

**પ્રભાવતી**–અહીંથી થોડેક છેટે એક તળાવ છે. તે તળાવના પાછલા ભાગને છેડે આવીજ એક ગુફા છે, અને તે ગુફામાં આવોજ એક મ્હેલ છે, તે મ્હેલમાં તે સર્વદા રહે છે. ફકત અરૂણોદય થયા પહેલા તે એકવાર તે તળાવમાં નહાવાને આવે છે, અને સ્નાન કરીને પાછો પોતાના મ્હેલમાં જઇ પોતાનો બાકીનો દીવસ કહાડે છે, તે બીજા દીવસ સીવાય કયાંય પણ પોતાના મ્હેલમાંથી બહાર નિકલતો નથી. ફકત મહીનામાં એક વાર તે કાળના જેવું ઉગ્રસ્વરૂપ ધારણ કરી મારી પાસે આવે છે અને મને વશ થાય છે કે નહી? એવા મને પ્રશ્નનો કરે છે. પણ હું જ્યારે તેના પ્રશ્નનો ઉત્તર આપતી નથી ત્યારે તે મને મારી, અને

આ દાસીઓ પોતાના ઉપદેશથી મને વશ કરતીઓ નથી માટે તેને પણ ખુબ મારે છે. તે કાળ પુરૂષ મંત્ર વિદ્યામાં મહા પ્રવીણ છે, અને તેનું નામ વીરઘટ છે. આ મ્હેલ તેણે પોતાના ઇંદ્રિજાલના કર્તવ્યથી ઉત્પન્ન કર્યો છે અને તેની સાથે અહિંઆ સદોદીત પુષ્કળ અન્ન પાણી રહે એવી તેણે ગોઠવણુ કરેલી છે.

પ્રભાવતીનું આ દુઃખદાયક અને હૃદયભેદક ભાષણ સાંભળીને ચતુરસીંહનું દયાર્દ્ર અંતઃકરણુ એકદમ કપાઇ ગયું. તેથી તેણે પ્રભાવતીની મુકતી કરવાનો નિશ્ચય કર્યો.

આ બધી વાતચીત કરતા કરતા બપોર થઇ જવાથી ભોજનની સર્વ સિદ્ધતા કરીને ચતુરસીંહને જમવાને ઉઠવા માટે વીંનતી કરી. આ તેની વીનંતીને લક્ષમાં લઇને ચતુરસીંહ નીત્યના નિયમ પ્રમાણે સ્નાન સંધ્યા કરીને ભોજન કરવાને બેઠો.

ભોજન કરી લીધા પછી ફરીને આ બંને જણુાઓ તે મ્હેલના દીવાનખાનામાં આવી પોતાની જગાએ બેઠા પછી ચતુરસીંહ તેણીને કહેવા લાગ્યો કે, જો તું મારી એક સરત કબુલ કરતી હોય તો તારી દુર્દશા કરનાર તે મંત્રધારી વીરઘંટનો હમણાં નાશ કરીને તને મુકત કરવાને તૈયાર છું,

**પ્રભાવતી**—તે તમારી શી સરત છે ?

**ચતુરસીંહ**—મારી સરત એટલી છે કે આ વીરઘટના કેદખાનામાંથી છુટયા પછી તારે મારી સાથે લગ્ન કરવા જોઇશે ! અને મારી પટરાણી તરીકે તારે રહેવું પડશે.

**પ્રભાવતી**—આપ કોણ છો ? અને જાતે કેવા છો ? અને કયા દેશના વતની છો ? તે જરા કૃપા કરીને મને જણાવશો ?

**ચતુરસીહ**-હું ચીત્રપુરનો, ચતુરસીહ નામે રાજા છું ?

**પ્રભાવતી**—તે જાણી મને મહા આનંદ પ્રાપ્ત થયોછે.

**ચતુરસીંહ**—કદાચ આ આનંદ પછી તમને મહા દુઃખ ઉત્પન્ન પણ થશે તેનો વીચાર કરજો.

**પ્રભાવતી**—આ દુઃખ કરતા પણ મહા દુઃખ ઉત્પન્ન થશે ? અને તે દુઃખ ઉત્પન્ન થવાનું કંઇ કારણ ?

**ચતુરસીંહ**—આવું દુઃખ નહીં, પણ બીજા પ્રકારનું દુઃખ ઉત્પન્ન ન થાય એવું એક સબળ કારણ છે. અને તે કારણને લીધે હું આ અરણ્યમાં આવી ચઢયો છું.

**પ્રભાવતી**—હું નર અધમ અને રાક્ષસવૃત્તિવાળા પિસાચ માણસોના પ્રસંગમાં આવતાં જે દુઃખો ભોગવવા પડે છે, તેથી હું ડરૂં છું, પણ તમારા જેવા રાજતેજ તપોબળી સાથે પ્રેમની ગાંઠ બાંધાતાં કદાચ કંઈક પ્રસંગને માટે, અથવા કંઈક મત ફેરને માટે દુઃખ ભોગવવું પડે તે માટે તો હું જરા પણ ડરતી નથી. તેથી કરી મારી ક્ષત્રી જાતની અને મારા સ્ત્રી ધર્મને કાળો ડાઘ લગાડનાર નથી. તો પછી તે માટે મારે શા સારૂ વીચાર કરવો જોઇએ! હવે ગમે તેમ થાઓ! ગમે તેમ બનો! ભવીષ્ય સુધરે જોઇએ તો બગડે! પણ મને એકવાર અહીંથી છોડાવી તમે લઈ જાઓ! હું તમને અહીંઆથી હવે જવા દેનાર નથી. હા હું ભ્રમીત બની ગઈ છું, તેથી એકજ વાત લવી રહી છું, અને બીજી વાત ભુલી જઉં છું! જો હવે યાદ આવી તમારી સાથે લગન કરવાથી આનંદને બદલે મને મહા દુઃખ શા માટે ઉત્પન્ન થશે તેનું તો તમે ખરૂં કારણ બતાવનાં નથી! ગમે તેવું કારણ હોય! એક વાર મારી, મારા કુટુંબની અને મારા રાજ્યની વીરૂદ્ધનું કારણ કાં નહોય! અને હોય તોય તેની હું કંઇ પણ પરવા કરનાર નથી. મારા કાકા ઉપરથી, તેના રાજ્ય ઉપરથી મારો ભાવ, મારો પ્રેમ સમુળગો ઉઠી ગયો છે. જો તે મારા ખરા કાકા હોત, જો તે મને પોતાની પુત્રી સમાન ગણુતા હોત તો, શું તેઓ મારી શોધ કરવાને નીકળત નહીં? શું તેઓ અશક્ત હતા? માટે તમારા

**મનમાં જે કાંઇ હોય તે ખરેખરૂં કહી દો. ! હું તે માટે જરા પણ દીલગીર થનાર નથી. પણ તમને મદદગાર થઇ પડીશ !**

**ચતુર**—મારા પ્રત્યે જ્યારે તારો આવો ભાવ છે ત્યારે હું ખરેખર કહું છું કે, હું તારા કાકાનો અને તેના રાજ્યનો કટ્ટો દુશ્મન છું ! શું તે દુશ્મનની સાથે તું લગ્ન કરીશ.

**પ્રભાવતી**—હા ! હું તેજ દુશ્મનની સાથે લગ્ન કરીશ. પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે અચલગઢના રાજકુટુંબના નાશ કરનારની સાથે લગ્ન કરીશ. પણ મારી ઉપર કૃપા કરીને આપ કહેશો કે, અચલગઢના રાજા ચંદ્રસેખર સાથે તમને શામાટે દુશ્મન દાવો બાંધવો પડયો છે.

**ચતુરસીંહ**—ચંદ્રકળાને માટે.

**પ્રભાવતી**—તે ચંદ્રકળા કઇ.

**ચતુરસીંહ**—શું તે ચંદ્રકળાને તમે ઓળખતા નથી ?

**પ્રભાવતી**—પુરી ઓળખાણ આપ્યા વગર હું કેમ ઓળખી શકું ?

**ચતુરસીંહ**--નવલગઢના રાજા જયસીંહની કુમારી ચંદ્રકળા ઓળખી કે?

**પ્રભાવતી**--હા હવે ઓળખી શું ચંદ્રકળાનું કોઈ હરણ કરી ગયું છે?

**ચતુરસીંહ**—હરણ નહીં, પણ તેની ઉપર તમારો બંધુ વીરસીંહ મોહીત પડયો છે. પણ તે વાત તેના પીતાને ન ગમવાથી તેને નજરકેદ રાખી છે.

**પ્રભાવતી**—પણ તેની સાથે તમને શું સંબંધ છે.

**ચતુરસીંહ**--જયસીંહના પ્રધાન પુત્ર કરૂરસીંહને અને તેના બે સોબતીઓને તેજ ચંદ્રકળાને માટે, કંઈક અપરાધ કરવાથી જયસીંહે તેઓને શખ્ત શીક્ષા કરી તેના ઘરબાર લુંટી લેવાથી તેઓ મારે શરણે આવ્યા હતા; અને તેના આવવાથી તેના બહુરૂપીઓ મારા રાજમાં આવી મારા બહુરૂપીઓને પકડી કેદ કર્યા હતા, એટલુંજ નહીં પણ મને મોહમાં નાખી તે ચંદ્રકળાની ચપલા નામે દાસી ઠગી ગઈ હતી. તે દાસી નહીં, પણ એક વારંગના કરતાં પણ મહા સ્વરૂપવાન હતી. તે હજી સુધી મારા ચીત્તમાંથી ખસી નથી, તે હજી સુધી મારી દ્રષ્ટિએથી દુર ગઈ નથી, અને તેના મોહ બાણથી હું ઘાયલ થઈ, તેને શોધવા માટે નિ-

કળ્યો છું. તો તેના કરતાં ચંદ્રકળા કેટલી બધી રૂપાળી હશે? તે બંને મેળવવા માટે મેં પ્રતિજ્ઞા લીધી છે અને તે માટે મેં જયસીંહને એક પત્ર લખ્યો છે. જો તે મારા પત્રનો સ્વીકાર નહીં કરશે તો હું તેના દેશનો અને તેનો નાસ કરીશ!

**પ્રભાવતી**—પણ તેની સાથે ચંદ્રસેખરનો શું સંબંધ છે?

**ચતુરસીહ**—ચંદ્રસેખર જયસીહનો મીત્ર થાય છે. અને આની સાથે ચંદ્રકળાની પોતાના પુત્રના લગ્ન કરવાને સારૂં તેપણ તેને અવશ્ય મદદ કરશે! અને તેથી તેની સાથે તેનો પણ નાશ કરવામાં આવશે.

**પ્રભાવતી**—તે તમારા કાર્યની વચ્ચે હું કદી પણ આવીશ નહીં. રાજ્યનીતી પ્રમાણે જેમ બીજી રાણીઓ વર્તે છે તેમજ હું વર્તીશ.

**ચતુરસીંહ**—એતો બધુ ખરૂં છે, અને તમે તેમ વરતશો. પણ તમારી સાથે મારા લગ્ન થવાથી તમારા કાકા ચંદ્રસેખરની આંખમાંથી વધારે ઝેર વરસશે! તેનું કેમ?

**પ્રભાવતી**—તેથી શું તમે ડરી જશો? તેનો જવાબ દેવાને તમારામાં સત્તા નથી?

**ચતુરસીંહ**--તેથી તો હું મુદ્દલ ડરવાનો નથી. પણ કદાચ તમે તમારો સ્વાર્થ થઇ રહ્યા પછી, મારી સાથે ઝેરી નાગણની પેઠે કુંફાડો મારીને ઉભા રહોતો ?

**પ્રભાવતી**--અફસોસ ! તમે હજી ખરી ક્ષત્રાણીઓની કુંખે પાકેલા મણીરત્નોની પરીક્ષા કરી શકયા નથી. તમે જાણોછો કે ક્ષત્રાણી એક વખત વચનથી બંધાય છે તે પ્રાણાંત સુધી તે વચનનો ભંગ કરે છે ?

**ચતુરસીંહ**--મારે તમારે મોઢેથી એટલાજ વચનો સાંભળવા માટે મેં આ પ્રમાણે તમને સવાલ પુછયો હતો. હવે મારી ખાત્રી થઇ છે કે તમે તમારા વચનનો કદી પણ ત્યાગ કરશો નહીં. હા. હવે હું તમને પુછું છું કે તે દુષ્ટનું મરણ કેવી રીતે નીપજે તે માટે જો તમે જાણતા હોય તો મને કહેશો.

**પ્રભાવતી**--હા, હું તે માટે જાણું છું અને તે મુજબ કહું છું કે, તેના કંઠમાં એક અમોલ્ય મણી છે તેના યોગથી અગ્ની, ઝેરની, અને પાણીની તેને બીલકુલ અસર થતી નથી, અને તેના હૃદયમાં એક અમૃતની કુપી છે તે જો કોઈ કાઢે તેનાજ હાથથી તેનું મરણ છે.

**ચતુરસીંહ**--રાજબાળા ! હવે તમે નચીંત રહો. આ પ્રાણ તમારા છે ! આ હાથ તમારા છે ! અને આ

તરવાર તમારા દુશ્મનના માથા માટે છે. આવતી કાલે પ્રભાતમાં હું તેનો નાશ કરીશ.

આ પ્રમાણે પોતાનાં દ્રઢ ઠેરાવ પ્રભાવતીને જણાવીને ચતુરસીંહે પોતાના ઘોડાનો નિત્યના નિયમ પ્રમાણે વ્યવસ્થા કરીને તે દીવસ તેણે આડી અવળી વાતોના તડાકામાં અને પ્રભાવતીનો પોતાના ઉપર કેટલો પ્રેમ છે તે જાણવામાં કાઢયો.

દીવસ વીત્યો રાત પડી ખાધા પીધા પછી પ્રભાવતી ચતુરસીંહને એકાદ સુશોભિત અને રત્નજડીત રંગ મ્હેલમાં લઇ ગઈ ને પોતે પંચારતી લઇ પોતાના પ્રિયકાન્ત ઉપરથી ઉતારવા લાગી. તે જોઇને ચતુરસીંહ બોલ્યો કે, ' પ્રિયા ! તારો હેતુ મારા જાણવામા આવ્યો. અને જે પ્રમાણે કાલે તું મને કાયા વાચા મનથી પરણી છુ' તેજ પ્રમાણે હું આજે તને પરણું છું. તથાપી મને હજી બહુ ઠેકાણે ફરવાનું જોવાનું અને જાણવાનું છે, અને તેજ માટે હું મારા મ્હેલમાંથી કોઈને કંઇ કહયા વગર બહાર નિકળ્યો છું, તે મારો હેતુ પૂર્ણ થયા વગર મને કોઇ પણ વાત ગમનાર નથી. તું જેવી રીતે આજ પર્યંત રહી છે તે પ્રમાણે થોડા દીવસ રહેજે. એટલે હું મારો હેતુ પૂર્ણ કરી પાછો અહીંઆ આવીશ અને તને સાથે તેડી જઇશ: પોતાની સર્વે હકીકત પ્રભાવતીને કહી સંભળાવવાથી, તેણે તેની તે વાત કબુલ રાખી.

ત્રણ પહોર રાત વીત્યા પછી ચતુરસીંહ જાગૃત થયો અને સ્નાન સંધ્યા આટોપી લઇને તેણે પોતાના પ્રવાસનો પોશાક ધારણ કરી લઇને પોતાના પાંચ હથીયારો, તેની જગાએ ગોઠવીને પ્રભાત થતાજ 'વીરઘંટને મારવાને જઉં છું' એમ કહીને તે મ્હેલમાંથી બહાર નિકળ્યો, અને ગુફાની ઉપર આવ્યો. તે વખતે પ્રભાવતી તેને ગુફાની બહાર વળાવા આવી, અને સાવચેત રહીને કાર્ય કરવાનું કહીને પાછી પોતાના મ્હેલમાં જઇને બેઠી.

જે તળાવ ઉપર સહવારના વીરઘંટ નહાવા આવતો હતો, અને જે તળાવ પ્રભાવતીએ બતાવ્યું હતું ત્યાં તે આવ્યો, અને એક ઝાડના ઓઠે સંતાઇને બેસી રહયો.

ચતુરસીંહને અહીંઆ આવી ભરાઇ બેસવાને ઝાઝો વખત થયો નથી એટલામાં વીરઘંટ એક મશાલચીને સાથે લઇને સ્નાન કરવા માટે ત્યાં આવ્યો, અને સ્નાન કરવાને તે તળાવમાં ઉતરવા લાગ્યો, એટલામાં તે દુષ્ટને મારવા આ સંધી બરાબર છે, એવું જોતાજ ચતુરસીંહે એક તીક્ષ્ણ બાણ ધનુષ્યમાં ચઢાવીને વીરઘંટના વૃક્ષસ્થળ લક્ષીને છોડયું, તેથી પ્રલયકાલની જેવી ગર્જના થવી જોઇએ તે પ્રમાણે તે કાળરૂપી વીરઘંટે ગર્જના કરી અને બોલ્યો કે, 'અરે દુષ્ટ! તે મારો આવો વખત જોઇને મારો ઘાટ કર્યો કે શું? અરે જો આ વખતે મારા હાથમાં મારવાની સામગ્રી મારી

પાસે હોતતો શું તને અહીંથી જીવતો જવા દેત કે? પણ શું કરૂં ? મારો કંઈ ઈલાજ નથી ! એટલું કહેતાની સાથે તેનો પ્રાણ ક્યાં ચાલ્યો ગયો. તે કોઈ જોઈ શક્યું નહીં.

વીરઘંટને આવી રીતે મરણ પામેલો જોતાજ મશાલચી પલાયન થઈ જવાનો વીચાર કરતો હતો. એટલામાં ચતુરસીંહે બીજું એક બાણ છોડીને તેને પણ તેના માલીકની પુંઠે સ્વર્ગનો રસ્તો બતાવવાને રવાના કર્યો.

આ બંનેનો નાશ કર્યા પછી ચતુરસીંહ વીરઘંટના શબ આગળ ગયો અને તેના ગળામાંની અમુલ્ય મણી કહાડી લઇને તાબડતોબ તેણે પોતાના ગળામાં નાંખી દીધો. અને પછી આ આનંદમય વાત કહેવા માટે મ્હોટી ઉત્કંઠાથી તે ગુફાના દરવાજા આગળ આવ્યો. તે મરણ સમે વીરઘંટે મારેલી ભયંકર ચીસ સાંભળી પ્રભાવતી આ શું બનાવ બન્યો તે જોવાને તે પણ તે ગુફાની બહાર આવીને ઉભી હતી. જ્યારે ચતુરસીંહ પોતાનું ધારેલું કાર્ય પાર પાડીને તે ગુફાની બહુ નજદીક આવી પહોંચ્યો ત્યારે પ્રભાવતી મ્હોટા આનંદના ઉભરાની સાથે ત્યાંથી દોડતી દોડતી જઇને ચતુરસીંહના કંઠે વળગી પડી. અને ચતુરસીંહને મ્હેલમાં લઇ ગઇ. મ્હેલમાં ગયા પછી ચતુરસીંહ બોલ્યોકે, ' હે પ્રીયાંગના ! હે મધુરાક્ષી ! હે કોકીલકંઠી ! જે

ઉદ્દેશથી મારી રાજધાનીનો ત્યાગ કરીને મુસાફરી કરવા નિકળ્યો છું તે હેતુ સાધ્ય કરવાને આજેજ જઇશ, અને થોડાક દીવસ પછી પાછો આવીને તને લઈ જઇશ. એટલા માટે જેવી રીતે આજ દીવસ સુધી આ ઠેકાણે તું રહે છે, તેવીજ રીતે તું અહીંઆ થોડાક દીવસ રહે.

આમ કહેવાથી પ્રભાવતીને બહુ ખરાબ લાગ્યું, પણ ભવીષ્યને માટે વીચાર કરીને તેણે તરત ભોજનની તૈયારી કરાવી. ભોજનની તૈયારી થતાંજ ચતુરસીંહે જમી લઇને પ્રભાવતીની રજા મેળવીને ચતુરસીંહે તેણીને અનેક પ્રકારની સમજુતી કરવાથી તેણીએ તેને જવાની પરવાનગી આપી.

પ્રભાવતીની પરવાનગી મેળવતાનેવાર ઘોડા ઉપર સ્વાર થઈને ગુફાની બ્હાર નિકળ્યો, અને જગદંબાના દર્શન કરીને મ્હોટા ઝપાટાની સાથે પોતાનો માર્ગ કાપવા લાગ્યો.

તે બહુ છેટે અને એક ભયંકર અરણ્યમાં નિકળી ગયો, ત્યાં તેને તે વખતે દશ બાર જંગલી લોકોનો ભેટો થયો. ત્યારે આવી રીતે આ ઘોર અરણ્યમાં એટલા બધા લોકો એકાએક કયાંથી આવ્યા તેનું તેને મ્હોટું આશ્ચર્ય લાગ્યું, અને કદાચીત તે મને જો લુટી લેશે તો હું શું કરીશ. એવી તેને બીક લાગી. એટલામાં તે જંગલી

લોકોમાના એક જણ બોલ્યો કે, મ્હારાજ ! આપના સરખા મ્હોટા પુરૂષની સાથે અમારી ભેટ થઈ, તેથી અમે અમારૂં મ્હોટું ભાગ્ય સમજીએ છીએ ? કારણકે આવા ઘોર અરણ્યમાં આપના જેવો માણુસ કયાંથી આવે ? તે જંગલી લોકોનું આ પ્રમાણેનું બોલવું સાંભળીને ચતુરસીહને લાગ્યું કે, 'આ લોકો જો કે દેખાવમાં તો જંગલી લાગે છે, પણ તેઓનો સ્વભાવ ઘણો મન મેળાવડો અને આનંદી જણાય છે. એવો તે વીચાર કરે છે એટલામાં એક જંગલી પથ્થરની ભીંત તેની નજરે પડી. તે ભીંત આગળ જ્યારે તે સર્વ લોક ગયા ત્યારે તેમાના એકે ' યસોદા ' એવી મ્હોટી બુમ મારી તેની સાથેજ એક સુમારે ત્રીસ પાંતરીસ વર્ષની સ્ત્રીએ દરવાજો ઉઘાડયો અને પછી તે જંગલી લોકોનો મુખી સરદાર ચતુરસીંહને કહેવા લાગ્યો કે, ' મ્હારાજ ! હવે થોડાક સમે પછી સંધ્યાકાળ પડશે. અને આ ઘોર જંગલ હોવાથી આ અમારા વાડા જેવી બીજી નિર્ભય જગા તમને આગળ મળનાર નથી. એટલા માટે આજની રાત અંહીઆ ગુજારો અને અરૂણોદય થતાં આગળ કુચ કરજો.

આ તે જંગલી લોકોનું ભાષણ સાંભળી ચતુરસીંહને કંઇક આનંદ ઉપજવાથી તેના કહેવા પ્રમાણે વર્તવાને તેણે કબુલ કર્યું, અને તેઓની સાથે તે તેના વાડાની અંદર

ગયો. ત્યારે એક મ્હોટા વીસ્તિર્ણ પથરી વાડો તેની નજરે પડયો. આ વાડો બહુ મજબુત હોઇને તેની ભીતો બહુ ઉચીઓ હતી. તે વાડાની ભીંતમાં એકજ દરવાજો હોવાથી અંદરની બાજુએ જ્યાં ત્યાં હાડકા અને ફાટેલા તુટેલા ચામડા પડેલા હતા. આ સર્વે પ્રકાર જોતાજ ચતુરસીંહના મનમાં વીચારોના અનેક તરંગ ઉદ્દભવવા લાગ્યા. પરંતું તેને લીધે તેણે એકપણ નિશ્ચાત્મક વાત નક્કી કરી નહીં. પછી એક માણુસે ચતુરસીંહના ઘોડાને વાડાની અંદર જે અશ્વશાળા હતી તેમાં બાંધી તેને ઘાસ ચારો નાખી તેનો બરાબર બંદોબસ્ત કરી ઘોડા ઉપરથી સામાન ઉતારી એક બાજુ મુકીને ચતુરસીંહને બેસવા માટે એક ફાટેલી તુટેલી ગાદી લાવીને આપી. રાતના નવ વાગાને સુમારે તેઓમાંના એક બીજા માણુસે કાંઈ ખાવાનું લાવીને ચતુરસીંહને આપ્યું તે ખાઇ પી લીધા પછી રસ્તાના પરીશ્રમથી બહુ થાકી જવાને લીધે ચતુરસીંહ તેજ ગાદી ઉપર સુઇ ગયો.

પછી મધ્ય રાત્રી વીત્યા બાદ તે જંગલી લોકોએ ચતુરસીંહના સર્વે હથ્યારો અને તેનો સર્વે માલ પસાર કર્યો. સહવાર પડતા જ્યારે તે પોતાના માલની તપાસ કરવા લાગ્યો ત્યારે તે સર્વે લોકો તેને ઘેરી લઇને કહેવા લાગ્યા કે, ' અરે મૂર્ખ ! અમારા જેવા ચોરોના બોલવા ઉપર વીશ્વાસ રાખી અહીંઆ સુધી તું આવ્યો તેનું તને આ ફળ મળ્યું '.

અમારો એક રસોઇઓ અને ઘર કામ કરનાર થોડાક દીવસ પહેલા મૃત્યુ પામ્યા છે, તેનું તે કામ કરવા માટે અમે તને લાવ્યા છીયે; માટે કાંઇપણ વીલંબ ન કરતાં તારૂં કામ કરવાને તૈયાર થા.'

આ તે ચોરોનું ભાષણ સાંભળી લઇને ચતુરસીંહે વીચાર કર્યો કે, 'જો આ વખતે મારી આગળ સર્વે હુશ્યાર હોત તો તેઓની ખબર લીધા વગર રહેત નહીં. પરંતુ તેતો તેઓ લઈ જવાથી તેમના કહેવા પ્રમાણે હાલ તો મારે વર્તવું જોઈશે; પછીથી પાછલ બધું જણાશે.'

આવી રીતનો વીચાર કરીને તે બોલ્યો કે, 'કહો કે તમારૂં શું શું કામ કરવાનું છે? કામ કરતી વખતે મારામાં આળસ રહેનાર નથી.

આવું તેનું ઉત્સાહપૂર્વક ભાષણ સાંભળીને તે ચોરોને મ્હોટો આનંદ પ્રાપ્ત થયો. પછી તેઓએ તે જસોદાને હાંક મારીને બોલાવી, અને તેના સ્વાધીનમાં ચતુરસીંહને સોંપ્યો. અને તે કહે તે પ્રમાણે વર્તવા માટે તેને દમ ભરાવીને કહ્યું, ત્યારે તે તેઓની વાત માન્ય કરીને તે જસોદાની સાથે વાડાની અંદર ગયો. જસોદાએ તરત તેને ઘંટીએ દળવાને બેસાડી દીધો અને ઘરનું તમામ કામ તેની પાસે તે કરાવવા લાગી.

જે માણસ સારાસારનો વીચાર કરી શકતો નથી, જે માણસ પોતાની બુદ્ધિનો સદઉપયોગ કરી શકતો નથી, જે માણસ પોતાની સત્તા, સુખ, વૈભવ અને સમૃદ્ધિનો ખ્યાલ કરતો નથી, અને મૂર્ખ શીરોમણીની પેઠે અકલશુન બનીને નહીં કરવાનું કાર્ય કરવાને સર્વનો ત્યાગ કરી સહવાસમાં નહીં આવેલા એવા દુરાચરણી, અને દુષ્ટ વાસનાઓવાળાઓના સમાગમમાં આવતા કેવી દુર્દશાને પ્રાપ્ત થાય છે તે વાંચક તું આ ચતુરસીંહના દાખલા ઉપરથી જાણી શકવાને સમર્થ થઇશ.

એક દાસીના, જેના જેવી સેંકડો રૂપવંતી અને કોકીલકંઠીઓ, દુનિયામાં કંઇક પડીઓ હશે તે તરફ નજર ન કરતા, આના ઉપર નજર ચોટાડયાથી પોતાના રાજ્યનો ત્યાગ કરીને ચતુરસીંહ એક મજુર સરખા માણસની પેઠે ચોરોના કીલ્લામાં કેવી રીતે ચોરોની તાબેદારી ઉઠાવી રહયો છે. તેથી તેના મનને કેટલું બધું લાગતું હશે તેનો વીચાર વાંચનાર તુંજ કરી લેજે.

પછી એક દીવસે તે ચોર લોકો કોઇ શિકાર શોધવા માટે બહાર નીકળી ગયા પછી જસોદા અતીશય દારૂ પીને બેશુદ્ધ થઇને પડી. ત્યારે આ સંધી ભાગી જવાને માટે બરાબર છે એવું જોઇને ચતુરસીંહે યુક્તીથી તેણીની કમરેથી ચાવી

ક્હાડી લઇને એકાએક સારો ઘોડો શોધી તેની ઉપર બેસીને ત્યાંથી તે ન્હાસી છુટ્યો.

આવી રીતે ચતુરસિંહે પોતાનો છુટકો કરી લીધા પછી, કદાચિત તે ચોરો મારી પુંઠ પકડશે, તે ભયથી ચતુરસિંહ બહુ ઉતાવળાથી પંથ કાપવા લાગ્યો.

તે ફરતો ફરતો એક દીવસે એક નદીના કીનારા ઉપર જઇ ચઢ્યો તે જોઈને ઘોડાને પાણી પાવા માટેના ઉદ્દેશથી મ્હોટી ઉત્કંઠાથી તેણે તે નદીમાં પોતાના ઘોડાને નાંખ્યો પરંતુ તે નદીનાંનું પાણી લાલ રંગનું જોવામાં આવવાથી તેને અતિશય વીસ્મય લાગ્યું. તેથી તે પોતાના મનમાં કહેવા લાગ્યો કે, ' આજ પર્યંત મેં પુષ્કળ નદીઓ જોઈ હશે, પરંતુ રક્ત સરખા લાલ રંગની પાણીની નદી આજ દીવસ સુધી મારા જોવામાં આવી નથી. એટલુંજ નહીં પણ આવી રક્તવર્ણી નદી છે તે મારા જાણવામાં કે સાંભળવામાં કદી પણ આવ્યું નથી. એટલા માટે આ અદ્દભુત ચમત્કારવાળી છે. તો તે નદીની અવશ્ય તપાસ કરવી જોઇએ. એવો વીચાર કરીને તે તે નદીના મુળ મુખ આગળ જવાને નિકળ્યો. આ વખતે તાપ સખ્ત પડતો હતો, તેણે કરીને તે રેતાળ જમીન ખુબ તપી ગઈ હતી. તેથી ચતુરસીંહ અને તેનો ઘોડો બહુ પાણી પાણી થઈ ગયા હતા, છતાં

ચતુરસીંહ હીંમત ન હારતાં પોતાની મુસાફરી આગળ ચાલુ રાખી હતી.

આ મુસાફરીથી જો કે તે બહુ કંટાળી જવાથી તે મનમાં બડબડવા લાગ્યો કે, 'જો ક્રૂરને આસરો આપ્યો નહોત, અને ચપળાને સભામાં ગાવાને બોલાવી ન હોત તો, હમણા હું જે વીટંબણા વેઠું છું તે કદી પણ વેઠવી પડત નહીં. એ બધા પાપ ક્રૂર અને ચપળાના નડયા છે. ખેર. બનનાર હતી તે બની અને હજી શું બનશે તે કેમ કલ્પી શકાય ?'

ચંદ્રકળા અને તેની દાસી ચપળાને મેળવવાને માટે હજારો માથાઓનો, અને લાખોનો ભોગ આપવો પડશે ! અને તેટલો ભયંકર ભોગ આપતા, તેનું શું પરીણામ આવશે તે કેમ કહી શકાય ?

સાપે છંછુદર ગળવા જેવું કાર્ય મેં કર્યું છે તે હવે કેમ મુકાય ! મુકાયતો નાક જાય ! આંટ જાય ! અને દુશ્મનોની ચઢીયાતી થાય ! અમે એક છીએ અને તે બે છે, અને તેને ચાર હાથ છે, અને તેવા અનેક હાથો તેને સહાય થશે, તેના કરતાં મારા કાર્યને મદદ કરતાં ઓછા હાથો છે ! છતાં તેનો હું ડર રાખતો નથી, ભડકતો નથી, કંપતો નથી, કે નથી પાછો હટવાનો ! એકવાર તો આસમાન

અને પાતાળને એક કરી નાખીશું ! ચંદ્રશેખરનું તો નાક કાપી લીધું છે ! હવે તે વગર નાકનો શું એક ક્ષણ પણ મારી દ્રષ્ટી સમીપ ઉભો રહી શકશે કે ? કદી નહીં ! અહાહા ! ઇશ્વરની કેવી અગાધ કૃપા અમારી ઉપર છે. એ કૃપાથી શું દુશ્મનના ગાત્ર ગળી નહી જાય ! ચંદ્રસેખરની ભત્રીજી પ્રભાવતીને મારા મ્હેલમાં, મારી સાથે બેઠેલી સાંભળતાંજ, ચંદ્રસેખરની આંખો ઉચી નીચી થયા વગર કદી પણ રહેનાર નથી. અને જો તે અમારી સામે ઉંચી નીચી આંખો કરવાને પ્રયત્ન કરશે, તો તેની આંખો તેની ભત્રીજી પ્રભાવતીના હાથે ફોડાવીશ. પ્રભાવતી કંઈ કમ નથી ? તે ખરી ક્ષત્રાણી છે ! તેણીમાં ખરી ક્ષત્રાણીનું પાણી છે ! અને તે પાણી નહોત તો શું તે દુષ્ટ જાદુગર વીરઘંટનાં પાપી પંજામાંથી બચીને પોતાનું શીલવત બચાવી શકંત ? કદી પણ નહીં. પ્રભાવતીને જોતાંજ જાગવાની–લાગવાની–બાપામારી બોલવાની, ને સળગી ઉઠવાની ! તે ભલે ઉઠે ! અને તે સળગાવવા માટેજ અમારી ઇચ્છા ઇશ્વર પાર પાડો.

હું ધારૂંછુ કે, આ ભુમિ કોઈ જાદુગરની છે, બહુરૂપીઓની વીદ્યા કરતાં જાદુગરોની મંત્ર વીદ્યા વધારે શ્રેય કારી હોય છે. જો કે અમારા બહુરૂપીઓ એક બીજાના સ્વરૂપ ધારણ કરીને એક બીજાને ઠગવામાં પોતાની ચાલાકી

વાપરે છે, અને જો તેની સાથે તેઓને આવી જાદુઇ વીદ્યાનો અભ્યાસ કરાવ્યો હોય તો, પછી કંઇ મણાજ નહિ રહે.

આ વખતે જો મેં પ્રભાવતીને સાથે લીધી હોત તો તેની મદદ બહુ ઉપયોગી થઇ પડત, અને તેણીનો એક ઢાલરૂપે ઉપયોગ કરત. પણ ભુલ થઇ તે હવે કેમ સુધરે. હવે બને તે ખરી.'

આવી રીતે તે મનમાં બડબડતો બડબડતો નદીને કીનારે ચાલ્યો જાય છે, આમ ચાલતાં ચાલતાં તે કેટલેક દિવસે તે નદીના મુળ મુખ આગળ આવી ચઢયો. તે નદીના મુળ મુખની વચમાં એક મ્હોટું વૃક્ષ હતું, અને તે વૃક્ષની દરેક ડાળીઓ ઉપર અનેક સ્ત્રીઓના મસ્તકો કાપી લટકાવેલા હતા, તે મસ્તકમાંનું લોહી તે નદીમાં ટપકી રહ્યું હતું તેની ઉપર ચતુરસીંહની નજર પડી.

આ વીલક્ષણ ચમત્કાર જોઇને ચતુરસીંહ તે ટાંગેલા મસ્તકો તરફ એક સરખો નિરખી નિરખીને જોવા લાગ્યો, તેટલામાં તે સર્વે મસ્તકો ખડખડ હસવા લાગ્યા. એટલામાં સર્વ કરતાં, ઉંચે જે મસ્તક લટકેલું હતું તેની ઉપર તેની નજર ગઇ. તે જેમ એકાદુ વૃક્ષ પવનના સપાટાથી જમીનમાંથી ઉખડી પડે છે તે પ્રમાણે તે મસ્તકનું મનમોહક

સૌંદર્યના યોગથી કામવિહ્વળ થઇને ચતુરસીંહ ઘોડા ઉપરથી ઉથલાઇ જઇને જમીન ઉપર પડયો. ઘણો વખત વીતી ગયા પછી તેની મૂર્છા પાછી વળવાથી તે બરોબર સાવધ થયો. અને પછી તે મનમાં વીચાર કરવા લાગ્યો કે, ' આ મસ્તકોમાંથી લોહીના ટપકવાથી આ નદીનું પાણી લાલ થઇ ગયું છે. આ ખેલ કંઇક અજબ છે. મોહક છે, રસીક જવાના હ્રદયને ભેદનાર અને દુઃખજનક છે. આવો ભેદીક ખેલ શા માટે, કોણે રચ્યો હશે ? તેમ કરવામાં તેનો શું હેતુ હશે ? તેનો પાર પામી શકવાને ચતુરોની ચતુराઈ ચુલે ચઢી જાય તો પછી મૂર્ખા, અજ્ઞાનો, અને વીચાર વગરના અલ્પ પાણીઓ આવા ભેદ શું જાણી શકવાના હતા ? તે તો આ જોતાજ ઢળી પડે. પણ ગમે તેમ હો, ગમે તેમ થાઓ, પણ તેવા ભેદ જાણ્યા વગર જાવું એતો કેવળ મુર્ખાઇજ છે. જોવું, જાણવું, અનુભવવું, અને તેમાંથી સાર ગ્રહણ કરવો એજ ઉત્તમ લક્ષણવાળા મનુષ્યોનું કર્તવ્ય છે.

એક વખત ધડથી જુદા થયેલા મસ્તકને હસતાં કદી પણ કોઇએ જોયું નથી. તેમ કોઇના મુખેથી સાંભળ્યું નથી. આમ હોવા છતાં આ મસ્તકો કેમ હસે છે, અને આ મસ્તકોને અંહીંઆ કોણે ટાંગી રાખ્યા છે. તેની તપાસ અવશ્ય કરવી જોઇએ, આવો વીચાર તેણે કર્યો. પરંતુ એટલામાં સુર્યોસ્ત થવાને લીધે તેણે ત્યાંજ પડાવ નાંખવાનો વીચાર કર્યો.

અડધી રાત વીત્યા પહેલા તે વૃક્ષ ઉપરની ડાળીઓ ઉપર ટાંગવામાં આવેલા સઘળા મસ્તકો એક પછી એક તે વૃક્ષ નીચેના પાણીમાં પડવા લાગ્યાં. બધા પડી રહ્યા પછી તરતજ ત્યાં એક સુંદર મ્હેલ ઉત્પન્ન થયો તે જોતાજ ચતુરસીંહ બહુ ચકીત થઈ ગયો.

આ સુંદર મ્હેલમાં અનેક પ્રકારની રંગ બેરંગી બેઠકો બનાવવામાં આવી હતી અને તે ઉપર સોના રૂપાનાં અનેક સીંહાસનો ગોઠવવામાં આવ્યા હતા અને તેના મધ્યભાગમાં એક રત્નજડીત સીંહાસન મુકવામાં આવેલું હતું. મ્હેલની અટારીઓ ઉપર વારાના અને મશરૂના પડદા ટાંગવામાં આવેલા હતા. જગ જગે હાંડી ઝુમરો, અને રત્નજડીત દીવીઓ પ્રજવલીત કરવાથી તે સુંદર મ્હેલ પ્રકાશમય તેજથી ઝળકી ઉઠયો હતો. એટલામાં કેટલીએક સુંદર ને તરૂણુ સ્ત્રીઓ એક પછી એક આવીને પોત પોતાના દરજ્જા પ્રમાણે સીંહાસન ઉપર બીરાજમાન થઇ. થોડોક સમય વીત્યા પછી પ્રત્યક્ષ ઇંદ્રની અપ્સરાઓને શરમાવે એવી એક નવયૌવના મધુરાક્ષી મુખ્ય સીંહાસન ઉપર આવીને બેઠી. આ અદભુત ચમત્કાર જોતાજ ચતુરસીંહને એમ લાગ્યું કે, મેં જે વૃક્ષની ડાળે લટકતા જે મસ્તકો, ‘ જોયા હતા તેમાંથીજ આ સર્વે સ્ત્રીઓ ઉત્પન્ન થઇ છે, હું જે મુખકમળને જોઇને મોહિત થયો હતો, તે મસ્તકવાળી આજ મુખ્ય સ્ત્રી બનેલી

છે. આ સર્વ વીલક્ષણ ચમત્કાર છે. આવી રીતે તે વીચાર કરે છે, એટલામાં અહીંઆ તે મુખ્ય સ્રીના હુકમથી નૃત્ય શરૂ થયું. ચતુરસીંહે જોકે અનેક વખતે નૃત્ય ગાયન સાંભળ્યું હતું, તોપણ આ વખતે અનુપમય સૌંદર્યતાવાળી મુર્તિના મધુર સ્વરો સાંભળતાનેવાર તે તો તેની ઉપર ફીદા ફીદા થઇ, તેનામાં તલ્લીન બની ગયો. આ નૃત્ય ગાયનનો તમાસો થોડાક સમય વીત્યાબાદ સમાપ્ત કરતાજ, તે સર્વ સ્રીઓ જમવાની તૈયારી કરવામાં રોકાઇઓ. જુજ વખતમાં સર્વ તૈયારી કરી લીધા પછી તે સ્રીઓ જમવા માટે, પોતપોતાની જગ્યાએ બેસી ગઇઓ, તે જોઇને તે સ્રીઓની સરદારણ બોલી કે, 'આ મ્હોલની નજદીકના વૃક્ષની નીચે એક તરૂણ પુરૂષ રાત રહયો છે, પણ તે ભુખ્યો છે તે માટે આમાનો એક થાળ તેને લઈ જઇને આપો.'

પોતાની સરદારણનો આવો હુકમ થતાજ તેમાંની એક સ્રી તરત પોતાની જગાએથી બેઠી થઈને પંચ પકવાનોનો એક થાળ ભરીને ચતુરસીંહની આગળ આવી, અને તેની સમીપ મુકી તેને જમવાનો આગ્રહ કરવા લાગી.

ચતુરસીંહ તેના ઉત્તરમાં તેણીને કહેવા લાગ્યો કે, 'જે સ્રીએ મારે માટે આ પંચ પકવાનોથી ભરીને થાળ મોકલ્યો છે તે પરોપકારી સ્રીનું નામ જાણ્યા વગર હું

આ અન્નનો સ્પર્શ કરનાર નથી.' તેનો જવાબ તે સ્ત્રી ચતુરસીંહને ન દેતા, પોતાની સરદારણ પાસે જઇને તે સર્વ હકીકત કહી સંભળાવી ત્યારે તેની તે સરદારણે પોતાની દાસીને કહ્યું કે જા તું તેને કહે કે, ' આજ તું આ અન્નનો સ્વીકાર કરીશ ત્યાર પછી તારો હેતુ પૂર્ણ થશે.' તે નીરોપ લઇ ને તે દાસી ચતુરસીંહ પાસે આવી, અને પોતાની સરદારણે જે કહ્યું હતું તે તેને કહી સંભળાવ્યું. પણ ચતુરસીંહે તેનું કંઇ પણ ન સાંભળતાં હઠ લઇને બેઠો, અને તેની દાસીને જેવો કહેવા જાય છે તો તેણીને અંતરધ્યાન થયેલી જોઇ.

ભોજન આટોપી લીધા પછી આખી રાત નૃત્ય ગાયનની ધમાલ મચાવી મુકી અને જેવો અરૂણોદયનો સમય થતાજ તે મ્હાલ એકાએકી અદ્રશ્ય થઈ ગયો અને તેને ઠેકાણે પ્રથમની પેઠે એક ન્હાનું સરખું ભોંયરૂં દેખાયું, અને તે સર્વ સ્ત્રીઓના મસ્તકો પૂર્વવત વૃક્ષની ઉપર લટકવા લાગ્યા.

આ અદભુત ચમત્કાર માટે ચતુરસીંહ ઘણા સમય સુધી એક સરખો વીચાર કરી રહયો હતો, પરંતુ તે માટે તેનો વીચાર સ્થીર ન થવાથી, તેનો ખરો ભેદ તેના જાણવામાં આવી શકયો નહીં. આવી સ્થીતી થવાના કારણથી ચતુરસીંહ કાવરો બાવરો સરખો થઇને મ્હોટી ઉત્કંઠાથી

તે મસ્તક તરફ જોતા તે વૃક્ષની નીચે જઇને સ્વસ્થ બેઠો. તથાપી જે મુખચંદ્રે મારા મનનું હરણુ કરેલ છે તેની સાથે લગ્ન કર્યાં વગર કદી પણુ રહેનાર નથી. આવો તેણે પોતાના મનમાં દ્રઢ નિશ્ચય કર્યો. એટલામાં સુર્યોસ્ત થયા પછી થોડીક રાત વીત્યા પછી પ્રથમ પ્રમાણે સુશોભિત મ્હેલ ઉત્પન્ન થઇને તે સર્વે સ્ત્રીઓ નૃત્ય–ગાયનમાં તલ્લીન બની ગઇઓ, તે વખતનો તેણીઓના ગાવાનો થાટ ને હાવભાવ જોઇને પ્રત્યક્ષ દેવનો રાજા જે ઇંદ્ર તેને ત્યાં પણુ આવા પ્રકારનો ગાયન સમારંભ થતો નહીં હોય એમ તેને લાગ્યું. એટલુંજ નહીં પણુ ગાયનકળા જે યક્ષ, ગંધર્વ, કિન્નર તેઓને પણુ આવા પ્રકારનું ગાયનવાદન કરતા આવડતું નહિ હોય, એમ તેના મનની ખાત્રી થવાથી. ચતુરસીંહ ચકીત બની ગયો.





# પ્રકરણ ૨૨ મું.

---

## ચીત્રપુરમાં ગભરાટ.

જે ઘણું કરે તે થોડાને માટે, જે બહુ હોડે તે જ પડે, જે પારકાનું સારૂં જોઇ શકતો નથી, તે પોતાનું કદી પણ સારૂં કરી શકતો નથી. જે પારકાઓનું ખાઇ પારકાઓનું બુરૂ કરનારાઓને આસરો આપી, તેના કહેવાથી, તેનો અને પોતાનો નીચ હેતુ પાર પાડવા માટે દુષ્ટવાસનામાં ડુબી જઈ પારકાનો નાશ કરવાને તત્પર થાય છે, પણ તે તેનો નાશ કરવાને તત્પર થતો નથી. પણ પોતાનોજ નાશ કરવાને તત્પર થાય છે એમ થોડાજ સમજે છે. જો તેવી રીતે ચીત્રપુરનો રાજા ચતુરસીંહ સમજતો હોત તો, તે કદી પણ નવલગઢના રાજા જયસિંહનાં નીમકહરામ નોકરોને આસરો આપી તેના કહેવા મુજબ વર્તવાને તૈયાર થાત નહીં.

આવી રીતે પોતાની બુદ્ધિનો કનીષ્ટ માર્ગે ઉપયોગ કરવાથી તેની બુદ્ધિ કેવી નષ્ટ થઈ ગઇ અને તે નષ્ટ થવાથી તે પોતાનાં રાજ્યનો ત્યાગ કરીને કેવે રસ્તે ચહડી ગયો છે તે વાંચક! તારા જાણુની બ્હાર રહ્યું નથી.

આમ કરવા જતા હાલ તો તેને બહુ ઉમંગ વધ્યો છે, અને તે ઉમંગ હાલ તરત તેને કદાચ પ્રાપ્ત થશે. પણ તે ઉમંગ આગળ જતા તેને મહા દુઃખદાયક થઈ પડનારજ છે તે બીચારો ચતુરસીંહ થોડુંજ જાણે છે.

તેણે દુધમાંથી પુરા કાઢવા જેવું કર્ત્તવ્ય કરવાને પગલું ભર્યું છે, તે પગલું તેના રાજ્યનો નાશ કર્ત્તા થઇ પડશે. તે માટે તે જરા પણ વીચાર કરી શકવાને સમર્થ થયો નથી. જો તે તેને માટે વીચાર કરવાને, યત્કીચિંત પણ સમર્થ થયો હોત તો, તે કદી પણ આવી રીતે જયસીંહ ઉપર ચંદ્રકળા અને તેની દાસી ચંપાને મેળવવાનો પત્ર લખી પોતાના રાજ્યનો ત્યાગ કરીને એક જાદુગરણની ઉપર મોહીત પડત નહીં. ઇશ્વર, અને જન સમાજ પ્રીય કાઇ કરવા જતાં ઘણો કાળ જોઇએ છેયે. પણ કુદરતની, અને સમાજની વીરૂદ્ધ કર્ત્તવ્ય કરતા વધુ વખતની જરૂર જોતી નથી. એમ આપણે ઘણાક દૃષ્ટાંતો અને દાખલાઓ ઉપરથી જાણી શકવાને સમર્થ થયા છીએ.

ચપળાના મોહમયી માયામાં લપટાયાથી, ચતુરસીંહે પોતાના ભવીષ્ય માટે કંઈ પણ સારાસારનો વીચાર ન કરતાં એકદમ ગુમ થઇ જવાથી મ્હેલમાં રાણી અને તેની દાસીઓ શોકમય અખાતમાં પડી તડફડીઆ મારવા લાગીઓ. રોઇ કુટીને મ્હેલને શમશાન સરખો બનાવી મુકયો. માહારાણીના અને તેની દાસીના હૃદયભેદક રૂદનથી તમામ મહેલ શોકમય બની ગયો.

રાણી અને તેના દાસદાસીઓના રડાકુટથી તમામ મ્હેલના રક્ષકો શોકમય થઇ મહેલ, મ્હેલની ગુફાઓ અને મ્હેલની આસપાસ આવેલા જંગી કીલ્લાઓના ગુપ્ત કોઠાઓમાં ખુબ તપાસ ચલાવી, પણ ત્યાં ચતુરસીંહનો પતો ન લાગવાથી, સૌની હીંમત અને હામ તુટી પડી.

આ મચી રહેલા શોર બકોરનો જબરો ઘોઘાટ ઘોર કરતો આખા નગરમાં ફેલાઇ જવાથી આખુ નગર ગભરાટમાં પડી ગયું, અને રાજાના આવા આચરણ માટે વિરૂદ્ધ આપસ આપસમાં વાતો કરવામાં ગુંચવાઇ ગયું.

આ ખબર દીવાનને થતાં દીવાન આવરો બાવરો બની ગયો. અને હાંફતો હાંફતો રાણીવાસમાં આવ્યો અને રાણીને પુછપરછ કરતાં ચતુરસીંહ કેમ ગુમ થઇ ગયો

તેની કંઇપણ ખરી ખબર ન મલવાથી દીવાન વધારે ગભરાટમાં પડી જવાથી દીવાનના મુખપર શ્યામતાં ફેલાઇ ગઈ, છતાં પોતાની હીંમતને એકદમ ખોઇ ન દેતાં, એકદમ સૈન્યાપતિને પોતાની પાસે બોલાવ્યો. દીવાનનો હુકમ થતાજ અનુચરો દોડી ગયા, અને એક ક્ષણુમાં સેન્યાપતિને તેડી લાવ્યાં. સૈન્યાપતીને પોતાની સમીપ આવી ઉભેલો જોઇને દીવાને તેને હુકમ કર્યો કે, હવણા ને હવણાં, સો સો સ્વારોને રાજાની શોધ માટે ચારે દીશાએ રવાના કરો. અને તમે પણ વીસ અશ્વારોને લઇને આપણા જંગલમાં તપાસ અર્થે હમણાને હમણા ચઢી જાઓ અને જતી વખતે તમામ સૈન્યાને તૈયાર થઈ રહેવાની તાકીદ કરતા જજો.'

દીવાનના આ હુકમથી સૈન્યાપતીએ કહ્યું કે, 'ઠીક છે. તે માટે તમે નચીંત રહેજો. તમારા કહેવાની પૂર્વે મેં મારી તમામ સેનાને તૈયાર થઈ રહેવાનો હુકમ કર્યો છે અને હું આપના હુકમ મુજબ કરૂં છું' એટલું કહીને સૈન્યાપતી ત્યાંથી ચાલતો થયો.

ત્યાંથી દીવાન નીકળી. રાજ મ્હેલમાં આવી પોતાને આસને બેઠો, અને તેની આસપાસ સર્વે ન્હાના મ્હોટા રાજ્ય અમલદારો અને તે રાજ્યના બહુરૂપીઓ આવી ત્યાં બેસી ગયા પણ તેઓ સઘળાઓ વીચાર રૂપી

વંટોળીઆમાં ઘેરાઇ જવાથી તેઓ કેટલીક ક્ષણ સુધી ચતુરસીંહના ગુમ થવાનું કારણ જાણવાનો કંઇ પણ વીચાર દ્રઢ કરી શકયા નહી.

એટલામાં શાંતીનાથ જોસી આવ્યો, અને દીવાનને કહ્યુ કે, 'દીવાનજી! જરા ધીરજ રાખો! અકળાઓમાં! આમ અકળાઈ જવાથી કંઈ આરો આવનાર છે! આમ જો આપ ગભરાઈ જશો તો, તો તે તમારી નબળાઇનો લાભ આપના શત્રુઓ કદી પણ લીધા વગર રહેનાર નથી.

'હું તેટલા માટેજ ગભરાઈ ગયો છું, અને તેવું કંઈ પણ રાજ વીરૂદ્ધ ભયંકર પરીણામ ન આવે તેના વીચાર માટેજ અકળાઇ ગયો છું' દીવાને શાંત વીચારથી કહ્યું,

'એ તમારી વાત ખરી છે. છતાં માણસ શું કરવા ધારે છે, ને શું કરે છે, તે તમે શું જાણતા નથી?' હું" મારો જોશ જોઇને આવ્યો છું, અને તે જોશના આધાર ઉપરથી હું તમને આ વખતે રાજા ચતુરસીંહનાં ભવિષ્ય માટે કહુંછું કે, તેમણે જે પગલું ભર્યું છે તે તેમને અને તેમના આખા રાજ્યને નુકશાન કરતા નિવડશે? તેમાં તમે અને અમે શું કરનાર છીયે. તે કહે છે કંઇક, અને કરે છે કંઈક; તે કરે છે. અને કરવાના છે તે તમને કે અમને

કંઇ ન કહેતા, તેને બદલે તમને અને અમને સદન્તર ખોટુંજ સમજાવે છે. ત્યાં આપણે શું કરીશું? જો કે તે આપણા શીરતાજ શીરછત્ર સમાન પુજ્ય છે. આપણે તેના આશ્રીત અને તાબેદાર સેવક છૈયે. તેમના સુખ વૈભવ અને રાજની કાન્તી માટે પ્રાણ પાથરીયે છૈયે છતા તે માટે તેમને દરકારજ નથી. તેમ તેમનો આપણી ઉપર વીશ્વાસજ કયાં છે? માટે તે માટે લાંબો વીચાર ન કરતા, જે આપણાથી બંને અને આપણા માથા ઉપર જે ફરજો બજાવાની છે, તે બજાવવામાં કદી પણ ચુકવું નહીં એ આપણો ધર્મ છે. પછી કર્તા કારવતા માલીક છે. હું તમને આ સમે સાર કહી દઉ છું કે, ચતુરસીંહ નહી કરવાનું કર્તવ્ય કરવાને એક જાદુગરણના મોહમાં લપટાઇ ગયા છે, પણ તેને તે પ્રાપ્ત ન થતા અને તેનું સુખ ન ભોગવતાં, તેનો ભોગવતો તેના દુશ્મનોજ લેવાને સમર્થ થશે.

વળી તેણે સુતા સાપને જગાડવા જેવું, મહા ઘોર કર્તવ્ય કર્યું છે, તે જ્યારે તમારાં અને બીજાઓના જાણવામાં આવશે ત્યારે તમે તમારા દાંતની વચ્ચે તમારા આગળાં ઘાલીને કરડી ખાવાને તૈયાર થઇ જશો.'

જોશીના આ સમયસુચક અને ભવીષ્ય વાચક શબ્દો સાંભળીને દીવાન તો ઢીગમુંઢ બની જઇને કહેવા લાગ્યો

કે, 'જોશીજી ! તમારી વાણી સત્ય છે, અને જ્યારે તમે કંઇ કહોછો તે સત્યજ ઠરે છે. તેમાં આપણે શું કરશું આપણે જેની સાથે બંધનથી બંધાયેલાં છૈયે તે બંધનની રૂએ આપણે આપણી ફરજ બજાવીએ છૈયે અને બજાવીશું.

રાજાના આવા કર્તવ્ય માટે ઘણો દીલગીર છું. તેણે પોતાના ભવીષ્યનો કંઇ પણ વીચાર કર્યા વગર જે પગલું ભર્યું છે. તે નીંદાને પાત્રજ છે. આપણે એમાં શું કરીશું આપણે કેટલા આડા હાથ આપીશું, કેટલાઓને સમજાવીશું ! અને કેટલાઓની સાથે બાથ ભીડીશું ? ખરૂં છે કે 'રાજા વાજા અને વાંદરા' એ ત્રણે કોને વશ થયા છે કે આપણને વશ થશે ! બનનાર હશે તે બનશે ! ભાવીક મીથ્યા થનાર નથી ! આપણો ધર્મ છે કે બનતા સુધી સાવધગીરીથી રાજ્યનું અને પ્રજાનું રક્ષણ કરવું. શાંતીનાથ ! તમે પણ હમણા જરા સાવધ રહેજો ! દુશ્મનના બહુરૂપીઓ નગરમાં આવી કંઈ ચાલાકી કરી નહીં જાય.

આ પ્રમાણે પોત પોતાના બંદોબસ્ત કરી સૌ પોત પોતાને કામે વળગી ગયા.

તમે જાણો છો કે કુરના ભંભેરવાથી હવણાજ ગુરૂનાથને એક સખ્ત પત્ર લખીને જયસીંહની ઉપર મોકલાવ્યો છે, અને જો તેઓના જાણવામાં આ વાત આવે તો

શું તેઓ પોતાનું વેર લેવાને કાંઈ બાકી રાખે ખરા કે? દીવાને ઘાંટા સાદે કહ્યું.

તમે સમજું છો. વીચારવંત છો, રાજતંત્રને કેમ ચલાવવું, અને તે રાજતંત્રની મજબુત સાકળને તોડી નાખવાને આતુર રહેલાઓની કેમ ખબર લેવી, તેના તમે પુરતા અનુભવી છો. અને તે માટે કોણ અજાણ્યું છે. અને તે માટે કયા બે મત છે; અને તે. માટે રાજાએ પણ આપના બહુવાર વખાણ કરેલા છે, અને ઘણીક વખત એમ પણ કહેતા હતા. કે દીવાનજીને માટે અમે ઘણા નચીંત છૈયે, અને અમે પણ હવણા કહીએ છૈયે કે તમારા ઉમદા રાજ્ય ગુણો માટે અમે પણ ઘણા નચીંત છૈયે અને તમને મદદગાર રૂપે આપણો સૈન્યાપતિ પણ કયાં કમ છે? તેમ આ રાજ્યના બીજા અમલદારો પણ કયા કમ છે? તે તમારી. મતીને અનુસરીને જ વર્તનારા છે. તો પછી તમારે શી ચીંતા છે. રાજા નથી તો શું થયું! દુશ્મન ઝખ મારે છે! ગમે તેવો બળવાન દુશ્મન કેમ આપણી ઉપર ચઢી આવતો નથી તેની ખબર લેવાને ચતુરસીંહ રાજાના નીમક હલાલ નોકરો પોતાના પ્રાણનો ભોગ આપવાને એક પગે તૈયાર છે! શાંતીનાથે છાતી ઠોકીને કહ્યું

આ સમે ત્યાં પન્નાલાલ નામનો એક બહુરૂપી બેઠો હતો તે એકદમ બોલી ઉઠયો કે, 'ત્યારે આપણા બહુરૂપીઓ

કયા કમ છે? અને બંદાને હુકમ થાય તો, જે ઠેકાણે આપણા શીરછત્ર એક જાદુગરણીના મોહમાં સપડાયા છે ત્યાં જવાને તૈયાર છે ?

બેશક ! ખુશીની સાથે કમર બાંધો ! જાઓ ! સત્વર જાઓ ! અને તમારૂં પરાક્રમ બતાવીને રાજાને અહીંઆ લાવો, તમને રાજ્ય તરફથી સારૂં ઇનામ આપવામાં આવશે' શાંતીનાથે પન્નાલાલનો વાસો ઠોકીને કહ્યું.

દીવાન અને જોશીનો હુકમ થતાજ પન્નાલાલ બહુરૂપી ત્યાંથી કુદકો મારી પોતાને સોંપવામાં આવેલા કાર્યને કરવાને દોડયો.

એટલામાં મ્હેલમાંથી એક અનુચર આવ્યો અને દીવાનને કહ્યું કે, 'આપને રાણીજી બોલાવે છે.'

દીવાનના કહેવાથી બીજા અમલદારો પોતપોતાના કામે વળગી ગયા. અને દીવાન અને જોશી મ્હેલમાં રાણી પાસે ગયા, શોકાતુર થયેલી રાણીને દીવાને અને જોશીએ બહુ સમજાવ્યાં. અને તેમને દીલાસો આપ્યો કે, 'તમારે રાજાને માટે જરા પણ દીલગીર થવું નહીં, અમે તેમને શોધવા માટે ચો તરફ લશ્કર અને આપણા ચાલાક બહુ રૂપીઓને દોડાવ્યા છે, અને બહુ કરીને બેચાર દહાડામાં તેમને તમારી સમીપ ઉભેલા જોશો.'

દીવાન અને જોશીના આવા શાંતીદાયક અને ધીરજ ભરેલા શબ્દોથી રાણીને જરા ધીરજ આવી, અને દાસદાસીઓને પોતાના કામે વળગી જવાનો હુકમ કરીને દીવાનને કહ્યું કે, 'હમણા નગરમા જયાં ત્યાં બેદીલી ફેલાઇ ગઈ છે અને લોકોના ટોળા મળીને મ્હેલની અને કીલ્લાની આસપાસ ફરી રહેલાને તમે જાતે જઈને, તેઓને સારી શીખામણ આપીને વીખેરી નાખો.,

રાણીના આવા વખાણવા લાયક અને સલાહરૂપ ધીરજ આપનારા શબ્દો સાંભળી લઈને દીવાને કહ્યુ કે; 'રાણીજી! તે માટે આપ જરા પણ શોચ કરશો નહી ,અમે હમણા જઈને સર્વને સમજાવીને શાંત કરીએ છેયે

એટલું કહેતાની સાથે દીવાન અને જોશીજી મ્હેલની નીચે આવ્યા અને કીલ્લાની બ્હાર નીકળી, જે જે ટોળીઓ મ્હોટેથી વાતો કરી ઉશ્કેરણી કરી રહયા હતા તે તે ટોળાઓને સમજાવી પટાવી, કંઇ રાજયદંડ બતાવી તે ટોળાઓને વીખેરી નાંખી અને બેદીલ થઇ ગયેલી પ્રજાને શાંત કરી પોતપોતાને કામે વળગી ગયા.





# પ્રકરણ ૨૩ મું.

---

## પ્રેમનો પ્રકાશ.

એક વખતે રાજા જયસિંહ રાજયમ્હેલમાં દરબાર ભરીને પોતાના પ્રવીણ અને બુદ્ધિશાળી શુમંત્રી સાથે બેસીને બલસીંહને માટે કંઇક વાતચિત કરી રહયો હતો. આ બનેની અજાયબી વચ્ચે અને જેને માટે અત્યંત દીલગીર થઇને મ્હરાજા વાતો કરી રહયા હતાં તે ચતુરસીહ પોતાના મસ્તક ઊપર એક મ્હોટા ગાંસડા સહીત દરબારમાં દાખલ-થઇ સર્વની સમક્ષ આવીને ઉભો. સર્વની સમીપ આવીને ઉભતાજ તેણે પોતાના મસ્તક ઉપરનો ગાંસડો દરબારના મધ્ય ભાગમાં રાખીને રાજાને બે હાથે સાષ્ટાંગ નમ-સકાર કર્યો.

આવી રીતે એકાએક અને વળી પોતાની સાથે એક ગાંસડો બાંધીને પોતાની સામે આવીને ઉભેલા ચતુરસીંહને જોતાજ,

રાજા જયસીંહ અને તેના મંત્રીના આનંદનો પાર રહયો નહીં, અને બલદેવસીંહ અને તેના રાજા ચંદ્રસેખર પ્રત્યેનો પ્રેમ તેઓનો મુખપર ચંદ્રના તેજ સમાન પ્રકટી નીકળ્યો તે જોઇ તમામ દરબાર છક બની ગઇ.

આનંદની લ્હેરકી આવતાજ રાજા જયશીંહ પ્રફુલિત વદને બલદેવસીંહને પુછ્યું કે કેમ છો ચાલાક બલદેવસીંહ ! તમે આટલા દીવસ સુધી કયાં ગુમ થઇ ગયા હતા ? તમે આવી રીતે એકાએક ગુમ થઇ જવાથી અમારાં હોંસ કોંસ ઉડી ગયા હતા, અને જીવમાં જીવ રહ્યો નહોતો ? વળી તમારી સાથે આ ગાંસડો શાનો લાવ્યા છો ?

‘ ખરેખાત ! ચતુર બલદેવસીંહ ! તમારા વીનાતો અમારા આખા રાજ્યમાં સુન્કાર છવાઇ ગયો હતો અને તમારા વીયોગથી અમારી આંખે અંધારી ફરી વળી હતી, અને તમારા વીયોગથી અમને કાંઇ પણ કાર્ય કરવાને સુઝતુ ન્હોતું. વળી તમારા જેવા એક સહાસીક માયાળું બહુરૂપી જેવા ખેલાડીના ગુમ થઈ જવાથી દુશ્મનોના પેટ બહુ ફુલી ગયા હતા. અને તેમના હર્ષનો પાર રહ્યો નહોતો.

અચળગઢમાં પણ અમે તમારી શોધ ખોલ કરાવવામાં કાંઇ બાકી રાખી નહોતી, છતા ત્યાં તમારો પત્તો ન મળવાથી અંહીના આવો ભય ઉપજાવનારી ખબર સાંભળીને

તમારા પીતાજી પણ ચીંતાતુર બની ગયા છે જયસીંહના દીવાને કહ્યું.

'અહો શીરતાજ! આપનો તાબેદાર ચાકર આપના દુશ્મનોના પાપી પંજામાં સપડાઇ ગયો હતો, પણ આપના પૂર્વના પુણ્યના પ્રતાપથી અને તમારા પ્રેમપૂર્વક આશીરવાદથી આજ તે પાપીઓના પાપની શીક્ષા કરીને તે પાપીઓના પંજામાંથી છટકી આવીને તમારા દર્શનનો લાભ લેવાને ભાગ્યશાળી થવા પામ્યો છું; અને તેમની છાતીને ધબકતી રાખવા માટે, અને અચળગઢ નવલગઢના કેવા ચતુર અને ચાલાક બહુરૂપીઓ છે તેની છાપ તેની છાતીમાં ઠોકીને, રાજા ચતુરસીંહની બરાબરીમાં બેસનારાઓમાનાં બે બહુરૂપીઓને પણ સાથે ઘસડતો લાવ્યો છું" બલદેવે હસ્તા ચહેરેશાથી જવાબ આપ્યો.

મનના શોકને ટાળનાર, અને આનંદના વેગને વધારનારા, અને પ્રેમનો પ્રકાશ કરનારા, અને અંતે બંને રાજાઓની વચ્ચે સ્નેહનો વધારો કરનારા બલદેવના શબ્દો સાંભળતાંજ રાજા જયસીંહના આનંદનો પાર રહયો નહિં અને તેના તે ઉત્સાહમાં આવીને, રાજા જયસીંહ બોલી ઉઠયો કે, 'તમે ગુમ થઈ ગયા પછી. તમારી ઘેરહાજરીનો લાભ લેવાને દુશ્મનના બે બહુરૂપીઓ ચંદ્રકળાના મ્હેલમાં દાખલ થાય

હતા તેને ચંપાએ પકડી પાડયા હતા અને હાલમાં તેમને કેદખાનામાં કેદ કરીને રાખ્યા છે.'

'બલદેવસીંહ ! ચંપા પણ કમ નથી હો !' દીવાને કહ્યું

'ત્યારે ચપલા પણ કયાં કમ છે ?' રાજાએ કહ્યું.

'બધાને પાણી પાય એવા ચંદ્રકળા બાઇ પણ કયાં ઓછા છે' બલદેવે કહ્યું.

રાજાનો હુકમ થતાજ દરબારમાં પહેરો ભરતા એક સીપાઈએ તે બહુરૂપીઓનો બાંધેલો ગાંસડો છોડયો. એટલે બલદેવે તેમને એક દવા સુંઘાડીને તરત શુદ્ધિમાં લાવીને તેમને પણ વીરકામ અને નારાયણસીંહની સાથે કેદખાનામાં કેદ કરવામાં આવ્યા.

બીજી કેટલીએક આડી અવળી વાર્તા કરી લીધા પછી બલદેવે રાજા જયસીંહને કહ્યું કે, 'ધીરાજ! કૃપા-નીધિ ! આપનો અમારા પ્રત્યે, તમારા મુખપર પ્રેમ પ્રકટી નીકળ્યો છે તે જોઈ મને શું પણ અમારા રાજા, અને કુંવરરાજને પણ મ્હા આનંદ પ્રાપ્ત થયા વગર કદી પણ રહેનાર નથી. અને તે માટે આપનો અને આપની દરબારનો મ્હોટો ઉપકાર માનીએ છૈયે. જો આવી રીતે આપણે સર્વે એકએકના પ્રેમને પ્રકટ કરીને એકએકના પ્રેમને એકત્ર કરીને એકત્ર થઈ જઇશું તો આપણી ઈચ્છાનુસાર આપણે આપણું કામ કરી શકીશું !'

'અધીરાજ ! મ્હારા પકડાઇ જવાના સમાચાર જાણીને અચલગઢમાં સઘળાઓ શોકાતુર બની ગયા હશે, માટે જો આપ મને ત્યાં જવાની રજા આપોતો અમે તેમને મળી આવીએ ?'

ખચીત તમારે ત્યાં જવુંજ જોઇશે ? પરંતુ ત્યાંથી જલદીથી પાછા ફરવાની કબુલાત આપીને જાઓ ! રાજાએ હસીને કહ્યું, અને પોતાના પ્રધાન તરફ ફરીને પ્રધાનને કહ્યુ કે, પ્રધાનજી ! તમે પણ અમારા તરફથી રસાલા સહીત બલદેવસીંહ સાથે અચલગઢ જાઓ, અને મહારાજ ચંદ્રસેખરને અમારી તરફથી અમુલ્ય અને રાજવંશી ભેટ અર્પણ કરીને, અને અમારા તરફનો પ્રેમ તેમને દર્શાવીને, અને સ્નેહમાં વધારો થાય તેવા પ્રકારની સમજુતી આપીને બલદેવસીંહ સાથે તમે સત્વર કંઇ પણ ધીલ રાખ્યા વગર નવલગઢ તરફ પાછા ફરજો.'

એક જબરદસ્ત ઠાઠમાઠવાળો રસાલો તૈયાર કરવાનો હુકમ થયો અને તે તૈયાર થતાંજ, તેની સાથે નોબત નીશાનો ગડગડાવતા મ્હોટા આડમબરથી દીવાન અને બલદેવસીંહ અચલગઢ તરફ રવાના થયા.

પોતાના મ્હેલમાં ચપલાને દાખલ થયેલી જોઇને ચંદ્રકળાના આનંદનો પાર રહયો નહીં અને તે તેણીને આનંદથી ભેટી પડી બાથમાં ઘાલી ખબર અંતર પૂછવા લાગી.

મુસાફરીની દરમ્યાનમાં જે દુઃખમય અનુભવ મેળવવો પડયો હતો, અને બલદેવસીંહને છોડાવવા માટે, જે વેષ ધારણ કરવા પડયો હતો અને કેવી યુક્તીથી બલદેવને છોડાવી, તેના એ બહુરૂપીઓને પકડી પાડી અહીંઆ લાવીને કેદ કરાવ્યા તે સંબંધી સઘળી હકીકત ચંદ્રકળાને કહી સંભળાવી. એટલામાં ચંપા પણ ત્યાં આવી પહોંચી અને ચપલાને જોઇને ઘણી રાજી થઈ ગઇ. ચપલાની હકીકત પૂરી થતાજ ચંદ્રકળાએ હસીને કહ્યું કે, ' સખી ! ઓ સખી ! તું એકલીજ મનમાં ને મનમાં મલકાતી નહીં હોકે, તુંજ દુશ્મનોના બહુરૂપીઓને પકડી આવી છે ! ' અહીંઆ આ તારી બેનડીએ પણ એ બહુરૂપીઓને પકડી પાડયા છે ' આમ કહી ચંદ્રકળાએ સઘળી હકીકત કહી જે સાંભળી ચપલા બહુ હરખાઇ જઇ ચંપાને પ્રેમથી ભેટી પડી. અને તેને ખુબ ધન્યવાદ આપ્યો.

બલદેવસીંહ અને જયસીંહનો દીવાન વાજતે ગાજતે પ્રભાતના પહોરમાં દરબારની વખતેજ અચલગઢમાં દાખલ થઇ જવાથી તેઓ મ્હોટા ઠાઠથી મ્હોટી રાજવંસી ભેટોનો થાળો માણસના માથે ઉંચકાવીને દરબારમાં દાખલ થયા.

આ ઠંડા પહોરના વખતે રાજા ચંદ્રશેખર અને તેનો પ્રધાન, પ્રજાજનોની ફરીઆદો સાંભળી તેનો ફેસલો આપવામાં રોકાઇ ગયા હતા. અને તેની પાસે કુંમારવીરસીંહ બેસીને એક ધ્યાનસ્થ થઈને સર્વ જોયા કરતો હતો.

બળદેવસીંહ અને જયસીંહના પ્રધાનને મ્હોટા ઠાઠ અને આડમ્બરથી દરબારમાં દાખલ થતાં જોઇને કુંવરને જાણે તેની સર્વ મનકામના પૂર્ણ થઇ હોય એટલો બધો આનંદ તેને પ્રાપ્ત થયો. દરબારમાં જઇને જયસિંહના દીવાને રાજા ચંદ્રશેખરને સાસ્ટાંગ નમસ્કાર કર્યા અને બલદેવસીંહે શાસ્ટાંગ પ્રણામ કરી, પોતાના પીતાને વદન કર્યું, અને પછી કુમારના કહેવાથી બલદેવ તેની પાસે જઇને બેઠો.

જયશીંહના દીવાનને, તેનાં દરજ્જા પુરતું માન આપીને, તેને રાજાએ પોતાની પાસેના એક આસનપર તેનો હાથ પકડીને બેસાડીઓ.

પોતાના દરજ્જાથી પણ વીશેષ માન પોતાને મળવાથી ધવલરાય દીવાનનો ચ્હેરો આનંદથી પ્રફુલ્લિત થઇ ખીલી નીકળ્યો.

ત્યાર પછી રાજા જયસીંહના દીવાન ધવલરાયે પોતાના રાજાનો પત્ર અને મ્હોટી રાજવંશી ભેટ તેમજ કુમાર માટે એક ઉમદા પોશાકથી ભરેલા થાળો રાજા સમીપ મુકાવ્યા, જે જોઇ રાજાએ હસ્ત ચ્હેરાથી ધવલરાયને કહ્યુ કે, 'આપના ધીરાજ જયસીંહનો અમારી ઉપર હદ બહારનો આપ પ્રેમ ભાવ છે, તે પ્રેમ પ્રદર્શીત કરવાને માટે ખરો સ્નેહ ભાવ પ્રત્યે શીઘ્ય કરી આપવાને આપને અહીંસુધી મોકલાવ્યા છે

તે જાણી અમને મહા આનંદ પ્રાપ્ત થયો છે; અને તે આનંદના ઉત્સાહથી આપણા વચ્ચે જે અણુબનાવ બન્યો હતો તે સર્વેનો આ સમે સમુળગો નાશ થઇ ગયો છે, પરંતુ આટલી બધી ખટપટ કરવાનું કંઇ કારણ નહોતું.

રાજા જયસીંહનો પત્ર વાંચી કુશળ સમાચાર જાણી લીધા બાદ બલદેવને કેદ થયાની બીના પુછી જેના જવાબમાં બલદેવ પોતે કેવી રીતે તે પાપીઓના પંજામાં ફસાઇ ગયો હતો તેનો ખરો ખુલાસો તેમજ કેવી રીતે છુટયો તેનું બનાવતી વર્ણન વર્ણવી બતાવ્યું; અને ચપળાએ પોતાને મુક્ત કરાવવાની વાત છુપાવી અને છેવટે જણાવ્યું કે, 'ધીરાજ ! આપના પૂર્વના પુણ્યના પ્રતાપ અને આપના પ્રેમપૂર્વક આશીરવાદથી અહીં છુટી આવતી વખતે રાજા ચતુરસીંહના બે બહુરૂપીઓને પણ આપનો દાસાનુંદાસ પકડતો આવ્યોછું !'

આ હેવાલ સાંભળી રાજા ચંદ્રશેખરને ઘણો આનંદ પ્રાપ્ત થયો અને તેને બલદેવને ધન્યવાદ આપવા સાથે પોતાની તરફથી એક મહા મુલ્યવાન પોશાક ભેટ આપ્યો.

કેટલીક વખત સુધી દરબારમાં બેઠા પછી બલદેવ રાજાની પરવાનગીથી પોતાની માતાને મળવાને પોતાને ઘેર ગયો કેમકે, તેના ગુમ થવાની ખબર જાણીને તે ઘણી બેચેન બની ગઇ હતી.

જયસીંહ રાજાના દીવાનની પરોણાગત કરવાની રાજાએ પોતાના દીવાનને હુકમ આપી દરબાર બરખાસ્ત કરવામાં આવી. બલદેવ પોતાની માતા વગેરે કુંટુબી અને સ્નેહીઓને મળી ભેટીને કુંમાર વીરસીંહને ભેટવા માટે તેના મ્હેલમાં ગયો. કુંવરે બલદેવને પ્રેમપૂર્વક સ્નેહથી ખુબ ભેટીને અને છાતી સરખો ડાબીને પોતાની પાસે બેસાડયો. વાત ચીત કરતાં કુંવરે હસીને પૂછયું કે, 'ભાઈ! તારા કેદ પકડાયાની બીના તે દરબારમાં જણાવી, પરંતુ તું કેવી રીતે છુટયો તે બધી બીનાતો છુપાવી, એ અમે જાણી ગયા, માટે હવે સત્ય કહે, અંહીયા મારા સીવાય બીજા કોઇ નથી. કે તમારો ભેદ તેના જાણવામાં આવી જાય. બોલ તને ચપલાએ કેવી યુકતીથી મુકત કરાવ્યો ?

'બલદેવે ચપળાની ચતુરાઇ ભરેલી યુકતીની સહાયતાથી પોતે કેવી રીતે છુટયો તે સંબંધી સંઘળી બીના કુંવરને કહી સંભળાવી. જે સાંભળતાનેવાર કુંવર ખડખડ હસી પડયો ને કહ્યું ત્યારે તો તારૂં કામ પાર! સત્ય છે કે ભાઈ જમણો હાથ પોતાના મોંઢા તરફ વળે, એ સ્વાભાવીક છે! અમારી ઈચ્છા પાર પડશે ત્યારે, પણ તું તો પોતાનું કામ તો સાંધી આવ્યો !

"કુંવર! તમારી ઇચ્છા પાર પાડવાને જતા તો અમે ચતુરસીંહના કેદખાનાની સહેલ કરવાને ગયા હતા.

તેને માટે તો તમે જરા પણ દીલગગીરી બતાવતા નથી, તેને માટે તો જરા અમને શાબાસી આપતા નથી ! તેને માટે તો, અમને કંઇ ભેટ પણ આપતા નથી, અને ઉપરથી અમારૂં હાસ્ય કરો છો ! વાહ રે ભોળા ભટાક મીત્ર ! જરા ઠેરો તો ખરા ! જરા સાંભળો તો ખરા ! જરા ધીરજ તો રાખો ! આમ આવરા બાવરા કેમ બની જાઓ છો ! આ બંધુ થાય છે ! તે કોને માટે ! તે તો જરા જુઓ ! તમામ ઇચ્છા પાર પાડવામાં હવે શું બાકી શાંકી રહ્યું ગયું છે ? આજે દરબારમાં પોશાક જોઈને તો મનમાં ને મનમાં ખુબ મલકાતા હતા તે શું અમે જાણતા નથી ? અને હજી મારે મુખેથી નેકા પડાવવા માંગો છો નહી ! વાહરે મારા ડાહ્યા દોસ્ત ! તમારી પણ અજબ બલીહારી છે ! તમારી બુદ્ધિનો પણ અજબ ખેલ છે ! ' બલદેવે આવી પ્રકારથી ટકોર કરવાથી કુંવર ખુબ હસી પડયા. અને બંને મીત્રો આનંદથી વાતચીત કરવા મંડી પડયાં. બલદેવ કેટલા દીવસ સુધી અચલગઢમાં સુખાનંદમાં રહ્યા, કેટલાએક દીવસો વીત્યા પછી જયસીંહના દીવાન ધવલરાયે રાજા ચંદ્રશેખરની પાસે વીદાયગીરી માગી અને તેની સાથે બલદેવને પણ પોતાની સાથે નવલગઢ મોકલવાની વીનતી કરી, જે રાજાએ વગર આચકાએ કબુલ મંજુર રાખી. બલદેવ અને દીવાન તેજ દીને દરબારને સયચે નવલગઢ જઈ પહોંચ્યા.

બલદેવને પાછો આવેલો જોઇ રાજા જયસીંહને ઘણો આનંદ પ્રાપ્ત થયો.

આ સમે રાજા જયસીંહ દરબાર ભરી આનંદથી કલોલ કરતો અને સર્વ નહાના મ્હોટા અમલદારો અને સંભવીત પ્રજા જનોની સાથે આનંદ મથી વાતો કરવામાં તલ્લીન બની ગયો હતો. એટલામાં ચીત્રપુરના રાજા ચતુસીંહનો પત્ર લઇ ગુરૂનાથ નામનો એક બહુરૂપી દરબારમાં આવી પહોંચ્યો, અને રાજાને આશીરવાદ વચનો કહીને તેણે તે પત્ર રાજા સમક્ષ મુકયો, તે લઇને પોતાના દીવાનના હાથમાં આપીને પોતાના દીવાનને વાંચવાનો હુકમ કર્યો. તે પત્ર વાંચતા વાંચતાં દીવાનનો ચહેરો ગુસ્સાથી લાલચોળ થઇ ગયો, રાજા અને બલદેવ દીવાનની મુખકાન્તા ઉપર થયેલો એ અજાયબ ફેરફાર જોઇ ચેતી ગયા કે, તેમાં કંઇ ગેરવ્યાજબી મતલબ સમાયલી હોવી જોઇએ.

પત્ર વાંચી લીધા બાદ દીવાને કહ્યું કે, ‘ મહારાજ ! આ પત્ર એકાંતમાં સાંભળવા અને તે ઉપર વીચાર કરવા લાયક છે ! ’

તરતજ તે બહુરૂપી ગુરૂનાથને ઉતારો આપવાની ગોઠવણ કરી આપવાની કારભારીને હુકમ કરીને દરબાર બરખાસ્ત કરી બલદેવ તેમજ દીવાન સહી રાજા મ્હેલમાં ગયો

એકાંત સ્થળમાં બેઠા પછી જયસીંહ રાજાએ ચતુરસીંહ રાજાનો પત્ર વાંચવાને દીવાનને હુકમ કર્યો એટલે દીવાને જણાવ્યું કે, 'શીરછત્ર! આપજ તે વાંચો! એમાં લખેલ કટ્ટા શબ્દો શેવકના મુખમાંથી નીકળી શકે તેમ નથી!'

રાજાએ દીવાનના હાથમાંથી તે પત્ર વાંચી જોયો. વાંચતાજ રાજાને એટલો બધો ક્રોધ ઉત્પન્ન થયો કે તેણે તે પત્ર ફાડી નાંખી પગ વડે ઘસી નાંખ્યો અને બોલ્યા કે, 'બસ! ગુરૂનાથને આ પત્રના જવાબમાં જણાવો કે તેણે અત્રેથી ગુપચુપ ચાલ્યા જવું. આવતી કાલ સુધી જો તે અમારા રાજ્યની હદમાં જણાશે તો તેની જીંદગી ભયમાં આવી પડયા વગર રહેનાર નથી.' આટલું કહેતાની સાથે રાજા ઉંડા વીચારમાં ઉતરી ગયો, અને તેને લીધે થોડીક ક્ષણ સુધી ત્યાં ચુપકી ફેલાઇ રહી. અંતે રાજા જુસ્સાથી કહેવા લાગ્યો કે, 'તે પાપી ક્રૂર! ચીત્રપુર ગયો ત્યાંથીજ અમે એવું ચોકસ ધારી બેઠા હતા કે તે અધમ નીચ પાપી પોતાનાથી બનશે તેટલી ઉશ્કેરણી કર્યા વગર કદી પણ રહેનાર નથી અને તેજ પ્રમાણે તેની આવી નીચ ઉશ્કેરણીથી આવા નીચ હેતુવાળો પત્ર લખાઇ આપણી ઉપર આવવાને પામ્યો છે! કંઇ ચીંતા નહીં! કંઇ પણ ડર રાખવાની જરૂર નથી! એનાથી શું થનાર છે! અમારી આ હયાતીમાં તો તે દુષ્ટ ધારણામાં કદી પણ ફાવશેજ નહીં.

દીવાનજી હવે તમે પણ સાવધાનીથી સઘળો બંદોબસ્ત કરી રાંખજો.'

બલદેવે વચમાં ટાપસી પુરી કે, રાજા! કુરની આ ઉશ્કેરણીથી ઉશ્કેરાઇ અધમ કૃત્ય કરવાને ઉન્મદ બનેલા રાજા ચતુરસીંહ આપણા શહેરમાં પોતાના ચાલાક બહુરૂપીયોને મોકલાવ્યા ત્યારથીજ તેની તેવી દુષ્ટ ધારણા આપણે જાણી ગયા હતા, હવે તો સર્વ ખુલ્લું જણાઈ આવ્યું છે કે, તે આપણા નગરની ઉપર ચઢી આવશે એમા તો કશો શક રહ્યો નથી, કેમકે તેના બહુરૂપીઓને આપણે હજી સુધી મુદલ કોઈ પણ તેના પાપી હેતુમાં ફાવવા દીધા નથી, માટે આપણે પણ આપણી ફોજનો પાકો બંદોબસ્ત કરીને સર્વ રીતે સાવચેત થઇ રહેવું જોઇએ કેમકે રાજા ચતુરસીંહ જેવો બળવાન સામે છે!

'રાજા ચતુરસીંહનું કુલ્લે લશ્કર ત્રીસ હજારનું છે અને અમારૂં લશ્કર દશ હજાર સીપાઇઓનું છે તેથી શું તેના ભારે લશ્કરના બળથી અમે ડરી જવાના હતા કે? રાજાએ જુસ્સાથી કહ્યું.

"શીરતાજ! આપના દસ હજાર માણસના લશ્કરની સાથે પાંચ હજાર જબરદસ્ત કેળવાયલા સીપાઈઓ અમારા મહારાજાના છે, તે પણ આપણાજ છે, અને એટલી ફોજ

ચતુરસીંહના તે મેઢાના ટોળાને મારી હઠાવવાને મહાસમર્થ છે!' બલદેવે હીંમતથી કહ્યું.

'ત્યારે હવે તેને માટે આપણે અચલગઢના રાજા ચંદ્રસેખરને પણ લખી મોકલવું જોઇએ.' દીવાને જણાવ્યું.

"હા સીરછત્ર! આપના દીવાનજીને એકરૂકો લખીને અચલગઢ મોકલો તો ત્યાંની તમામ ફોજ અને જો આપની ઈચ્છા હોય તો કુંવર વીરસીંહને પણ તેડતા આવીએ, જેમને તમામ ફોજની સરદારી સોંપશું તોપછી દુશ્મનો આપણાપર કેમ ફાવી જશે તે જોઇએ?' બલદેવે ભાર મુકીને કહ્યું.

'મણીમુકુટ! બલદેવજીનો એ ઉત્તમ વીચાર મને પસંદ પડે છે' દીવાને જણાવ્યું.

દીવાનજી અને બલદેવસીંહ! તમારૂં કહેવું એ સર્વ સત્ય છે, પણ કુંવર વીરસીંહને લડાઇમાં સરદારી સોંપવા અમારૂં મન મુદલ કબુલ કરી શકતું નથી! લડવામાં કુંવર ગમે તેવા ચાલાક શુરા બહાદૂર અને હુશીયાર છે છતાં તે ચંદ્રશેખરના કુંવર છે તેવાજ મારા પણ છે! સુખની શય્યામાં આરામ લેનાર એ સકોમળ યુવકને લડાઇને મોખરે દુશ્મનો સામે જવાને અમે કહીજ કેમ શકીએ અને રાજા ચંદ્રશેખરજી પણ અમારી એ માંગણી કબુલ કેમ રાખે?

“ મહારાજ ! આ માટે આપના મનમાં એવો ખોટો વીચાર કદી પણ કરશો જ નહીં ! આમ કહી બલદેવે કેટલોક ખુલાસો કરી રાજાને સમજાવ્યો. જેને તેના દીવાન ધવલરાયે દાખલા દલીલોથી ટેકો આપવાથી તેમ કરવાને રાજા તૈયાર થયો. અને તેણે કુવર વીરસીંહને પણ ફોજની સાથે મોકલવા માટે તેમજ રાજા ચતુરસીંહના પત્રની બીના જણાવનારો પત્ર આપી દીવાનને અચલગઢ રવાના કર્યો. અને ત્યાં વધુ ન રોકાતાં બીજે દીવસેજ પાછા ફરવાની તેને સૂચના કરી.

દીવાન અચલગઢ પહોંચતા તેને સાંજ પડી જવાથી દરબારનો વખત પસાર થઇ જવાથી તે બલદેવસીંહના પીતાને ઘેર ગયો. અને તેણે તેનો આદરસત્કાર કરી પોતાને ત્યાં ઉતારો આપ્યો અને ખબર અંતર પુછતા આમ એકાએક નીકળી આવવાનું કારણ પૂછવાથી ધવલરાય દીવાને સઘળી હકીકત કહી. જે સાંભળતાજ ચંદ્રસેખરનો દીવાન બહુ ગુસ્સે થઇ કહેવા લાગ્યા કે, ‘ આજકાલ ચતુરસીંહની બુદ્ધિમાં મ્હોટો ફેર પડી જવાથી તે બહુ મસ્ત બન્યો છે. પણ કંઈ ચીંતા નથી ! એવા અહંકારીઓ ટુક બુદ્ધિ અને મંદમતીવાળા પારકાઓના વીચાર ઉપર અમલ કરનારાઓને લેખે છે કોણ ? કે તે કંઇ વાડીના મુળા છે ? અથવા તે કઇ નદીના માછલા છે ! ત્યારેજ આપણને આવી આ-

ઠકતરી રીતે છંછેડવાને આમંત્રણ કર્યું છે. તો શું આપણે તેના તેવા આમંત્રણનો તીરસ્કાર કરીશું ? નહીં, હવે તો આપણે આપણા હાથનો અને આપણા બલનો તેને પુરતો અનુભવ કરાવીશું ?'

રાતે ચંદ્રસેખરના દીવાને ધવલરાયને રાજા ચંદ્રસેખરની મુલાકાત કરવાને રાજ મ્હેલમાં લઇ ગયો. આ વેળાએ કુંવર વીરસીંહ પણ ત્યાં બેઠો હતો. જયસીંહના દીવાનને જોઇને રાજાએ તેને રાજ્યમાનથી બેસારી નવલગઢના સમાચાર પુછયા, જેના જવાબમાં દીવાન પોતાની સાથે લાવેલા પત્રને રાજાને આપતા તેણે પોતે તે વાંચી જોયો, તેથી તેને એટલો બધો ગુસો ચઢયો કે તે વખતે તે કંઇ પણ ઉત્તર આપી શકયો નહીં; તે પત્ર લઇ કુંવર વીરસીંહને વાંચવાને આપ્યો. કુંવરે વાંચી જોતાં તેની પણ તેવીજ દશાં થઇ. ક્રોધને લીધે તેની આંખોમાંથી આગના ભભુકા કેમ નીકળતા નહોય તેમ જણાવવા લાગ્યું. તેઓ ઉંડા વીચારમાં પડી થોડી ક્ષણ પછી તેણે હાથ જોડી પોતાના પીતાને વીનંતી કરીકે, ' પીતાજી ! લડાઇમાં જવાની, અને હથીયાર ગ્રહણ કરી અમારા હાથને અજમાવવાની અમને ઘણી હોંસ છે, અને એજ અમારૂં કર્તવ્ય કર્મ અને એજ અમારો ક્ષત્રી ધર્મ છે ! આવો મ્હોડે માગ્યો વખત અમને કયારે અને કયાં સાંપડવાનો છે ! અમારી શા-

ક્તી ! અમારી બુદ્ધિ ! અને અમારા આપ બળને અમે ક્યાં ને કેને બતાવીશું ! પીતાજી ! એટલા સારૂં અમને લડાઇના મેદાનમાં દુશ્મન સામે જઈ ઉભા રહેવાની પરવાનગી આપો તો, આપણી ફોજ સહીત રાજા ચતુરસીંહ નવલગઢ ઉપર ચઢી આવે તે પહેલાંજ તેને કેદ કરી આપના ચર્ણમાં લાવી ઝુકાવી દઇએ !'

'કુંવર જાઓ ! તમારા બળને, પરાક્રમને, શકતીને બુદ્ધિને અજમાવી તમારી હોંશને પૂર્ણ કરો. મારી કે મર્યા વગર પાછા ફરશો નહીં ! આ અમારો તમને અમારા અંતઃકરણપૂર્વક છેવટનો આશીરવાદ છે ! ' રાજા આ પ્રમાણે ઉત્સાહથી બોલ્યો કે એટલી બધી ઉતાવળ કરવાની જરૂર નથી ? તમે હમણા નવલગઢ જાઓ ! પીતા પુત્ર ભાઇ સગાંસહોદર સર્વે કરતાં ક્ષત્રીઓને લડાઇ વધારે પ્રીય હોય છે, તેથી અમે પણ તમને રજા આપીએ છૈયે કે, આપણી તમામ ફોજ સહીત તમે રાજા જયસીંહની મદદે દોડી જાઓ. અને રણભુમિ ઉપર તમારી વીરતાની, બહાદુરી બતાવી દુનિયામાં નામના કરી કુળને દીપાવજો ! આટલું કહી પોતાના દીવાન તરફ ફરીને તેને કહ્યું કે, દીવાનજી ! ફોજમાં ઢંઢેરો પીટાવો કે, આજની રાતમાં તમામ ફોજે પ્રભાતમાં કુંવર સાથે નવલગઢ જવાને માટે કુચ કરી જવાને તૈયાર થઈ રહેવું.

જયસીંહના દીવાને તે રાત્રી ચંદ્રસેખરના દીવાનને ત્યાંજ પસાર કરી કુંવર પણ પ્રભાત પડતા નવલગઢ જવાને માટે તૈયારી કરવાને પોતાને મ્હેલે ગયો. ચંદ્રકળાને નિહાળવાની અને લડાઇમાં નામના કરવાની ઉત્સાહમાં રાત્રી ક્યાં વીતીત થઇ ગઈ તેનું પણ કુંવરને ભાન રહ્યું નહિં.





# પ્રકરણ ૨૪ મું.

## પ્રભાવતીનો પ્રપંચ.

વીરઘંટનો નાશ કરાવવા માટે તેણે ચતુરસીંહને વશ કરવા માટે પોતાનો ખોટો પ્રેમ દર્શાવ્યો હતો. અને તેણીએ ચતુરસીંહના પૂછવાથી જે ખુલાસો કર્યો હતો, તે ખુલાસો તદ્દન જુઠો અને ચતુરસીંહને મોહમાં નાખનારોજ હતો.

પ્રભાવતીના પ્રેમમાં ચતુરસીંહ, ફસાઇ જશે અને તેજ પોતાનો નાશ કરવાને તત્પર થશે તે ચતુરસીંહ થોડુંજ જાણતો હતો.

ચતુરસીંહ પોતાના કટ્ટા દુશ્મનની છોકરી વગર પ્રયાસે પોતાના હાથમાં આવે છે, તેથી દુશ્મનની છાતી ચરર કરતી ચીરાઇ જશે, એની માન્યતાથી અને હેવા હેતુથી તે તેના પ્રેમમાં લપટાઇ તેને વશ થઇ વીરઘંટનો નાશ કર્યો હતો.

વીરઘંટનો નાશ કર્યા પછી જેવો ચતુરસીંહ ત્યાંથી ચાલી નિકળ્યો, તે પહેલાં પ્રભાવતીએ તે રકતવર્ણી નદીના મુખ આગળ પોતાના જાદુનો પ્રયોગ ચાલુ કરીને તેમાં ચતુરસીંહને ફસાવવાને તત્પર થઈ રહી હતી.

અને તેજ પ્રમાણે ચતુરસીંહ તેનો ભોગ થઇ પડયો છે. ચતુરસીંહ જે કાઇ પુછે છે, તેનો ઉત્તર ન આપતાં તેને પહેલા જમવાને કહે છે. ચતુરસીંહ તે કબુલ ન કરતાં પોતાની હઠને પકડી બેઠો છે, પોતાની હઠને પકડી બેસવાથી જ ચતુરસીંહ હજી સુધી બચવાને પામ્યો છે. પણ જો પોતાની હઠનો ત્યાગ કરીને તેણીને વશ થઇ ગયો હોતતો, તે કયારનો કાળને ભોગ થઈ પડયો હોત.

તે પ્રભાવતી રોજ રાત્રીના વખતે પોતાના નવા નવા જાદુના પ્રયોગો કરી ચુંબકની પેઠે ચતુરસીંહ તેને પોતાની તરફ ખેંચી રહી છે. દીન પ્રતિદીન ચતુરસેન તે બેશુદ્ધ થતો જાય છે. દીવસના સખ્ત તાપથી રાત્રીના ઉજાગરાથી અને ભુખ તરસથી ચતુરસીંહ એક જંગલની સુકી લાકડી જેવો બની ગયો છે.

આ બનાવ, પનાલાલ બહુ રૂપી ગુપ્તપણાથી નિહાળી રહ્યો છે. આ સર્વે ચમત્કારનો પુર્ણ અનુભવ લઇ લીધા પછી પનાલાલની દીલગીરીનો પાર રહયો નહીં, અને તે શોકસાગરમાં ડુબવા લાગ્યો.

**આ દશાએ પહોંચેલા ચતુરસીંહને કેવી રીતે બચાવવો તેનો ઉપાય શોધતા પનાલાલને બહુ કઠણ થઈ પડયો.**

પનાલાલ બહુરૂપી આથી હીંમત હારી પાછી પાની ભરે તેવો ન્હોતો તે મનમાં કહેવા લાગ્યો કે, 'ગમે તે યુકતીથી અને ગમે તે ઉપાયથી એકવાર રાજાને અહીઆથી ઉપાડી ગયા વીના મારા દેશનો દરવાજો જોનાર નથી. આ સમો બહુરૂપીના ખેલનો નથી. પણ બુદ્ધિબળનો છે. નહીં, નહીં, આમ કહેતા હું જબરૂં ગોઠું ખાઉછું, બુદ્ધિના બળની સાથે બહુરૂપીના બળની જરૂર છે પણ કરવું શું ? અને શું કરવાથી રાજા આ જાદુગરણના પંજામાંથી ઉગરવા પામે. હા હવે યાદ આવ્યું, હા હવે બુદ્ધિએ એ માર્ગ બતાવ્યો, હા હવે બુદ્ધિએ મદદ આપી હા તેજ ઉપાય રામબાણ છે, હા તેજ ઉપાય સચોટ છે. અને તેજ ઉપાયથી લાખોના રક્ષકના પ્રાણને બચાવી શકીશ. હુંજ સાક્ષાત જાદુગરણ બનું, જાદુગરણ કરતા પણ અધીક સ્વરૂપ ધારણ કરૂં, કે જે જોતાજ રાજા તેને ભુલી જાય અને મને વશ થાય. અને હુંજ પાકનો થાળ કરી તેની સામે આવી ઉભું અંતે તે જે પુછે છે, તે ખોટા રૂપમાં સમજાવીને તેને જમાડું અને બેશુદ્ધ કરી પોટલો બાંધી અહીંઆથી ઉઠાવી જઉં, પછી જે થવાનું હશે તે થશે. વળી વીચારમાં પડી ગયો અને થોડીવાર મૌન્ય ધારણ કરી આમથી તેમ

જોવા લાગ્યો, જોતા જોતા તે મનમાંને મનમાં કહેવા લાગ્યો કે, 'આ ટાંગેલા મસ્તકોમાંથી જે લોહીના બીંદુઓ ટપકી રહ્યા છે અને તેથી નદીનું પાણી રકતવર્ણી બની ગયું છે તે રકતવર્ણી પાણી ન દેખાતા સફેત દુધ જેવું દેખાય એવી મારી પાસે દવા છે, તે દવા છાંટવાથી તે જાદુગરણના અભિમાનનો આંકડો કઇક વાકો વળશે ને વળશે. પછી જોઉ છે કે, તે જાદુગરણ પોતાના જાદુને કયાં સુધી અજમાવે છે.

આવા પ્રકારનો વીચાર કરીને તરત તેણે પોતાનો બહુરૂપી બટવો ઉઘાડી તેમાંથી એક ડાબડી લઇને તેમાંથી થોડી થોડી દવા જ્યાં લોહી ટપકી રહેલાં હતાં ત્યાં નાખવા લાગ્યો. દવાનો ફેલાવો ચો તરફ થઇ જવાથી દવા નાંખવાનું બંધ કરી હવે શું બને છે તે જોતો ઉભો.

આ દવાના અનહદ ગુણથી તે ટપકી રહેલા લોહીનાં બીંદુઓનો પાણી સ્પર્શ ન કરનાં લોહીનાં બીંદુઓને આગળ ન વધવાં દેતાં તે વૃક્ષના મુળ આગળ પાણી વહેવા લાગ્યું. પોતાની દવાનો ગુણ અકસીર છે, અને તે દવાના અદભુત ગુણથી પાણી લોહીનો સ્પર્શ ન કરતાં સ્વચ્છ દુધ જેવું કેવું સફેત બની ગયું છે. તે જોતા તેનાં આનંદનો પાર રહ્યો નહીં.

આ આનંદમાં ને આનંદમાં તેની દ્રષ્ટી તે વૃક્ષની ઉપર પડવાથી ફરીને વિચારમાં પડયો. તે માટે કંઇક

વીચાર તેને સુઝવાથી તે પોતાના મનમાં કહેવા લાગ્યો કે, 'જો આ મસ્તકો સમેત વૃક્ષને પૃથ્વીની નીચે ઉતારી દેવામાં આવ્યું હોય તો ફરીથી આ જાદુગરણનો ભોગ થઇ પડનારા બચવા પામેઃ હા તેની પણ અકસીર દવા મારી પાસે છે. તો પછી શા માટે અજમાવવી નહીં' આવો વીચાર કરતાંજ તેણે તે દવા પોતાના બટવામાથી કાઢી અને તે વૃક્ષની આજુબાજુ અને તે વૃક્ષની ઉપર છાંટવા માંડી. જેવી દવાની અસર તે વૃક્ષને થતાંજ તે વૃક્ષ નીચે જવા લાગ્યું. વૃક્ષને પૃથ્વીની અંદર જતાં જોઇને પનાલાલે દવા છાંટવાનું બંધ કરી તે વૃક્ષની સામે એક દ્રષ્ટીથી જોતો ઉભો. વૃક્ષનો અર્ધો ભાગ નીચે જતાંજ, તે વૃક્ષ ઉપરની ડાળીઓ ઉપર લટકી રહેલા તમામ મસ્તકો ત્યાંથી ઉડી કયાં અલોપ થઇ ગયાં તે પનાલાલ જાણી શકયો નહીં, તેમ તેની અજાયબીનો પાર રહ્યો નહીં. આ અજાયબીમાં ને અજાયબીમાં તેણે ફરીને તે દવા તે વૃક્ષના બાકી રહેલા ભાગ ઉપર છાંટી; દવા છાંટતાની સાથે તે આખુ વૃક્ષ જમીનમાં પેસી ગયું તે જોતાંજ ફરીને તેની ઉપર બીજી વધુ દવા છાંટી. તેથી તે વૃક્ષ એકદમ નીચે ઉતરી ગયું અને ત્યાં એક મ્હોટો ખાડો પડી ગયો.

પોતાની દવાના આવા ચમત્કારીક અને તાત્કાલીક ગુણથી પોતાની ધારેલી ધારણા પાર પડેલી જોઇને મુંછના

આંકડાં વાળવા લાગ્યો. અને વાળતો વાળતો મનમાં તે બકવા લાગ્યો કે, હવે ઝખ મારે છે. જાદુગરણ! હવે હું પણ જોઉં છું કે, તે જાદુગરણ રાજાને પોતાના પંજામાં કેમ ફસાવે છે! અને પોતાનો પાપી હેતુ કેવી રીતે પાર પાડે છે! એ જાદુગરણ છે તો હું બહુરૂપી છું! તેની પાસે જાદુના મોહનું બાણ છે! તો મારી પાસે જાદુના મોહને ભસ્મ કરનારી વન ઔષધી છે! આ બેનાંથી કઈ વસ્તુ સરસાઈ ભોગવવાને સમર્થ થશે તે હજી જોવાનો વખત થોડો છે.

તે દરમ્યાનમાં હું પણ મારી ધારણાજ પાર પાડવા માટે યોજી રાખેલો વીચાર અમલમાં લાવવા માટે તૈયાર થઇ જઉં.'

એટલું કહેતાની સાથે તેણે તરત એક સુંદર મોહની જેવો વેશ ધારણ કરવાને મંડી પડયો. અને સુર્ય અસ્ત થયા પહેલાં પોતાના કાર્યને આટોપી સજ થઇ ગયો.

સુર્ય અસ્ત થતાંજ નદીનું પાણી સમાઇ ગયું. અને તે જગાએ પૂર્વની પેઠે એક અજબ મ્હેલ બનાવી તૈયાર કરાવી દીધો.

આ ભાન ભુલાવનારો મ્હેલ જોતાંજ તેને એક નવી યુક્તી

સુઝી આવવાથી તરત તેણે એક દવા કાઢી. રાજાને સુંઘાડી બેશુદ્ધ કરી દીધો. અને કહેવા લાગ્યો કે, જો આ સમે આ આ યુક્તીની મને સુઝ પડી ન હોત તો ખચિત્ત રાજાને આ જાદુગરણ પોતાને વશ કરી લેત. હવે ગમે તેટલી તેની શક્તીને કેમ દોડાવતી નથી! હવે તે ગમે તેવા પોતાના મોહબાણને કેમ છોડતી નથી!

મારી બેશુદ્ધિની દવા આગળ તેનું જાદુ કુચ વીસાતમાં નથી! તેનું મોહબાણ ઉડતી ધુળના રજસ્કણ જેવું છે! બસ હવે હું મારી યુક્તીમાં જરૂર જીત મેળવીશ! હવે હું ખચિત્ત મારા પ્રાણદાતાના પ્રાણને બચાવી શકીશ! હવે હું નીરવીઘ્નથી મારા શીરછત્ર ધારીને નગરમાં લઈ જઇ શકીશ! બસ! હવે બેસી રહેવું નિર્થક અને નુકસાનકર્ત્તા છે! તે વૃક્ષની પેઠેજ આ જાદુઇ મ્હેલને પણ જમીન ભેગો કરી નાંખવો તે વીના તે દગાખોર જાદુગરણનો અહંકાર ઉતરનાર નથી! નહીં; હમણા થોભ! અને જો કે તે મ્હેલમાં શું ધમાલ મચાવે છે! અને રાજાને વશ કરવા માટે પોતાની જાદુઇ શક્તી કેવી રીતે દોડાવે છે! તેનો જરા અનુભવ લે! પછી તો આપણે આપણું કર્ત્તવ્ય કરનારજ છૈયે!!

પ્રથમની પેઠે રાગરાગણીઓ નૃત્ય સાથે ઉડી રહ્યા પછી જમવાની તૈયારી થવાથી, સૌ સૌ પોતાના દરજ્જા

મુજબ જમવા બેઠા. તે જાદુગરણે બે દાસીઓને બે ભોજનના થાળો તૈયાર કરી આપીને કહ્યું કે, આજે એક બીજો મુસાફર આવ્યો છે, તેને બીજો થાળ આપજે, અને પહેલો પ્રથમ આવેલા મુસાફરને આપજે.'

હુકમ થતાજ તે બંને જાણીઓ, એ થાલ લઇ જ્યાં પનાલાલ ઉભો હતો ત્યાં આવી તેને કહેવા લાગી કે, 'અહો ! તરૂણ મુસાફર ! અમારી બાઇએ તમને તૃપ્ત કરવા માટે આ અમૃત ભોજનનો થાળ મોકલ્યો છે તે ગ્રહણ કરો ! એટલું કહી તેણીએ તે થાળ તેની આગળ મુકયો !

અને બીજી રાજા પાસે ગઇ અને રાજાને જાગૃત કરવા લાગી પણ રાજા તો શબવત થઇ પડવાથી તેને શું જવાબ આપવાનો હતો.

આ બધો ખેલ પેલી જાદુગરણ પોતાના મ્હેલની અટારીએથી નિહાળી રહી હતી.

પનાલાલે તરત દવા કાઢી અને તેણી ન જાણી શકે તેવી રીતે તેના માથા ઉપર છાંટી દીધી

દવા છાંટતાની સાથેજ તે સ્ત્રી સડસડાત કરતી જમીનમાં સમાઈ ગઇ અને બીજીની રાહ જોતો ઉભો.

રાજા તરફથી હા-કે નાનો કંઇ જવાબ ન મળવાથી તે જાદુગરણુ ભોજનનો થાળ લઈ પાછી ફરી, તે જોતાજ પનાલાલ તેની સામે જવા દોડયો, અને તેની સામે જઈ ઉભો અને કહ્યું કે, તારા એક થાળથી મારૂં પેટ તો બરાબર ભરાયું નથી, માટે આ તારો થાળ મને આપી દે તો મારૂં પેટ ભરાય.'

તેણીએ કહ્યું કે, 'મારી કયાં ના છે! બેસી જાઓ નીચે અને તમારી ભુખને ભાગવાને મંડી પડો! વ્હાલા મુસાફર!' એટલું કહેતાની સાથે તે જાદુગરણે પોતાનો થાળ નીચે મુકી બેઠી.

પનાલાલે તેને વાતમાં નાંખી, અને પોતાની દવા તેણીના માથા ઉપર ફુરતીની સાથે છાંટી દીધી. દવા છાંટતાની સાથે તે જાદુગરણુ પણ જમીનમાં સમાઇ ગઇ, અને તેનો થાળ ઉપાડી પોતાની જગ્યા ઉપર લાવ્યો.

તરત તેણે બીજી એક દવા કાઢી આ બંને થાળમાંના ભોજનમાં મેળવી બંને થાળમાંનું ભોજન પોતે હજમ કરી ગયો અને હવે શું થાય છે તે જોતો ઉભો.

આ તરૂણુ મુસાફર જ્યારથી આવ્યો છે' તે દરમ્યાનમાં તે મુસાફરે શું શું ચમત્કાર કરી બતાવ્યા છે તે સર્વે તેણીએ અનુભવ્યા છે; અને તે મેળવેલા અનુભવપરથી તે

એમજ માની બેઠી છે કે, આ કોઇ જાદુગરનો રાજા છે, તેથી તેનો ચમત્કાર જોવા માટે તે જાદુગરણ પોતાના મ્હાલની અટારીએ આવી ઉભી રહી હતી.

પોતાની બંને સખીઓને જમીનમાં ઉતરી ગયેલી અને પોતાના મોહક ભોજનને હજમ થઈ ગયેલો જોઇને તેના ક્રોધનો પાર રહ્યો નહીં, અને પોતાનું વેર વાળવાને પોતાના દુશ્મનની સામે થવા માટે પોતાનું કાળ સ્વરૂપ ધારણ કરવાને પોતાના એકાંત ઓરડામાં ચાલી ગઈ.

જો કે તે આ મુસાફરને જાદુગરજ માનતી હતી તેથી તે તેનાથી ભય તો પામી ગઈ હતી. પણ જો તેના સમજવામાં આવ્યું હોત કે આ મુસાફર જાદુગર નથી અને જાદુઈની શક્તિથી નહીં પણ વન ઔષધથી પોતાનું કાર્ય કરે છે તો તે ક્યારનું પનાલાલનું લોહી ચુસી લીધુ હત.

પોતાનું કાળ સ્વરૂપ ધારણ કરી હાથમાં ખડગ લઈ પોતાની સખીઓ સમેત દુશ્મનનો નાશ કરવાને નીચે ઉતરીઓ. તે જોતાંજ પનાલાલે રાજાનો ગાંસડો બાંધી લઇ પીઠ ઉપર નાંખી તે જાદુગરણની નજર ચુકાવી તે જાદુઇ મ્હાલનો પાછળ નિકળી ગયો, અને તરત તે દવા તે મ્હેલની ઉપર છાંટી તે દવા છાંટતાની સાથે તે જાદુઈ મ્હેલ ઘોર અવાજ કરતો એકદમ જમીનમાં ગરક થઇ ગયો.

આ ઘોર ગર્જના કરતો અવાજ પ્રભાવતી જાદુગરણના કાન ફાડી સોંસરવો નીકળી ગયો. તે સાંભળતાં જાદુગરણ ચમકી-ભડકી. થડકી અને પાછું ફરીને જોયું તો મ્હેલને ઠેકાણે તે તરૂણ મુસાફર જાદુગર ઉભો છે. તે જોતાંજ સીંહણની પેઠે ઘોર ગર્જના કરી પોકારી ઉઠી કે, 'હે હીચકારા! સન્મુખ ઉભી તારા જાદુનો પ્રયોગ ન અજમાવતાં દુર ન્હાસીને શું અજમાવે છે! ખરેખરો અને ખરા ગુરૂનો ખરો ચેલો હોય તો આવ સમીપ અને અજમાવ તારા જાદુને! જે જીતે તેને તે વશ થાય, બોલ મારી સરત કબુલ છે!' પનાલાલે ત્રાડ મારીને જવાબ આપ્યો કે, 'તારા જેવી ઠગારી! નિર્દોષને ફસાવનારી! ભોળાઓને ભરમાવી ભોગ લેનારીને તો આવી રીતેજ રીબાવી રીબાવીને મારવામાંજ અમે અમારો ધર્મ સમજીએ છીએ. હજી હું ભાગી ગયો નથી! રાજા પણ ભાગી ગયા નથી! તે પણ મારી પીઠ ઉપર બાંધેલા છે! તારામાં શક્તિ હોય તો વેર લે! તારામાં શક્તિ હોય તો ઝેર દે! તારામાં શક્તિ હોય તો મને પાતાળમાં સમાવી દે! તેનો વિચાર શું કરે છે?' પનાલાલના આ ગર્વિષ્ટો શબ્દો સાંભળીને કહેવા લાગી કે, 'અરે મુર્ખ! એટલો બધો ગર્વ શા માટે કરે છે? નથી રહેવાનો! તારા ગર્વ કરતાં બીજા ગરવિષ્ટોની ખોટ પડી નથી! તારા માથાના વાળ ઉતારી નાંખે એવી જાદુગરણો આ દુનિયામાં હૈયાતી ભોગવે છે! તું તો માત્ર એક તરણા સમાન છે! એ તરણાની ખાખ કરતાં

કેટલીવાર ! માટે તને કહુંછું કે, જો તારો પ્રાણ તને પ્યારો હોય, અને તેની રક્ષા કરવા ઈચ્છતો હોય તો મારા ચરણની રજ ચાટી લઇ તાબે થા, અને નહીં તો આ તીરથી તારા મસ્તકને ઉરાડી નાખીશ !' તે જાદુગણે ક્રોધથી કહ્યું.

તારા જેવી કુત્રીઓના ભસવાથી આ ભીમડો ભડકનાર નથી, તારા જેવી અનેક કુત્રીઓ મારા પ્રાણદાતારના ચર્ણની રજ ચાટી રહીઓ છે. માટે જો તારા પ્રાણની તને પરવા હોય તો, દોડી આવી અને મારા રાજાની ચર્ણની રજ ચાટવા મંડી પડ તો તને ખચિત જીવનદાન અપાવીશ ! નહીં તો જેવી રીતે તે વૃક્ષ અને તારા મ્હેલની દશા થઈ છે તેજ દશાને તું પામીશ !' ક્રોધથી પુકારીને પનાલાલે કહ્યું.

'ઠીક છે ! તારી તેવી ઈચ્છા છે ! શ્વાનની પુછડી વાંકી તે વાંકી ! તે કદી વળતી હશે ! લે ! સંભાળ ! તારા મસ્તકને !' એટલું કહેતાની સાથે તેણીએ પોતાના ઝેરી તીરને ટાકી તેની ઉપર છોડયું. અને એક ટશે તે જોતી ઉભી.

પોતાના મસ્તકને છેદન કરનારા ઝેરી તીરને પોતાના તરફ આવતું જોઇને પનાલાલ બેઠક મારી ગયો. અને તીર માથા ઉપરથી સોંસરવું સીધું નીકળી ગયું. તે જોતાજ પનાલાલ પુકારી ઉઠયો કે, 'ઓ વડ વાંદરી ! તારા જેવી

ઇશ્કના ગાજરા ખાનારીઓનાં ઝેરી તીરો કેટલાએક ભડવીરોના મસ્તકો ઉરાડી નાંખ્યા છે! તેને તો અમે એક તરણ સમાન ગણીએ છૈયે. હજી કહું છું કે, 'સમજી જા! માની જા! અને તારા આ અવતારને બગડતો બચાવવાની ઇચ્છા રાખતી હોય તો, આવું નીચ કર્મ કરવું મુકી દઇ, ચતુરસીંહ જેવા મહાન રાજાના ચર્ણ સેવવાને તત્પર થા.' અને આવો ઉત્તમ અવતાર એળે ગુમાવવો હોય તો તારી ઇચ્છામાં આવે તે કરી લે!' પનાલાલે કહ્યું.

"અરે! જેને પારકાના બગડતાં ભવની ચીંતા થતી હોય અને તેની જેને લાગણી હોય, અને તે લાગણીથી જેનું અંતઃકરણ દુઃખતું હોય, તે પરમાર્થી પુરૂષ શું છેટે ઉભો રહી પોતાનું પરમાર્થપણું બતાવતો હશે કે? તેને પોતાના પંજામાં સપડાવવા માટે આવા પ્રપંચથી કહ્યું.

"હા! હા! મને એવું પરમાર્થીપણું જોઇતું નથી! કે જે પરમાર્થ કરવા જતા મારા પરમાર્થ સાથે મારા પ્રાણનો ભોગ આપવો પડે! 'આગુસે ગધા આયા તો લશ્કરકા ભેદ પાયા! તેમ તે જે કહ્યું તે મેં બધુંએ જાણ્યું! હું કાચા ગુરૂનો ચેલો નથી! કે તારા જેવી ભુતડીને વશ થઈ જઉં! તું જો ખરેખરી રીતે કહેતી હોય તો; તો સમીપ આવી તારા ખરાપણાનો સાક્ષાતકાર કરી બતાવ! નહીંતો ધુતારી, નર્કખાણે જવાને તૈયાર થા! પનાલાલે કહ્યું!

"એમ છે તો મારી ક્યાં ના છે! તું કાળને આમંત્રણ કરે છે તો તે તારૂં આમંત્રણ કબુલ રાખવાને ક્યારનો તલ્પી રહેલ છે.' એટલું કહેતાંનો સાથે તેણીએ એક સાદે ત્રણ તીર તેની ઉપર ફેંક્યાં.'

પનાલાલની નજરતો તે શું કરે છે તેની ઉપરજ ચોંટી હતી તેની આ કરણીને જોતાજ પનાલાલ દશ કદમ ત્યાંથી આડો જઈ પડયો. અને તેણીના ત્રણે ગુપ્ત તીરને આગળ જવા દીધા.

પોતાના બંને ઘા ખાલી જવાથી પ્રભાવતીના ક્રોધનો પાર રહ્યો નહીં અને ક્રોધાગ્નીથી તેની બંને આંખો લાલદેવતાના જેવી થઇ ગઇ અને તે દેવતા શું કરશે ને શું નહીં કરશે તેના ભયથી ભયભીત બની ગયલા પનાલાલની પીઠપરથી રાજાની બાંધેલી પોટલી છુટીને નીચે પડી ગઇ તેનું પણ ભાન તેને રહેવા પામ્યું નહીં. આ તેનો ક્રોધ! તેની જાદુઇ શકતી! જરૂર! ખચિત્ત! અમને બાળી ભસ્મ કર્યા વગર રહેનાર નથી. હવે તે ખરા રંગ ઉપર આવી ગઇ છે! હવે તેનું રૂપ બદલાઈ ગયું છે! વેર અને ઝેરથી તેનું અંતકરણ ઉછળી રહેલું છે! બસ! હવે થઇ ચુક્યું. આ તેના ભયંકર પ્રાણઘાટક ઉપાય આગળ મારો ઉપાય કંઇ ગણત્રીમાં છે! મારાથી બની શકાય, અને મારી પાસે તેનો નાશ કરવાના જેટલા ઉપાય હતા તે સર્વ

હું કરી શકયો છું, તે મારા ઉંપાયોને જાલીમ જાદુ સમજે છે તેથી તે એકદમ મારી પાસે આવતા અટકે છે. અને જો તે તેની પરવા ન કરતા પેટને બળે ગામ બાળવા જેવું કરવાને આવશે તો મારી આ ગુપ્ત શકતીની કસોટી થઈ જશે ! બેશક ! આ સમે ધૈર્યરૂપી ઢાલને મુકી દેવાની નથી પણ ખુબ ધીરજ રૂપી ધાલને પકડી રાખવાની છે પછી જે બન્વાનું હશે તે બનશે રામ રાખે તો તેને કોણ ચાખનાર છે, અને તુટી તો તેની બુટી કયાં છે ? માટે તે પાપી પાસે આવવા પહેલા અથવા તેનો જાલીમ પ્રયોગ અજમાવ્યા પહેલા મારે અહીથી છ પાંચ ગણી જવુ જોઇએ. એજ છેલ્લામાં છેલ્લો અને પ્રાણુરક્ષક ઉપાય છે. હા ! તે ઉપાય તેજ છે કે જે વડે અત્યાર સુધી હું મારા કાર્યમાં ફતેહ પામ્યો છું અને શા માટે તેજ ઉપાયથી તે સર્વનો નાશ થાય નહીં, તે ઉપાય મેં કોઇ દીવસે અજમાવ્યો નથી તે અજમાવવાની આજે તેની સંધી સાંપડી છે તો સંધીને શા માટે જવા દેવી. તરત તેણે તે દવા કાઢી, તેની સાથે બીજી દવા મેળવી, ફરીને બીજી દવા કાઢી તે બંનેની સાથે મેળવી અને તેની એક મોટી ગોળી બનાવી પોતાની બંદુક હાથમાં લીધી, તેમા દારૂ ભર્યો અને તેની અંદર આ ગોળી મુકી પોતાની બંદુક તૈયાર કરી અને તેની સામે ટાંકી અવાજ કર્યો. આ બનાવ જેવો તેવો ન

હોતો, ભયંકર તોપના અવાજ કરતાં ભયંકર અવાજ હતો; અને તોપના મુખમાંથી જે ધુવાડો નીકળે છે તે કરતાં ચાર ઘણો ધુવાડો આ નાની સરખી બંધુકમાંથી નીકળ્યો હતો, અને તે ધુવાડો ચો તરફ ફેલાઇ ગયો. આ અવાજથી આસપાસ રહેનારા પક્ષીઓ પ્રાણ રહીત થઈ ટપાટપ નીચે પડવા લાગ્યા તો પછી શું આ જાદુગરણ અને તેની સખીઓ બચવા પામીઓ હશે ? કદી નહીં, 'પનાલાલ પણ તે ધુવાડામાં ઘેરાઇ ગયો, બેભાન બની ગયો અને મનમાં બકવા લાગ્યો કે ગમે તેમ થાઓ, પણ હવે અહીંથી તેનું પરીણામ જાણ્યા વગર કદી પણ હું ખસનાર નથી ' મારો ઈલાજ સચોટ તેને ચોટયો હશે ! મારા આ ચમત્કારીક ઇલાજે જરૂર તેના પ્રાણ ચુસી લીધા હશે અથવા અર્ધા રાખ્યા હશે તો બીજીવાર પુરા કરીશ. હવે ઝખ મારે છે તે જાદુગરણ ! હવે ધુળ ફાંકે છે તેનું જાલીમ જાદુ ! બસ ! બંદાની બીક ગઇ ! પાણી પીતી ગઈ ! દુશ્મનના કાલજા કોરતી ગઈ ! ચતુરસીંહના રાજાના દુશ્મનનો તો ચઢતી થતી અટકાવતી ગઇ ! વાહ સંત વાહ ! વા યોગના અભ્યાસી વાહ ! વાહ વનના વાસી વાહ ! તે તારી ઔષધી અકસીર, તાત્કાલીક અને ચમત્કારીક છે, પણ ઓ યોગેશ્વર ! તે ઔષધી શું છે ! કયા વનમાં મળે છે તે તમે મને બતાવી નહીં, અને તે માટે મેં તમને કંઇ પૂછ્યું નહીં એમાં હું તમારો દોષ

કાઢતો નથી પણ મારો દોષ કાઢું છું ! બસ હવે સાવચેત રહેવામાં સાર છે ! ધુવાડો સાફ થતો જાય છે, હવે સર્વે દીક્ષાઓ તેમાંથી મુક્ત થતી ચાલી. માટે ચાલ જીવ ફરીને તારી બંધુકને તૈયાર કરી સજ થઈ ઉભ. એટલું કહેતાની સાથે તેણે બીજી બંધુક તૈયાર કરી સજ થઇ ઉભો. એટલામાં સર્વે દીસાઓ સ્વચ્છ થઇ ગઈઓ અને પીઠ ઉપરથી ઓછો થયલો ભાર તેની જાણવામાં આવતાં પાછળ જોયું તો પોટલી છુટી નીચે પડી છે, તરત તે પોટલીને નીચેથી ઉપાડી લઇને મજબૂત બાંધી લીધી અને હાથમાં બંધુક લઈ તે ત્યાં આવ્યો પણ જાદુગરણ અને તેની સખીઓનો કાંઈ પણ પત્તો લાગ્યો નહીં.

આ ઠેકાણે તેનો પત્તો ન લાગવાથી પનાલાલને બહુ આશ્ચર્ય જેવું ન લાગ્યું અને તે સમજી ગયો કે તેણીઓ પોતાનો પ્રાણ બચાવી અહીંથી અલોપ થઈ ગયો હશે. અને જરૂર મને રસ્તામાં ઘેરશે. પણ બંદા પાસે તેનો ઈલાજ તૈયારજ છે, ભલે આવે અને તેના જાલીમ જાદુનો પ્રેયોગ અજમાવે ! હવે અહીંઆ એક ક્ષણભર ખોટી થવું ભય ભરેલું છે માટે આગળ વધવું લાભકારક છેજ."

એટલું કહેતાની સાથે તે આગળ કુચ કરવા લાગ્યો અને બપોર પડતાં જ્યાં રાજાને જંગલના લુટારૂઓએ

ઘેર્યો હતો ત્યાં આવ્યો અને ત્યાં પોટલી ઉતારી એક ઝાડની નીચે બેઠો. આ વખતે તે ગ્રીનાજ વેશમાં હતો. તે વેશ પલટાવી નાખી એક ઝરામાં સ્નાન કરી પોતાનું નીત્ય નિયમ પ્રમાણે કર્મથી પરવારી બીજી એક પોટલી ઉઘાડી તેમાથી મગજ કાઢી ભુખની આગને બુઝાવવા લાગ્યો. એટલામાં તે લુટારાઓ તેની આસપાસ ફરી તેના વખાણ કરવા લાગ્યા.

આ લુટારાઓ છે અને અહીઆંજ રહે છે, અને સર્વને ફૂસલાવી પોતાના પહાડી કિલ્લામાં લઇ જઇને લુટી ફસાવે છે. તે સર્વ પનાલાલ જાણતો હતો, તેથી પનાલાલ તે વખતે કંઇ પણ ન બોલતાં પેટ ભરીને ખાધું, પાણી પીધું, પોતાના લુગડા ધારણ કરી પોટલી પીઠ ઊપર બાંધી તૈયાર થઇ તે લુટારાઓને કહેવા લાગ્યો કે, 'એ હરામખોરો ! મને ઓળખો છો ! હું હરામખોરોનો હરામખોર દાદો છું ! હું તમને સારી પેઠે ઓળખું છું કે તમે આ જંગલના લુટારા છો. માટે તમારા પ્રાણને બચાવવા માગતાં હોતો ભાગી જાઓ, અને જો કંઇ પણ ગડબડ સડબડ કરી તો આ તમારી કાકી તમારી ખબર લવાને તૈયાર છે ! પનાલાલે આંખ ચઢાવીને તેઓને કહ્યું.

લુટારૂઓ કયાં પનાલાલમાંથો જાય એવા હતા તો કયા તેઓ મોતથી ડરતા હતા ! કયા તેઓમાંથી ભય પામે તેવા

હતા ! તેનો સરદાર એકદમ તેના અંગ ઉપર ધસી જઈ તેને કહેવા લાગ્યો કે, 'હરામખોરના દીકરા ! શું તારી આ બંધુકડીથી અમે ડરી જવાના હતા કે ? માલનો પોટલો બાંધીને લઈ ચાલ્યો છે તે શું તારા કાકાનો માલ છે ! જો જરા ચીત્ત મુકીને વાંકુ બોલ્યો તો કાગડાની પેઠે વિખીરી નાંખીશું ! છોકરાઓ શું જુઓ છો ! ફરી વળો હરામખોરની આસપાસ અને ચલાવો લાકડીઓનો માર ! અને તોડી નાંખો તેની ટાંગો ! જોઉં છું કે બચ્ચો શું કરેછે !' લુંટારાના સરદારે કડકડાવીને જવાબ આપ્યો. પનાલાલે મનમાં વિચાર કર્યો કે માર વગર આ ભુતો નહાસવાના નથી ! તે ત્રાસ-દાયક ક્રૂર કરતા ક્રૂર પ્રાણીઓ છે. માટે તેનો પણ નાશ કર્યા વગર છુટકોજ નથી. અને આ જંગલને તેના ત્રાસમાંથી મુક્ત કરી નીર્ભય કરવામાજ લાભ છે' આવો વીચાર કરતાંજ તેણે પોતાની બંધુકનો અવાજ કર્યો.

આ તેની એક બંધુકનો એક અવાજના ભડાકાની સાથે આ બધાઓનો એક ક્ષણુમાં નાશ થઇ ગયો. અને તેના ભયંકર ધુવાડાથી સર્વત્ર અંધકાર ફેલાઇ ગયો. અને અસંખ્ય પ્રાણીઓ તેના અવાજને ભોગ થઇ પડયા. આ તે અંધકાર રાત જેવો નહોતો. કંઇક કંઇક દેખાતું હતું તેનો લાભ લઈ પનાલાલ પગલા ભરતો ભરતો આગળ ચાલ્યો.

બરાબર સુર્ય અસ્ત થવાને કંઈક ક્ષણો બાકી હતી એટલામાં પનાલાલ જ્યાં પ્રભાવતી રહેતી હતી અને જે મંદીરમાં તેને ચાબખાનો માર પડતો હતો ત્યાં આવી ચઢયો. અહીંઆ વીરઘંટ નામનો જાદુગર રહે છે, એમ તે જાણતો હતો, અને તેની સાથે તેનો સારો સંબંધ હતો તેથી તે નીર્ભય થઇ શંકરના મંદીરમાં ઉતારો કર્યો. પોટલી છોડી ચતુરસીંહને સાવધ કર્યો.

પનાલાલને જોતાંજ જરા નીચું જોઇ ગયો. અને કંઇ ન બોલતાં પનાલાલના કહેવા મુજબ વર્તવા લાગ્યો.

પનાલાલે પોતાની સાથે રાજાને લઇને સ્નાન કરી આવ્યો તેનું દીલ સાફ કર્યું, તેના વસ્ત્રો પહેરાવ્યાં અને પોટલામાંથી મગજ કાઢી રાજાને આપ્યો અને બીજો પોતે લઇ ખાવા બેઠો.

રાજાને ઘણા દીવસની ભુખ દુઃખ વ્યાપી રહી હતી તે ભુખના દુઃખને ભાંગી નાંખ્યું અને ધીમે રહીને પનાલાલને કહ્યુ કે, તું મને કયાંથી લાવ્યો છે ! ત્યાં તેં શું જોયું, અને શું બન્યું તે તું મને કહે ! રાજાએ ધીમેથીકહ્યું.

' અન્નદાતા ! હું તમારા ચર્ણનો દાસ છું ! તમારા સુખ દુઃખનો સાથી છું ! મને જે કામ સોંપવામાં આવ્યું હતું તે હું બજાવી ચુકયો છું તે કામને હવે આપ શા

માટે ધુળમાં નાંખવાને તૈયાર થયા છો! આપે જે આગ સળગાવી છે તે આગ ચોતરફ ભડકો લઇ સળગી ઉઠી છે તમે જે દુશ્મનોને જગાડયાં છે તે દુશ્મનો હુલ્લો લઇ ચઢી આવવાના છે. તેથી તમામ પ્રજા અને આપના અમલદારોની આપ વગર હીંમત તુટી ગઇ છે. જો તમારા રાજ્યનું તમે શ્રેય ઇચ્છતા હોતો આ માટે મને કંઇ પણ ન પુછતાં હમણાને હમણા મારી સાથે ચાલવા મંડો. આપણે અરધી રાતે આપણા નગરમાં જઇ પહોંચશું! હું ત્યાં ગયા પછી સર્વ હકીકત જણાવીશ' બહુ નમ્રતાથી પનાલાલે કહ્યું.

રાજાને કંઈ ઠીક લાગવાથી અને પોતાની ભુલને જોવાથી તે કંઇ પણ ન બોલતાં પનાલાલની સાથે ચાલતો થયો. અડધી રાત થયા પહેલાં તેઓ મ્હેલમાં પહોંચી ગયા. અને રાજા મ્હેલમાં આવવાની સર્વને ખબર થતાં સર્વમાં આનંદ પસરો ગયો.

બીજે દીવસે રાજાના મ્હેલમાં ખાનગી દરબાર ભરી આ દરબારમાં માત્ર મ્હોટા અમલદારોને દાખલ કરવામાં આવ્યાં હતાં.

રાજાએ પોતાના ઊપર આવી પડેલી અચાનક આફતોનું સર્વની આગળ વર્ણન કરી બતાવ્યું અને હવે પછી આવું કૃત્ય નહિ કરવા માટે સર્વને ખાત્રી આપી.

રાજાએ આપેલી આ ખાત્રી અને દીલગીરીથી સર્વને ઊત્પન્ન થયેલી શંકાનું તત્કાળ નીરાકરણ થઈ જવાથી સર્વની જતી રહેલી ધીરજ ફરીને સર્વને પ્રાપ્ત થવાથી સર્વના અંતઃકરણો આનંદમય બની ગયાં.

ત્યાર પછી કેટલીક ખાનગી બાબતો માટે વીવેચનો ચલાવ્યા પછી દરબાર બરખાસ્ત કરી પનાલાલને સાથે લઇ પોતાના ઓરડામાં ગયો અને શું બન્યું ! શું અનુભવ્યું, અને અંતે શું થયું અને મારો કેવી રીતે છુટકો થયો તે માટે પનાલાલને કહેવાને કહ્યું.

પનાલાલે ધીરજથી અને સરલતાથી જે જે કાંઇ બન્યું હતું અને રાજાને કેવી રીતે મુકત કરી આવ્યો તે સર્વ હકીકત રંગીન વર્ણનમાં રાજાને કહી સંભળાવી.

પનાલાલની આવી હીંમત બહાદુરી અને ચમત્કારીક ઇલાજોથી પોતાનો છુટકો થયેલો જોઇ અને તેના હાથથી બનેલી ચમત્કારી હકીકત સાંભળી રાજાનો આનંદનો પાર રહ્યો નહી, અને તેની ખુશાલીમાં પનાલાલને ધન્યવાદ અને મોટા મનથી ઉંચા પ્રકારની બક્ષીસ આપી તેના મનને સમજાવ્યું.





# પ્રકરણ ૨૫ મું,

## યુદ્ધની ગોઠવણ-કુંવર છેતરાયો.

વાંચક ! આગળ તુ વાંચી ગયો છે કે, નવલગઢના રાજા જયસીંહને મદદ કરવાને અચલગઢના રાજા ચંદ્રશેખરે પોતાના સેનાપતિ ફતેહસીંહને લશ્કરની તૈયારી કરી કુંવર વીરસીંહ સાથે ઉપડી જવાનો હુકમ મોકલાવ્યો હતો. તે હુકમને આધીન થઇ અચલગઢના સેનાપતીએ પોતાની ફોજને તૈયાર કરી કુંવરની રાહ જોતો ઉભો હતો.

કુંવર વીરસીંહ પોતાના શસ્ત્ર સજી લઇને પોતાની જનેતાની પરવાનગી મેળવવાને રાજ મહેલમાં દાખલ થયો ચતુરસીંહના અહંકારનો નાશ કરવા માટે જયસીંહને મદદ કરવા સારૂં કુંવર લશ્કર સહીત ઉપડી જનાર છે તે સંબંધી

રાજાએ આગળથી પોતાની રાણીને સમજાવી રાખવાથી, કુંવરને તૈયાર થઇ પોતાની સમીપ આવી ઉભેલો જોઇ તેના અંતઃકરણમાં પાર વગરનો આનંદ છળી નીકળ્યો.

કુંવરે નમ્રતાપૂર્વક એ હસ્ત જોડી પોતાની જનેતાને શીશ નમાવી રણસંગ્રામમાં જઇ પોતાનું પરાક્રમ બતાવવાની રજા માગી. પોતાના બાળ કુંવરને આમ એકાએક એક જણરા દુશ્મનની સાથે હાથ મેળવવાને જતો જોઇને રાણીની આંખોમાં પાણી ભરાઈ આવ્યું, અને આંખમાંથી ટપકતાં ટીંપાં સાથે પોતાના કુંવરને અનહદ ઉછળી રહેલા પ્રેમથી છાતી સરસો દાબીને તેની પીઠ ઉપર પોતાનો જમણો હાથ ફેરવતાં ફેરવતાં આશીષવચનો આપીને કહેવા લાગી કે હે વ્હાલા પુત્ર ! અચલગઢની કીર્તિની ઝળહળી રહેલી જ્યોત બહુ તેજોમય બનાવનાર બહાદુર બાલુડા ! સીધાવી જયઘોષ ગગડાવો ! આ ભુમીની ઉપર થઇ ગયેલા ભડવીરોની પેઠે ઘુમીને અમર નામના મેળવો ! ક્ષત્રી કુળદીપકનું નામ ખંડીત ન થતા અખંડીત રાખીને રણરંગ રસ લુંટી, રણભુમી વીજયના ડંકાથી ગજાવો ! એ ખરા ક્ષત્રી સીંહોનું સામર્થ્ય છે ! તે સામર્થ્યથી શત્રુઓને ધ્રૂજાવો ! યુદ્ધ સમે સર્વ સુખનો, સર્વ વૈભવોનો સર્વ સ્નેહીનો ત્યાગ કરી દેજો ! એ ત્યાગ મનને સહાયભૂત થઇ પડશે ! અને એજ નીતિએ વર્તવું તેજ ક્ષત્રી-

ઓનો ખરો ધર્મ છે, અને તેજ નીતીએ તમે ચાલજો! તમારા તે કાર્યમાં જગકર્ત્તા તમને અનુકુલ થાઓ! વ્હાલા કુંવર! હમણા લગી તમે પુલના બીછાનામાં આલોટયા છો, અને હવે રણભૂમિમાં રમજો! તમે ક્ષત્રી સીહણના કુખથી પાકેલા ખરા સીહ બાળ છો, કે તમે તેનુંજ દુધ પી મ્હોટા થયા છો તો તે દુધને બટો ન લાગે તેવી રીતે શત્રુઓ સાથે ખુબ લડજો! રણ સંગ્રામમાં પીઠ બતાવશો નહીં.! પાછી પાની ભરી ઘેર આવશો તો હું તમારૂં મુખ કદી પણ જોનાર નથી! અને તમને ધીકારની નજરથી જોઈ તમને દેશવટો આપીશ! લડતાં લડતાં રણમાં પ્રાણ જશે તો સ્વર્ગની સુંદરીઓ વરમાળા આરોપશે, અને જયઘોષ ગગડાવશો તો કીર્તિ કોટ ચણાવશો. જેમ લુહાર પોતાના હથોડાથી લોહને તોડી નાંખે છે. તેમ તમે તમારી બુદ્ધિરૂપી હથોડા વડે દુશ્મનોના કીલ્લાને તોડી નાંખજો! આ તમારી જનેતાનો ઉપદેશ છે. તે ઉપદેશ ગ્રહણ કરજો. તે પ્રમાણે અમલ કરજો અને તે અમલ મુજબ તમામ ફોજને વરતાવજો! આ મારા તમને અંતઃકરણ પૂર્વકના આશીરવાદ છે અને તે આશીરવાદ તમને ફળજો?, અચલગઢની રાજમાતાએ પોતાના કુંવરને વીજય માલ પહેરાવી કુચ કરી જવાની પરવાનગી આપી.

પોતાની માતાની પરવાનગી મેળવી મહેલનો ન ચે આવતા નવલગઢના દીવાનને ઘોડેસ્વાર થઇ તૈયાર થયેલો જોઈ કુંવર પણ પોતાને માટે સજ કરી રાખવામાં આવેલા તેજીતુરી ઉપર સવાર થયો.

બધાને સજ થયેલા જોતાંજ રાજાએ નવલગઢ તરફ કુચ કરી જવાની રજા આપી. રાજાની પરવાનગી મળતા કુંવર અને દીવાન મોખરે પડી ચાલવા લાગ્યાં. તે જોતાંજ સેનાપતિ ફતેહસીંહે પોતાની સેનાને તેની પાછળ ચાલવાની પરવાનગી આપી. પોતાના સર્વોપરી સત્તાધારીનો હુકમ થતાજ તમામ ફોજ પણ મહાસાગરનાં ઉછળતા મોજાઓની પેઠે કુચ કરતી ગઈ. યુદ્ધમાં જઇ દુશ્મનોની સાથે હાથ મેળવી વીજય મેળવવાના ઉમંગમાં આવેલી ફોજ ધસારાબંધ હરહર મહાદેવની ગર્જના કરતી કરતી, અને અચલગઢના રાજા ચંદ્રસેખર અને તેના કુંવર વીરસીંહની જય પોકારતી ચાલવા માંડી, તેની જબરી ચાલના ધસારાથી જમીનપરની ધુળ ઉડવાથી આકાશ અને તમામ દીશાઓ ધુળના ગોટાઓમાં ઘેરાઇ ગઇઓ. સુર્યને અસ્તોદય થવાને હજી ઘણી વેળા બાકી છે એટલામાં નવલગઢના શીમાડા ઉપર આવી ઉભી રહી, તે જોઈ કુંવરે ત્યાંજ પડાવ નાંખવાની પોતાના સેનાપતિને હુકમ કરીને નવલગઢના દીવાનને કહ્યું કે, દીવાનજી! અમારો એવો

વિચાર છે કે, અહીંયાજ અમારી તમામ ફોજનો પડાવ નાંખીએ; અને તેનો બરાબર બંદોબસ્ત કર્યા પછી આપના રાજા જયસીંહને મળવા જઇએ ? જો તમારી એવી ઇચ્છા હોય તો અને તે ઇચ્છા મુજબ વર્તવાને આપ મને હુકમ આપો તો હું પ્રથમ જઇને આપના આવવાના ખુશી ખબરના સમાચાર જયસીંહ રાજાને વીદીત કરૂં ? દીવાને કહ્યું. બેશક ! તમારો એ વિચાર બહુ ઉત્તમ છે; અને તે તમારા વીચારને મળતો થઇને તમને કહું છું કે, તેમ કરવાને તમે જાઓ ! કુંવરે કહ્યું:—

કુંવરનો હુકમ મળતાજ તરત ધવલરાય દીવાન નગરમાં જઇને કુંવરને લશ્કર સહીત આવવાના શુભ સમાચાર રાજાને જણાવ્યા. પોતાના દીવાનના મુખેથી તમામ બીના જાણી રાજાને બહુ ખુશી પેદા થઇ, અને કહ્યું કે, ‘ કુંવર વીરસિંહની ફોજે જે સ્થળે પડાવ નાંખ્યો છે એ સ્થળ તેના લાયક છે. પછી પોતાના દીવાનને હુકમ કર્યો કે તમો આપણા સઘળા અમલદારો સહીત જઇને કુંવરને મ્હોટા ઠાઠ સાથે નગરમાં પધરાવી લાવો.

રાજાના હુકમ મુજબ દીવાન કેટલાએક અમલદારો લઇને નગરની બહાર નીકળ્યો. પોતાના મિત્ર વીરસિંહને લશ્કર સમેત આવી પહોંચવાની ખબર બળદેવને પડતા તે

પણ બહુ ઝડપથી તેને મુકામે ગયો, બળદેવને જોતાને વાર કુંવર મ્હોટા ઉત્સાહથી તેને ભેટી પડયો. અને ચંદ્રકળાનાં ક્ષેમ કુશળના સઘળા શુભ સમાચાર પુછયા. બલદેવે તેના જવાબમાં કહ્યું કે, 'પ્રિય મિત્ર! સર્વે કલ્લોલ કરી રહ્યા છે હવે શા માટે ચીંતા રાખો છો! ઘેરાઇ ગયું હતું તે તો વીખરાઇ ગયું! રસ્તો બંધ થઇ ગયો હતો તે હવે ખુલ્લો થઇ ગયો છે. આથી વધારે શું જોઇએ! આગળ પાછળની બીજી કેટલીએક વાર્તા પુછી બલદેવ, લશ્કરની ગોઠવણ કરવાને ઉલટથી મંડી પડયો.

એટલામાં દીવાન પણ પોતાની સ્વારી સાથે ત્યાં આવી પહોંચ્યો તેની સાથે નગરમાં જવાને કુંવર પણ સજ થયો. જયસીંહને મળવા જવા માટે, પોતા સાથે લઇ જવા સારૂં આગળથી કુંવરે ચુંનદા સો સ્વારો ચુંટી તૈયાર કરી રાખ્યા હતા તેને લઇને નવલગઢના દીવાન અને તેના અમલદારોની સાથે નવલગઢમાં જવાને નિકળ્યો.

રાજા જયસીંહને ચીત્રપુરના રાજા ચતુરસીંહની સાથે યુદ્ધમાં ઉતરવાનું હોવાથી, ચંદ્રશેખરની મદદ માંગી હતી તે મદદ કરવાને તેનો કુંવર પોતાની ફોજ સમેત નગરના સીમાડે આ પડાવ નાંખ્યો છે અને રાજાના આમંત્રણથી રાજાને ભેટવા માટે અચલગઢના પાટવી કુંવર વીરસીંહજી

નગરમા પધારે છે એવા સમાચાર પવન વેગે આખા શહેરમાં પસરી જવાથી કુંવરની સ્વારી નીહાળવાને નગરમાં દરેક સ્ત્રી પુરૂષ બાળ વૃદ્ધ સૌ સૌના ઘરની બારીઓમાં બેસી કુંવરના સ્વારીની રાહ જોતાં હતાં અને નગરનો દરબારી માર્ગ લોકોની જબરી ભીડથી ચીકાર થઈ ગયો હતો.

સર્વેની પેઠે રાણી પોતાની દાસીઓ સાથે પોતાના અવાસમાં વીરસીંહની મનોહર મૂર્તિ નીહાલવાને બેઠી. ચંદ્રકળા અને તેની સઘળી દાસીઓ આવાસની સર્વ કરતા ઉંચી બારીમાં બેઠા, રાજા અગાસીમાં આસન મુકાવી બેઠો. થોડી વારમાં ઉત્તર દીશા તરફ ધુળ ઉડતી જણાઇ, અને ધીમે ધીમે સ્વારો આવતા જણાયા ત્યાં સુધી બરાબર સ્પષ્ટ જણાયું. બધા સ્વારોએ પોલાદનાં બખતર પહેર્યા હતા, જેના ઉપર અસ્ત થતા સૂરજના કીરણોનું તેજ પડવાથી તેમાંથી અજબ ચળકાટ નીકળતો હતો. સઘળાઓના હાથમાં ઝુંડાવાળા ભાલાઓ હતા, અને ખભાપર ઢાલ તથા કમ્મરે તલવાર સાથે સ્ફુરતીથી તેઓ અશ્વારૂઢ થઇ ધીમી ચાલે આવતા હતા, તેની શોભા કંઈ ઓરજ દેખાતી હતી. સઘળાના મુખ ઉપર યુવાની સાથે ઉમંગનો પ્રકાશ ઝળકતો હતો. સૌથી આગળ રત્નજડીત પળાણવાળા નાચતી ચાલે ચાલતા સુંદર ઘોડા ઉપર કુંવર અમુલ્ય વસ્ત્રાભુષણ ધારણ કરી બીરાજ્યો હતો. ઢાલ તલવાર તથા તીરકમાન વગેરે

ઓ તણે ધારણ કર્યા હતાં. શુરવીરતા અને હીંમતની છાપ તેની રક્તવર્ણી મુખમુદ્રાપર સાફ પ્રકાશી રહી હતી, જે મીત્રના મનમાં સ્નેહભાવ અને દુશ્મનોના દીલમાં ધાસ્તિ ઉપજાવે તેવી હતી. નગરમાં પ્રવેશ કરતાંજ કુમારને જોતાં સઘળાઓની આંખો જાણે અંજાઇ ગઈ કેમ ન હોય તેમ જોવામાં આવ્યું. આટલા બધા ઠાઠમાઠ સાથે ઘણે દીવસે કુંવરને જોતાં મહારાણીનાં હૈયામાં અનહદ સ્નેહભાવ ઉભરાવવાથી તેણીનાં મુખમાંથી એટલા શબ્દો નીકળી ગયા કે "ચંદ્રકળા માટે યોગ્ય પતી તો વીરસીંહ છે! બસ ચંદ્રકળાને તે વીરસીંહ કુમાર સાથેજ પરણાવીશું!" આમ રાણીએ મનમાં ત્યારથીજ દૃઢ ઠરાવ કીધો. એક બારીમાં ચંદ્રકળા ચપળા સહીત સ્વારી જોવાને બેઠી હતી. મહારાણીને મોઢેથી ઉપલાં વચનો સાંભળી ચપળા કુંવરી તરફ આડી નજરે જોઈ તેણીનો હાથ દબાવ્યો, એટલે તેણીએ શરમાઇને મ્હોં મલકાવ્યું. તરતજ હૈયું કુમારના આવાગમનથી વધુ ભરાયું, એટલામાં સ્વારી પાશે આવતાં તેણીનું હૈયું કુમારને જોતાં ઉછળવા લાગ્યું. આ સમયે તેણીને એમજ થયું કે સામે જઇને માર્ગમાંજ કુમારને સ્નેહથી આલંગીન કરૂં. પરંતુ તેણીએ મહા મહેનતે જેમ તેમ પોતાનાં અંતઃકરણનો ઉભરો દબાવ્યો. આ તરફ રાજાના હૈયામાં વીરસીંહને જોતાંજ પુત્ર વાત્સલ્ય ઉછળી આવ્યું, અને વીરસીંહના આવવાનો રાહ

ન જોતાં આનંદાવેશમાં રાજા કીલ્લાના દ્વાર સુધી તેને સામો લેવા ગયો રાજાને જોતાંજ કુંવર અશ્વપરથી ઉતરી નમન કર્યું, એટલે રાજાએ તેને સ્નેહથી પોતાની છાતી સાથે ચાંપ્યો, અને તેનો હાથ પકડી મહેલમાં તેડી આવ્યો. તેમને આવતાં જોઇ રાણી ઉત્સાહથી સામે ગઈ, એટલે કુંવરે તેણીને પણ નમન કર્યું. રાણીની આંખોમાં સ્નેહ અને હરખનાં આંસુ ભરાઈ આવ્યાં. અને તેણે આશીર્વાદ આપી કુંવરને પોતાની પાસે એક આસને બેસાડયો. રાજા પણ એક આસને બીરાજ્યો, જેની ડાબી તથા જમણી બાજુએ રાણી અને કુંવર બેઠાં, અને આસપાસ સુંદર આભુષણ સજીને દાસીઓ હાથ જોડી ઉભી રહી. આ સમયે કુમાર નીચી નજરે જાણે કાંઈ શોધતો હોય તેમ ચારે તરફ જોતો હતો. વાંચનાર! કુંવર શું શોધતો હતો? કંઇ વસ્તુ મેળવવાના વીચારમાં તલ્લીન બની ગયો હતો! એક દ્રષ્ટીથી જોતાં કુંવરનું સ્વચ્છ અંતઃકરણ આપણને બતાવે છે કે તે પોતાની હૃદય-રૂપી દેવી ચંદ્રકળાને જોવાની આતુરતામાં આસપાસ નજર ફેરવતો હતો. કુંવરી ચંદ્રકળા પણ એક દ્વારની ઓથે ઉભી રહી આડી નજરે પોતાના પ્રીયતમને જોઇ રહી હતી. આ સમયે કુ-મારને મળીને તેની સાથે આનંદે સ્નેહની મીઠી વાતો કર-વાને ચંદ્રકળાનું હૃદય ઉછાળા મારી રહ્યું હતું, પણ પોતાનાં માતપીતાની મર્યાદાએ તેણીને લાચાર બનાવી હતી. થોડી

વાર સુધી મહેલમાં રાણી સંગે આનંદે વાતચીત કર્યા પછી રાજા કુંવર સહીત પોતાના દીવાનખાનામાં આવ્યો, અને પોતાના વીશ્રામગૃહના પાસેનાજ ઓરડામાં કુંવરને ઉતારો આપ્યો. રાજાની આજ્ઞા લઇ કુંવર સ્વસ્થ થવાને પોતાના ઓરડામાં ગયો, એટલામાં બલદેવ આવી પહોંચ્યો. મહેલમાં કુંવરીને ન જોવાથી અધીરો બનેલો કુંવર નીરાશ થઈ ગયો હતો. તેને ધીરજ આપી રાત્રીએ બલદેવ પોતાને ઉતારે ગયો, અને કુંવર નીદ્રા લેવાને બીછાનાપર સુતો, પરંતુ તેને નીંદ્રા આવી નહી. કુંવરીની કેવી રીતે મુલાકાત લેવી, એ વીચારમાં રાત્રીનો ઘણોખરો ભાગ પસાર થઇ ગયો, તેનું પણ તેને ભાન રહ્યુ નહીં, અને છેક એક પ્રહર રાત્રી બાકી રહી ત્યારે તેની આંખ મળી. સવાર થતાં બલ પાછો કુંવર પાસે આવ્યો, અને સ્નાન સંધ્યા વગેરે નિત્ય કર્મથી પરવારી કુમાર પોશાક સજી તેની સાથેજ રાજા જયસીંહની દરબારમાં ગયો, રાજાએ પોતાના સીંહાસનની પાસેજ એક જડાઉ સીહાસનપર કુંવરને બેસાડયો. દરબારનું કામ આટોપ્યા પછી રાજાએ દીવાનને આજ્ઞા કરીકે “દીવાનજી! વીરસીહની સેનાને આપણી તરફથી સઘળી ખોરાકી આજથીજ પહોંચાડવાનો બંદોબસ્ત કરજો!’ આ સાંભળી કુલીને હસીને રાજાને કહ્યુંકે, “મહારાજ! સેના સાથે સર્વ સામગ્રી આણેલ છે. માટે હાલ કંઈ જરૂર નથી!”

"તમારામાં એ જુદાઇનો ભાવ વળી ક્યાંસ્થી પ્રકટ થયો. મારૂં રાજ્ય કોનું છે?" રાજાએ લગાર હસીને આગ્રહ સાથે જણાવ્યું "તમારી સાથે સામગ્રી છે તો શું થઇ ગયું! જરૂર પડશે ત્યારે તે પણ ઉપયોગમાં આવશે. કુલીને શરમાઇને કંઇ જવાબ આપ્યો નહીં, અને દીવાને સઘળો બંદોબસ્ત કરવાની બીજા કારભારીને આજ્ઞા કરી.

"મહારાજ! મને મળેલી ખબર મૂજબ શત્રુની તૈયારી મ્હોટા પાયાપર ચાલુ થઇ રહી છે, માટે આપણે પણ ફોજની તૈયારી કરવી જોઇએ." બલે કહ્યું.

"વીરસીંહ પધાર્યા છે, એટલે હવે અમારે એ બાબત શા માટે ચીંતા કરવી જોઇએ?" રાજાએ જણાવ્યું, અને કુંવર તરફ ફરીને કહ્યું કે, "વીરસીંહ! હવે અમારી તમામ સેના પણ અમે તમારા તાબામાં સોંપીએ છીએ, તે માટે તમને જેમ યોગ્ય લાગે તેવી ગોઠવણ કરો."

"આપ રાજેન્દ્રની આજ્ઞા બાળ શીરપર ચઢાવે છે!" કુંવરે માનપૂર્વક જણાવ્યું "આપની સેનાની હાલત જાણ્યા પહેલાં તેની અમે ગોઠવણ કરી શકીએ તેમ નથી, પરંતુ દુશ્મનોની હિલચાલ સામે તૈયાર રહેવાને હાલમાં અમારી સેનાનો બંદોબસ્ત કરી મુકીશું! આપના લશ્કરની આવતી કાલે પરીક્ષા લઇને પછી યોગ્ય લાગશે

તેવી ગોઠવણ કરીશું !" વીરસીંહની દીર્ઘદ્રષ્ટિ જોઈ રાજાને પણ મનમાં ઘણો આનંદ થયો, અને અંતઃકરણમાં તેની તરફ વધુ સ્નેહ ભાવ ઉપજ્યો. વીરસીંહે પોતાની શેનાની શું ગોઠવણ કરવી તે માટે થોડોવાર સુધી વીચાર કરીને પછી બલદેવને કહ્યું કે, "બલસીંહ ! તમે જઇને આપણી સેનાને ત્રણ ભાગમાં વહેંચી નાંખી બબે હજાર સીપાઇઓને ચીત્ર પુરની બંને બાજુએ દુશ્મનના આવવાના માર્ગના મુખડા-પર રાખો, અને બાકીના સીપાઇઓને દસ ભાગમાં વહેંચી નાંખી દરેક ટુકડીને પાંચ પાંચ કોસને અંતરે જંગલમાં આમતેમ રહેવાની આજ્ઞા કરો, તેમજ દુશ્મનોની હીલચા-લપર બારીક નજર રાખવા જાસુસોને પણ રવાના કરો." બલ હુકમ મુજબ બંદોબસ્ત કરવાને તરતજ વીદાય થયો. આ બંદોબસ્ત કરવામાં કુંવરની ચાલાકી જોઇને રાજા તો છક થઈ ગયો, અને ઉમંગમાં આવી તેણે દીવાનને હુકમ આપતાં કહ્યું કે, "દીવાનજી ! આપણી સેનામાં ઢંઢેરો ફેરવી ખબર કરો કે કાલે કવાયદ છે માટે દરેક સેનીકે સજ થઈ મેદાનમાં હાજર થવું." દીવાને તે મુજબનો હુકમ સેનાપતીપર મોકલી આપ્યો, એટલામાં રાજા જયસીંહના જાસુસોએ દરબારમાં આવી નમન કરીને જણાવ્યું કે, "મહારાજ ! આપના હુકમ મુજબ શેવકો દુશ્મનોની હીલચાલ તપાસવા ચીત્રપુર ગયા હતા. અને રાજા ચતુરસીંહ પોતાની

ત્રીસ હજાર સીપાઇઓની સેના સહિત આપણા નગરપર ચડી આવે છે, એ ખબર મળતાં આપ શીરછત્રને તે નીવેદન કરવાને આવ્યા છીએ, મહારાજ બે ત્રણ દીવસમાં દુશ્મનનું લશ્કર ઘણું નજદીક આવી પહોંચશે.” આ ખબર સાંભળતા રાજાએ કુંવર તરફ આતુરતાથી જોયું. કુમાર તેનાં મનનો ભાવ જાણી જતાં બોલ્યો કે, કંઇ ચીંતા નહીં ! આપણે કંઈ નીંદ્રાવશ પડયા નથી. દુશ્મનની સામે થવાને પુરતા જાગૃત છઇએ. જાસુસોને ફરી દુશ્મનની હીલચાલ તપાસવાને રવાને કરો.” કુંવરની સલાહ મુજબ રાજાએ જાસુસોને વીદાય કીધા. ઠરાવ મુજબ બીજે દીને રાજા જયસીંહ કુમાર સહીત હાથીપર સ્વાર થઇને લશ્કરની કવાયદ જોવાને પધાર્યા દીવાન ધવલશાયે જો કે સેનામાંથી જેમ બને તેમ મુસલમાન સીપાઇઓની સંખ્યા ઓછી કરી નાંખી હતી, તોપણ આ સમયે હજી એક હજાર મુસલમાન સીપાઇઓ રહ્યા હતા. સામટી રીતે જોતાં લશ્કરની કવાયદ જોઇને કુમાર પ્રસન્ન થયો, પરંતુ મુસલમાનોની રીતભાત જોઈ તેમના પ્રમાણીકપણા વિષે તેના મનમાં શંકા ઉત્પન્ન થઇ, અને તે કંઇક કચવાયો હોય તેવો જણાયો. તેની મુખમુદ્રાના ભાવપરથી રાજા તરત સમજી ગયો, એટલે તેણે કુમારને ધીમેથી પૂછ્યું કે, “ કુમાર તમારી ઇચ્છા હોય તો એ અપ્રમાણીકોને આજે જ નોકરીએથી બરતરફ કરીએ ? ”

"નહીં નહીં! એમ કરવાથી આપણુનેજ ગેરલાભ છે!" ઉંડો વીચાર કરીને કુમારે જવાબ આપ્યો "આપણે આજે એ લોકોને રજા આપીશું તો તેઓ સઘળા દુશ્મનને મળી જઇ આપણી સામેજ થશે, અને આપણા સઘળા છુપા ભેદોથી જાણીતા હોવાથી દુશ્મનોને તે બતાવશે માટે તેવી રીતે વર્તવાનો આ વખત નથી.

"ત્યારે તેઓને માટે શો માર્ગ લઇશું?" રાજાએ કુંવરને આતુરતાથી પૂછ્યું. મારા વીચાર પ્રમાણે તો અગાઉથીજ દુશ્મનની સેનાને આગળ વધતી અટકાવવા માટે એ મુસલમાન પલટણને મોકલવી જોઇએ, અને તેઓ કોઇ પ્રકારની નીમકહરામી અથવા સેવા બજાવવામાં ગફલતી ન કરે તે માટે અમારી થોડીક સેના અને તોપખાનું તેમની પાછળ રાખીએ, એટલે કદાચ જો તેઓ નીમકહરામી કરે અથવા ભાગવાનો વીચાર કરે, તો પાછળથી તોપનો મારો ચલાવીને તેઓ સઘળાનો નાશ કરવામાં આવશે, એવા ભયથી એક વખત તો તેઓ ખુબ લડશે, કેમકે તોપના મારાથી એમને એમ મરવા કરતાં લઢીને મરવાનું તેમને ઠીક લાગશે." આ વીચાર દીવાન અને રાજાને ઘણોજ વાજબી લાગ્યો, અને કુમારની કાર્યદક્ષતા માટે તે મનમાં આનંદ પામ્યો. કવાયદ જોઇને પાછા ફરતાં કુંવરે શીકારે જવાની પોતાની ઇચ્છા જણાવી, અને રાજાની આજ્ઞા

લઇ ઘોડેસ્વાર થઇ શીકાર કરવાને જંગલમાં ગયો, જેની સાથે રાજાની આજ્ઞાથી સો સવારો પણ ગયા, અને રાજા મહેલે પાછો ફર્યો.

જંગલમાં જઈ કુલીને બે સાબરોનો શીકાર કર્યો, અને કોઇ મ્હોટા શીકારની શોધમાં ફરવા લાગ્યો, એટલામાં સામેથી બલ આવી પહોંચ્યો, તેને જોતાં કુમારે પૂછ્યું કે, "કેમ ભાઈ સેનાનો સઘળો બંદોબસ્ત કીધો?"

"અરે! આજને આજ કંઇ થઈ જાય છે? કુમાર! તમે તો ભોલા છો! આવતી કાલે તમામ બંદોબસ્ત થઇ જશે!" બલે હસીને જણાવ્યું "આ સમયે એવો વીચાર થયો કે જે ગુફામાં હૈદરને અને ભેરવનાથને કેદ કીધા છે ત્યાં જરા ફરીને તપાસ કરી આવું, અને તે તરફજ જતો હતો, એટલામાં તમે મળી ગયા! તમારી પણ ઇચ્છા હોય તો ચાલો!"

"ચાલો મારી કયાં ના છે જરા સહેલ કરી આવીશું! અને શીકાર પણ શોધીશું!" કુમારે જવાબ આપ્યો એટલું કહેતાની સાથે આ બંને જણાએ પહાડી ગુફા તરફ પોતાનો ઘોડો ફેરવ્યો, અને પોતાની સાથેના સ્વારોને નગરમાં પાછા ફરવાની આજ્ઞા કરી. બલ અને કુંવર ત્યાંથી જંગલમાં ચાલ્યા. પહાડી ગુફા

નજદીક જઇ પહોંચતાં કુમાર અને બલ તેમાં દાખલ થયા. અને તે વટાવી પેલા સીંહના મુખવાળા દરવાજા સમીપ આવી પહોંચ્યા. તરતજ કુમાર ઘોડા પરથી ઉતરી પડયો, એટલે બલે ઘોડાને ત્યાં એક વૃક્ષ નીચે બાંધ્યો, અને કુમાર પાસે આવી હસીને કહ્યું કે, કુમાર હવે તમે દરવાજો ઉઘાડી શકો છો કે નહી ?"

"શા માટે નહીં ?" કુમારે હસીને જવાબ આપ્યો, અને દરવાજા સમીપ જઇને સીંહના મુખમાંથી તરતજ જીભ ખેંચી કહાડી દરવાજો ઉઘાડયો.

"ત્યારે તમે હજી ભૂલ્યા નહી હોં !" બલે હસીને બોલ્યો. પછી બંને જણ અંદર દાખલ થયા. ફરતા ફરતા તેઓ ઝરાના કીનારા આગળ આવી પહોંચ્યા. ત્યાં એક તરફ એક ઝાડ નીચે હૈદર અને ભૈરવનાથ વાતચીત કરતા બેઠા હતા. કુમારને જોતાંજ તેઓ ઉભા થયા, અને નમન કર્યું, ને હૈદરે કહ્યું કે, "જહાંપનાહ ! હવે તો અમ ગરીબોનો કસુર માફ કરવી જોઇએ !"

"જોઇશું ! વીચાર કરીશું ! કુમારે જણાવ્યું, અને બલ સહીત ત્યાંથી ચાલ્યો ગયો. તે રમણીક સ્થાનમાં તેઓ ઘણી વાર સુધી ફર્યા, અને ફળ ફળાદી ખાઇ ખુબ સહેલ કીધા પછી બલે કહ્યું કે, "કુમાર ! ચાલો હવે આ-

પણે નગર તરફ જઇએ કેમકે, બહુ સમય થઇ ગયો છે.' કુમાર પણ જવાને સજ થયો, અને તેઓ તે ગુફાની બહાર આવ્યા. દરવાજાની બહાર નીકળ્યા પછી બલે કહ્યું કે, "કુમાર! દરવાજો ફરી તમેજ બંધ કરો જોઉં?"

"ભલે અમેજ બંધ કરીએ છીએ!" આમ કહેતાં કુમારે સીંહની જીભ પાછી અંદર ધકેલી દઈ દરવાજો બંધ કરી દીધો, અને તેઓ ઘોડેસ્વાર થઇ નવલગઢ તરફ વળ્યા. નવલગઢથી થોડેક દૂર રહેતાં બલ બોલ્યો કે, "કુમાર! હવે તમે નગરમાં સીધારો: હું લશ્કરની તપાસ કરીને થોડીવારમાં આવું છું!"

"બહુ સારૂં!" એમ કહી કુમાર નગર તરફ વળ્યો, એટલે બલ બીજી તરફ જંગલમાં ચાલ્યો ગયો. કુમાર રાજમહેલમાં આવી પોતાના ઓરડામાં વીચાર કરતો બેઠો હતો એટલામાં બલ ત્યાં આવ્યો એટલે કુમારે તેને પૂછ્યું કે, "કેમ કેવી ખબર છે?"

"તમારી આજ્ઞા મુજબ સર્વ ગોઠવણ પૂર્ણ થઈ છે!" બલે કહ્યું કે, "કુમાર! આજ તો તમારી પાસેથી પ્રભાતે ગયો ત્યારથી એક ઘડીભરની પણ ફુરસદ મળી નથી, એટલે તમારી પાસે આખા દીવસમા આવી શકયો નહીં! ખરેખર, આજ તો હું બહુ થાકી ગયો છું." આ સાંભ-

ળી કુમાર ખડખડ હસી પડયો, અને બોલી ઉઠયોકે, "બલ ! તું શું બોલે છે? એ પ્રહર સુધી તો સંધ્યાકાળે આપણે સાથે હતા છતાં તું કહે છે કે આપણો મીલાપ થયો નથી, એ શું ?" બલ ચમકયો, અને તેણે અજાયબી સહીત પૂછયું કે, "કુમાર તમે શું કહો છો ?"

"હજી શું કહુ છું ? વાહ !" કુમારે હસીને પૂછયું કે, "હૈદરને અને ભૈરવનાથને કેદ કીધા છે, એ પહાડી ગુફામાં આપણે સાથે ફરી આવ્યા તે ભૂલી ગયો ?" હવે બલના ચહેરાનો રંગ એકાએક બદલાઈ ગયો, અને તે અજાયબીથી એક ટસે કુમાર તરફ જોઈ રહયો. બલની આ હાલત જોઈ કુમારને પણ અજાયબી લાગી. થોડીવાર ચુપ રહિ બલે ધીમેથી કુમારને પૂછયું કે, "વારૂં કુમાર તમે જણાવો છો કે આપણે ગુફામાં સાથે ફરી આવ્યા ત્યારે કહો જોઊં, હું તમને કયાં મળ્યો હતો, અને કેટલીવાર સુધી તમારી સાથે રહયો હતો, તેમજ કયાંથી છુટો પડયો હતો ?" કુમારે સઘળી હકીકત સવીસ્તર કહી સંભળાવી, એટલે બલ નોરાશ થઇ બોલી ઉઠયોકે, "કુમાર તમે સઘળી મહેનતપર પાણી ફેરવી દીધું ! બસ, કેદીઓ નાસી ગયા ! અરે ! હૈદર અને ભૈરવનાથ છુટા થયા તેની તો કંઇ ચીંતા નથી પરંતુ ગુફાના દ્વારનો છુપો ભેદ દુશ્મનોએ જાણ્યો એજ મહા દુઃખનું કારણ છે."

"તું શું કહે છે તે સમજાતું નથી!" કુંવર વીમાસણમાં પડયો.

"એમજ સમજી સકતા હોત તો આવી થાપ કેમ ખાત! હજી ન સમજાય તો જુઓ હવે સમજાવું છું કે ચતુ સીહના બહુરૂપીઓએ મારૂં સ્વરૂપ ધારણ કરીને તમને ગફલતીમાં નાંખી ગુફાના દરવાજાનો ભેદ જાણી લીધો."

"ત્યારે ખરેખર, તુ નહોતો હેં ભાઇ?" કુંવરે અધીરાઈથી પુછયું. "ત્યારે કોણ હતો?"

"હું ધારૂં છું કે તે કામ ગુરૂનાથનુંજ હોવું જોઇએ?" બલે વીચાર કરીને જણાવ્યું "બીજાની એટલી બધી હીમત ચા જ નહીં! શાંતીનાથ જોશીએ રમલના ઇલમથી તેને તે સ્થાનની નીશાનો આપી હશે. ગુરૂનાથ શીવાય બીજા કોઇ બહુરૂપીથી એટલી બધી ચાલાકી વાપરી શકે તમ નથી, કેમકે સઘળા બહુરૂપીઓને હું સારી પેઠે ઓળખું છું." કુમાર સ્તબ્ધ થઇ ગયો, અને પોતાની થયલી ભૂલ માટે મનમાં પસ્તાવા લાગ્યો. તેને ઉદાસ થયલો જોઇ બલે ધીરજ આપતા કહ્યું કે, "કુમાર! જે થનાર હતું તે થયું! જો કે કેદીઓ તો જરૂર નહાસી ગયા હસે તોપણ હું આ સમયેજ ત્યાં જઇને દરવાજાની બીજી ચાવીનો બં-

દોબસ્ત કરૂં છું કેમકે, એ દરવાજો બંધ કરવાની બીજી યુક્તિ છે; જે વધુ મજબૂત છે, પણ તે ઉઘાડવામાં અને બંધ કરવામાં બહુ વખત અને મહેનત પડે છે તેથી તેનો ઉપયોગ કરતો નહોતો, પણ હવે તે નવી યુક્તી પ્રમાણે દરવાજો બંધ કરવો પડશે."

"તે યુક્તિ અમને ક્યારે બતાવીશ?" કુમારે હસીને પૂછ્યું.

"હવે તમને બતાવું! કરેલી મહેનતપર પાણી ફેરવવા માટે કે?" બલ બોલ્યો. "હવે જ્યારે ચીત્રપુર જીતીને કબજે કરીશું ત્યારેજ તમને બતાવીશ." પછી બલ પહાડી ગુફા તરફ રવાને થયો, અને પ્રભાત થતાં પહેલા તે નવલગઢ પાછો ફર્યો. પ્રભાતમાં તે પાછો કુમારને મળવાને ગયો એટલે કુલીને આતુરતાથી પૂછ્યું કે, "કેમ ભાઇ! ગુફાના શા સમાચાર છે?"

"બસ! કેદીઓ તો નહાસી ગયા છે, પણ હવે દ્વાર બરોબર બંધ કરી આવ્યો છું!" બલે જવાબ આપ્યો. દરબારનો વખત થતા કુમાર અને બલ સજ થઇને દરબારમાં ગયા, અને રાજાને નમન કરી પોતાને આસને બેઠા, એટલામાં જાસુસોએ આવી ખબર આપી કે, રાજા ચતુરસીંહનું લશ્કર ઘણું આગળ વધી આવ્યું છે, અને નવલગઢથી

ફકત દસ કોસને છેટે આવેલા સ્થાનમાં પડાવ નાખી પડયું છે. આ સાંભળતાં રાજાએ કુમારની શી ઇચ્છા છે તે જાણવા તેની તરફ જોયું, એટલે કુમારે જણાવ્યું કે, "મહારાજ, દુશ્મનોને આગળ વધતા અટકાવવાને મુસલમાન સીપાઈઓની પલટણને હવે મોકલવાની જરૂર છે!" રાજાએ તે મૂજબ મુસલમાન લશ્કરન રવાના કરવાની દીવાનને આજ્ઞા કરી, એટલે કુમારે બલને પોતાની પાસે બોલાવીને કહ્યું કે, એ પલટણની પાછળ આપણા તોપખાનાને પણ મોકલો!" આટલું કહી ધીમેથી તેના કાનમાં જણાવ્યું "અને તેમને સમજાવી રાખજે જો એ પલટણના માણસોની નીમકહરામી જણાય અથવા તેઓ દુશ્મનોથી ડરીને પાછા હઠવાના ચીન્હ જણાય તો કોઇને પણ જીવતો નહાસવા દેવો નહીં" બલ હુકમ મુજબ બંદોબસ્ત કરવા દીવાન ધવલરાય સાથે વીદાય થયો, અને દરબાર બરખાસ્ત કરી રાજા કુમાર સહીત મહેલે પધાર્યો. ચંદ્રકળાને મળવાને આજે પણ કુમારે ઘણા ફાંફા માર્યા, પણ તેણીને તે જોઇ શકયો નહી. કુંવરીએતો પોતાના વહાલાને સંતાઇને નીરખી નીરખી પોતાનું મન તૃપ્ત કરી લીધું હતું.





# પ્રકરણ ૨૬ મું.

## ચંદ્રકળા અને ચપળાનું ખુન.

સંધ્યાકાળનો સમય વીતી જઇ રાત્રીદેવીની મુસાફરી શરૂ થઇ ચુકી હતી. કૃષ્ણપક્ષના દીવસો હોવાથી નભમંડળમાં હજી ચંદ્રનો પ્રકાશ અંધકારમાં ભેલાઇ જવાથી સર્વત્ર અંધકાર ફેલાઇ રહ્યો હતો, આ અંધકારનો નાશ કરવાને નભ મંડળના નક્ષત્રો અને તારાઓ પોતાથી બનો શકે તેટલી મહેનત કરી રહ્યા હતા, છતાં ફેલાઈ રહેલા અંધકારમાં કંઇ પણ ફેરફાર થયેલો જોવામાં આવ્યો નહોતો તેથી તે અંધકારનો લાભ લેનારાઓ, પોતાનું ધાર્યું કામ કરવાને ઉત્સાહથી પોતાના ઘરની બહાર નીકળી પડયા હતા. અને ઇચ્છાનુંસાર વર્તી પોતાનો દોર ચલાવવાને જ્યાં ત્યાં મંડી પડયા હતા, જે રાત્રી તેની વીરૂધ હતી, તે હાલ આજે તેઓને અનુકુલ થઇ પડવાથી, નીચ કૃત્ય કરનારાઓ તેનો લાભ

શા માટે લે નહી. જેઓ હાલ કૃષ્ણુપક્ષની રાહ જોઇ બેઠા હતા તેને આજેજ તે કૃષ્ણુપક્ષ સાંપડયા જેવુ સમજીને તેનો ભાવ ભજવવાને જ્યાં ત્યાં કુદી પડ્યા છે.

વાંચક ! એ વીષય સાથે આપણને કંઇ સંબંધ નથી; તો પછી તે ઉપર ફોકટના ગુંઠણા શા માટે પાડવા જોઇએ. તું હવે નવલગઢના રાજા જયસીંહના મહેલની તરફ નજર નાખ અને ત્યાં શું શું વીપ્રોત બનાવે: બને છે તેનો તું અનુભવ લે.

આ સમે નવલગઢનો રાજા જયસીંહ અને અચલ-ગઢનો પાટવી કુંવર વીરસીંહની સાથે પોતાના મહેલની બારીએ બેઠો બેઠો યુદ્ધ માટે કંઇક વાતચિત ચલાવી રહયો હતો. આ બંનેના વાતચીતો ચાલી રહીઓ છે, એટલામાં જયસીંહનો દીવાન અને વીરસીંહનો મહા બુદ્ધિવાન બહુરૂપી વિદ્યાનો ઉસ્તાદ બલદેવ પણ ત્યાં આવી ચઢયો, જેઓને પોતાની પાસે બેસાડીને રાજાએ પુછયું કે, "કેમ હવે કંઈ બંદોબસ્ત કરવાનો બાકી રહયો છે ?"

"ના શીરતાજ ! બલે બે હાથ જોડીને જવાબ આપ્યો. બલદેવનું સંતોષકારણ બોલવું સાંભળી લઇને, પછી તેઓ શાંતથી સમર સંબંધી વાતચીત અને મસલત કરતા બેઠા. આ પ્રમાણે વાતચીત કરતા અને મસલત

ચલાવતા ચલાવતા અડધી રાત પસાર થઇ ગઇ તેનું પણ તેઓને કંઇ ભાન શાન રહયું નહીં, હજી તેઓ કંઇ ચોકસ નિર્ણય ઉપર નહી આવવાથી પોતાની વાત-ચિત અને મસલતને ચલાવતાંજ હતા, પણ આમ કરતાં આ બંનેમાંથી કોઇને પણ નીરાશા ઉત્પન્ન થઈ નહોતી, તેમ કંટાળો પણ ઉપજ્યો નહોતો. આ બંને જણા એક એકની વાતોમાં તલ્લીન બની ગયા હતા અને તેઓની દ્રષ્ટિ એકમેકની દ્રષ્ટિ સાથે ચોટી ગઇ હતી.

એટલામાં એકાએક ચોપદારો દમ ખેંચતાં ખેંચતાં રાજાના આગળ દોડતાં દોડતાં આવ્યા, અને ખોખરા અવાજે પોકારી ઉઠયાકે, ‘રાજાજી ! મહા કોપ થયો છે ! રંગમાં ભંગ પડયો છે ! સર્વની ધીરજ ફુટી ગઈ છે ! હીંમત હારી બેઠા છે ! આંખો ફુટી ગઇઓ છે ! શું કહીએ, કહેતા જીભના કકડા થઇ જાય છે ! પણ કહ્યા વીના છુટકો નથી ! ઉપાય નથી ! ઇલાજ નથી ! છુપાવાય તેમ નથી ! અફસોસ ! કુંવરીબાના મ્હેલના પાછલા ભાગમાંથી થોડાક બદમાસો, હરામખોરો ઉતરીને નહાસી છુટા છે, જેઓને આપણા દુશ્મનો સમજીને ચોકીદારોએ તે દુષ્ટ પાપીઓ ઉપર તી-રોનો વરસાદ વરસાવ્યો, ઘાયલ થવા છતા, તે ઘાની દરકાર ન કરતા તેઓ સર્વે પલાયન થઇ ગયા છી.”

ચોપદારોના મુખેથી આવા ભય સુચક સમાચાર સાંભળીને રાજા અને રાજાની પાસે બેઠેલાઓ અચરત થઇ ચક ચકતી આંખે એક દ્રષ્ટીથી જોઇ રહ્યા. પણ કોઇના મોઢામાંથી એક શબ્દ પણ નીકળી શકયો નહી; હજી આ અચરતીમાંથી તેઓ સુદ્ધિમાં આવ્યા નથી, તેટલામાં મ્હેલ તરફથી કોઇ રડતું હોય એવો અવાજ સૌના સાંભળવામાં આવ્યો. તેથી સઘળાઓનું ધ્યાન તે તરફ ગયું. જેમ જેમ પલ પસાર થતી ગઇ તેમ તેમ રડવાનો કઠોર અવાજ મ્હોડેથી સાંભળવવા લાગ્યો અને આખા મ્હેલમાં ધાંધલ મચી રહી. આ બધું શું છે? તેની બરાબર ચોકસી કરવાના રાજા ચોપદારને હુકમ કરે એટલામાં કેટલીક દાસીઓ માથાના બાલ છુટા મુકી આંખો લાલચોળ કરી રડતી કકળતી કપાળ અને બે હાથે છાતી કુટતી ત્યાં આવી અને ડચકા ખાતી ખાતી કહેવા લાગીઓકે, 'મ્હારાજ! ગજબ થયો છે! નહી સહન થઇ શકે એવો ભયંકર બનાવ બન્યો છે, સોનાની થાળીમાં લોખંડની મેખ મરાઈ છે! ચંદ્રકળા અને ચપળાના ખુન કરી તેમના મસ્તકો કાપી કોઇ હરામખોરો ન્હાસી ગયા છે!' ઉઠો! દોડો! તપાસ કરો! તેવું ઘોર કર્તવ્ય કરનારા કોણ હતા! તેને પકડો! તેના ઘોર કર્મ બદલ તેને શીક્ષા કરો.

આ હૃદય ભેદક કહાણી સાભળતાની સાથે સર્વની છાતી ચરરર કરતી ચીરાવા લાગી અને તેની મહા વેદનાથી એક મ્હોટી ચીસ નાખી રાજા બેસુદ્ધ થઈ નીચે ગોઠુ ખાઈ પડયો. કુંવરની આંખો મીંચાઈ ગઈ! મુખ કાન્તી અને તેનું શરીરમલાન બની ગઇ, તેની ઉછળી રહેલી છાતી નીચે બેસવા લાગી, તેનું ધ્રુજવા લાગ્યું, અને જેમ વીજલીના ઝટકાથી માણસ ગોઠું ખાઈ નીચે પડી જાય છે, તેમ આ રદયભેદક વેદનાનો પ્રહાર થતાજ કુંવર ધરણીપર ધળી પડયો. દીવાનની આંખોમાંથી શ્રાવણ ભાદરવો વરસી રહયો હતો અને જેને માટે અથાગ મહેનત કરી, તન મનનો ભોગ આપી વીરશીહને જયસીંહની સાથે મેળવવામાં જીત મેળવી હતી, તે જીતને બાળી ભસ્મ કરી નાખનારી ખબર સાભળતાની સાથે બલદેવ તે એક પાષાણના પુતળા સરખો બની દીગમુંઢ જેવો થઈ બેસી રહ્યો પણ તેની આંખોમાંથી એક આંસુનું બુદ સરખું પડયું ન્હોતું ત્યારે તેની છાતી કેટલી બધી જબરદસ્ત હોવી જોઇએ, અથવા તે માટે તે કેવા વોચારમાં ગોઠુ ખાઇ સજડ થઇ ગયો હશે! તે વાંચક આગળ જતા તારા જાણુવામાં આવ્ય વગર રહેનાર નથી.

કંઇક પલ વીત્યાબાદ રાજાને શુદ્ધિ આવવાથી તે કુંવરને ભેટી પડયો. કુવર પણ મહા શોક રૂપી દુઃખના ડુંગરની નીચે ડબાઇને જમીનપર આલોટતો પડી રહ્યો

હતો. રાજાએ કુંવરને પોતાની છાતી સાથે ખુબ દાબ્યો, અને તેની આંખમાંથી ચાલી રહેલા આંસુઓને લુછીને ધીરજ આપતો, અને ડચકા ખાતો, અને ભય પામતો કુંવરનો હાથ પકડીને કુંવરીના મ્હેલ તરફ દોડયાં. કુંવરીના મ્હેલમાં ખુબ શોર બકોર મચી રહ્યો હતો. રાજ્ય રાણી શીર વગરના પહેલા કુંવરીના ધડપર માથું મુકી હૃદય ભેદક અને છાતીફાટ રૂદન કરી રહી હતી; અને બહુ માથું કુટવાથી તેના માથામાંથી લોહી વહી રહ્યું હતું છતાં તેની વેદના તેને કંઈપણ અસર કરી શકી ન્હોતી. રાજા પણ તે ઓરડામાં જતાં ત્યાંનો ત્રાસદાયક કરૂણામય દેખાવ જોઇને એક મ્હોટી ચીસ નાખી કુંવરીના સબ પાસે પડયો. કુંવર તો તે ઓરડામાં દાખલ થવા પામ્યોજ નહીં, દરવાજામાં પગ મુકતાંજ તેને મૂર્છા આવી જવાથી તે ત્યાંજ ગોદુ ખાઇ પડયો. તે ઓરડામાં થોડે થોડે અંતરે ચંદ્રકળા અને ચપલાના મસ્તક વગરના ધડ પડયા હતા. અને આખા ઓરડામાં લોહીની નદી ચાલી હતી. આ બનેલા મહા ભયંકર બનાવોથી આખો મ્હેલ શોકમય સાગરમાં ડુબી ગયો હતો, અને કોઇને કંઈ પુછવા કે ગાછવાનું કશું ભાન રહ્યું ન્હોતું ' હાય! હાય!! ઓ પુત્રી! વહાલી પુત્રી! ઓ કુલ દીપકમણી! ઓ તેજોમય જ્યોતી તું કયાં ગુમ થઇ ગઈ! તારા ગુમ થવાથી સર્વત્ર અંધકાર ફેલાઈ ગયો છે! તે અંધકારમાં હવે અમને શું સુઝનાર છે! અમને ગોઠાં

ખવરાવતી તું કયાં ચાલી ગઈ!' તારા સીવાય આ તારી માતાને, અને તારા પીતાને અંધકારમાંથી ગોહાં ખાતાને પ્રશશમાં કોણુ લાવશે! શું તું ગઇ! સદાને માટે ગઇ! તને તારી માતા ગમી નહી! તને તારા પીતાનો પ્રેમ પ્રીય લાગ્યો નહીં, તેથી તું અમારાથી રીસાઈ ગઇ! અરે તારા કમલ સમ કંઠપર કયા અધમ પાપીએ તલવાર ચલાવી! તે તલવાર ચલાવતા તેના હાથ કપાઈ ગયા નહીં! અરેરે! હવે અમારે આ જગતમાં રહીને શું કરવાનું છે! ઓ ચંડાળ અધમ પાપી કરૂર! હવે તારૂં રૂદય શાંત થયું! હવે તારૂં વેર વળ્યું! હવે તારા પીતૃઓ તરીઆ! ચતુરસીહની દુષ્ટ ધારણાઓ પાર પડી! અરે કોઇ છે! અરે કોઇ સાંભળે છે! જાઓ! દોડો! અને તે ચીત્રપુરના ચંડાળ રાજા ચતુરસીંહને કહું છું ભલે આવી નવલાગઢની રાજ્ય ગાદી ભોગવે!!

રાણીનું આવું રૂદયભેદક બોલવાના અસરથી કાયર બનેલો રાજા પોકારી ઉઠયો કે હવે અમે અમારી એકની એક વ્હાલી પુત્રી સાથે સીધાવીશું આવી રીતે પુત્રીના મકામ મરણની અકાલ વેદના વેઠતા વેઠતાં તેની દ્રષ્ટી એકાએક દીવાન તરફ ફરતાં કુવરને ત્યાં પડયો જોયો તેના માથામાંથી લોહીની ધારા ચાલી રહી હતી. તે જોતાજ તેના ગભરાટમાં ગભરાઇ જઇને રાજા કુંવર પાસે દોડી જઈ તેને

તપાસવા લાગ્યો, તેનો શ્વાસ રૂંધાઇ ગયો હતો, નાડીના ધમકારા પણ બરાબર જણાતા ન્હોતા; નાકમાંથી પણ શીતળતા પ્રસરી રહી હતી, તે જણાતા રાજાને જાણે ચપળાનો એક જબરો આંચકો લાગ્યો ન હોય તેમ તે મ્હોઢેથી ચીસ પાડી પોકારી ઉઠયો કે હાયરે હાય! નસીબ ફુટી ગયા! કર્મની રેખાઓ તુટી ગઇઓ! મહા ગજબ! મહા સીતમ! જફાપર જફા, આ જફાથી, અને દુશ્મનોની આ શીતમગીરીથી અમારી સાથે અચલગઢના રાજયની પણ પાયમાલી થઇ! વીધાતા પણ ગઈ! ઇશ્વિરની કરડી નજર થઈ! તો પછી અમે શું કરીશું! અમે ધાર્યું હતું કે વીરસીંહની સાથે ચંદ્રકળાને પરથમથી નવલગઢની ગાદી સોંપી અમે આ મસ્તક સંસારનો ત્યાગ કરીશું. અરે નીર્દય વીધાતા તે તને ગમ્યું નહીં! તે તને રૂચ્યું નહી ભલે વોધાતા ભલે! તું રાજી થજે તને દોષ દેનાર નથી! ખલકના ખાવીંદ અલખને પણ દોષ દેનાર નથી અમારા પ્રારબ્ધને પણ દોષ દેતા નથી પણ અમારા અજ્ઞાન જીવને, અને તેના કર્મોને દોષ દેશું.

અરેરે! અચળગઢની કીર્તીને દીપાવનાર જયસીંહની છાતીને ઉછળાવનાર, અને ચીત્રપુરના ચીત્રસેનની છાતીને ચીરનાર કુંવર વીરસીંહ! શું તમે પણ આવી રીતે દગો કરવાને આવ્યા હતા! હાય! બલદેવસીંહ કયાં

ગયા ! ધીરજને ધારણ દેનાર વીચિત્ર બહુરૂપી બલદેવસીંહ પણ ક્યાં સંતાઇ ગયા ! કે સરમાઈ ગયા ! કે હેપતી ગયા ! અરે ! કુંવરને કોઇ ઉઠાડો ! રાજ વૈદ્યને બોલાવો ! બસ ! અમારે પણ હવણાં આ જગાએજ પણ ત્યાગ કરવો પડશે ! અરેરે ! રાજા ચંદ્રશેખરની દેહ પણ આ ઠેકાણે પડશે ! વીધી ! ઓ વીધી ! આ સો કાળો કેર." આવી રીતે રાજા અને રાણી મહાકલ્પાત કરી રહ્યા છેઃ અને તેના આવા દુઃખમય સમયમાં મ્હેલના તમામ દાસો ભાગ લઈ પોતાની નિમકહલાલી બતાવી રહ્યા છે. આ પ્રમાણે આવી પ્રકારને શોર બકોર મચી રહ્યો છે એટલામાં બલદેવ પણ બાવરો બની ત્યાં આવી પહોચ્યો, અને કુંવરની ખરાબ દશા જોતાજ તેના હોસ કોસ ઉડી ગયા. બલદેવે અને રાજ-વૈદે કુંવરને શુદ્ધિમાં લાવવા માટે કાંઇ બાકી રાખી નહિ, પણ તેમની કંઈ કારીગરી લાગી નહી, તેથી બલના શોકનો પાર રહ્યો નહો.

કુંવરી અને ચપળાના ખુનની ખબર પવનપેરે આખા-શહેરમાં ફેલાઇ જવાથી તમામ નવલગઢ શોકમય સાગરમાં ડુબવા લાગ્યું. બળદેવ કુવરનું મસતક પોતાના ખોળામાં રાખી શોકમય રુદયએ તેને સુદ્ધમાં લાવવાની તજવીજ કરી રહયો હતો. ચપલાના શબ પાશે બેસી ચંપાપણ હૃદય ભેદક વીલાપ કરતી બેઠી હતી.

**એટલામાં એક મ્હોટો ધડાકો થયો અને** કાળભૈરવ સરખા સ્વરૂપનો એક રાક્ષસી માણુસ હાથમાં એક મોટી ગદા પકડી મ્હોટી રાડ પાડતો કુદતો કુદતો સર્વની વચમાં આવી ઉભો તેને જોતાંજ સર્વની નજર તે તરફ ખેંચાઇ અને તેને જોતાંજ સર્વે દીંગમુઢ બની ગયા. સઘળાઓને રૂદન કરતાં જોઇ પ્રથમ તો તે મ્હોટેથી ખડખડ હસ્યો અને બળદેવ તરફ જોઈ કેટલીકવાર સુધી દાંત કચકચાવીને તે બોલી ઉઠયો કે. આ માયા મોહમાં લલચાઈ ખોટો શોક કરો કેમ ભાઈ?
બલ બહાદુર કરો વીચાર જુઠી માયાનું છે એ કામ,
ગુરૂ ઘંટાલ તણી છે બહાર કેમ મુકી બેઠા છો હામ.

આવા પ્રકારનું તે લલકારી જે રસ્તેથી તે આવ્યો હતો, તેજ રસ્તેથી એક મ્હોટી ઘોર ગંભીર ગર્જના કરી નાચતો કુદતો ઠેકતો વાંકો વળતો તે કયાં હુકમ થઈ ગયો તે જાણુવાને તેની પુઠે જવાની કોઇની હીમત ચાલી નહી.

ઉપલા વચનોની ધ્વની બલદેવના કાનના પડદા ફાડીને સોસરવી બહાર નીકળી જતા બલદેવે કુંવરનું મસ્તક એક તકીયા ઉપર ટેકવી ઉભો થયો. અને ચંદ્રકળાના શબ પાસે આવી તેનું શરીર તપાસી જોયું. તે જોતાજ તેના મુખપર છવાઇ ગયેલા ઉદાસીને ઠેકાણે કંઈક નવીન ભાવ ઝળકી નીકળ્યો. બલદેવની આ ગતી જોઇ સઘળા તેની તરફ કંઇ જાણુવાને જોતાં ઉભા.

**સમાપ્ત.**

| | |
|---|---|
| ભોજ કાલીદાસ સોનેરી પુઠું ... ... ... | ૧—૦—૦ |
| વસંતસેના ... ... ... ... ... | ૧—૦—૦ |
| પીરોજા ... ... ... ... ... | ૧— —૦ |
| સુધાસ્તોત્રસ્વિની ... ... ... ... | ૧—૮—૦ |
| ઉપેન્દ્ર ગીરામૃત ... ... ... ... | ૧—૮—૦ |
| સિંધાન્ત સિંધુ ... ... ... ... | ૧—૮—૦ |
| સરસ્વતી ચંદ્ર ભાગ ૧ લો ... ... ... | ૧—૮—૦ |
| ૨ જો ... ... ... | ૧—૪—૦ |
| ૩ જો ... ... ... | ૧—૮—૦ |
| ૪ થો ... ... ... | ૩—૮—૦ |
| કેશવ કૃતી ... ... ... ... ... | ૧—૮—૦ |
| સુમતી વિધા ચંદ્ર અને ચીત્રો સહિત ... ... | ૧—૪—૦ |
| સુધરેલી સંગીતા ... ... ... ... | ૧—૪—૦ |
| કાવ્ય વિનોદ ૧ લો ... ... ... ... | ૧—૦—૦ |
| ૨ જો... ... ... ... | ૧—૦—૦ |
| ૩ જો... ... ... ... | ૧— ૦—૦ |
| ૪ થો ... ... ... ... | ૦—૧૨—૦ |
| બારીસ્ટરની બૈરી. ... ... ... ... | ૨—૦—૦ |
| રોબીન હુડ ... ... ... ... ... | ૧—૦—૦ |
| પાપ અને પસ્તાવ ... ... ... ... | ૦—૮—૦ |
| પ્રાણ લક્ષ્મી ... ... ... ... | ૧—૮—૦ |
| પાપી પિતા સદગુણી સીતા ... ... ... | ૦—૧૨— |
| રશીકચંદ્ર ભા ૧ લો ... ... ... | ૧—૦—૦ |
| ૨ જો ... ... ... | —૦—૦ |
| ૩ જો ... ... ... | ૧—૦—૦ |

| | |
|---|---|
| સુરતની સુંદરી ... ... ... ... | ૧—૦—૦ |
| સંસારી ચિત્ર ... ... ... ... | ૧—૪—૦ |
| સકલ શાસ્ત્ર નિરૂપણ ... ... ... ... | ૫—૦—૦ |
| અરબીયન નાઇટસ ૧૦૦૧ એક રાતની વાર્તા ... ચીત્રો સહીત. | ૩—૮—૦ |
| કથા વિનોદ... ... ... ... ... | ૦—૮—૦ |
| જાદુકપટ ૧-૨-૩ ... ... ... ... | ૧—૦—૦ |
| જાદુઇ ઇંદ્રજાળ ... ... ... ... | ૦—૮—૦ |
| અનંત રંગ અથવા રંગ વિલાસ ... ... | ૦—૮—૦ |
| ઉજ્જેન નગરીનો ચતુરસીંહ દગારો ભાગ ૧ થી તે ૪ સુધી | ૧-૦-૦ |
| ભા. ૨ જો | ૦-૪-૦ |
| ૩ જો | ૦-૪-૦ |
| ૪ થો | ૦-૪-૦ |
| ધમાજી રાવનું કુટુંબ ... ... ... ... | ૧-૦-૦ |
| નરસીંહ મહેતો... ... ... ... ... | ૦-૮-૦ |
| મીરાંબાઈ ... ... ... ... ... | ૦-૧૨-૦ |
| અનુસુર્વા-સતી ... ... ... ... ... | ૦-૮-૦ |
| ચાલીશ હજારનો જાનજી ... ... ... ... | ૨-૦-૦ |
| ગંગા ગુજર વાર્તા ... ... ... ... | ૧-૦-૦ |
| મધુકર સોનેરી પુડું ... ... ... ... | ૧-૮-૦ |
| ઉષા કાન્ત સોનેરી પુડું ... ... ... ... | ૧-૮-૦ |
| અલક્ષ્ય જ્યોતિ સોનેરી પુડું ... ... ... | ૧-૮-૦ |
| પદ્મનાભ સોનેરી પુડું ... ... ... .. | ૧-૮-૦ |
| ભદ્રકાળી ... ... ... ... ... | ૨-૦-૦ |

| | |
|---|---|
| કત્લેઆમ ... ... ... ... ... | ૨-૦-૦ |
| ઓરંગજેબનો ઉદય ... ... ... ... | ૨-૦-૦ |
| પદ્મની ... ... ... ... ... | ૧-૮-૦ |
| ઇશાવતી ... ... ... ... ... | ૧-૮-૦ |
| આજ કાલનો સુધારો ... ... ... ... | ૧-૮-૦ |
| એમે બાનાકર કયો મેરી મટી ખરાબ કીધી... ... | ૧-૮-૦ |
| ટાનકમાળા ... ... ... ... ... | ૦-૧૨-૦ |
| પંજાબની લાગ બાજી ... ... ... ... | ૧-૦-૦ |
| ગુપ્ત વિદ્યા અને અજાયબીનો ભંડાર ... ... | ૦-૧૨-૦ |
| રમુજી ફુરસદ ... ... ... ... .. | ૦-૮-૦ |
| યુરોપ અમેરીકા જાપાન અને ચાનની મુસાફરી પાકીટ | ૫-૦-૦ |
| બાદુરશાહ જફર ... ... ... ... | ૧-૦-૦ |
| દીલ્લી દરબાર ... ... ... ... ... | ૧-૦-૦ |
| બાગો સ્કોપનો ભુત ડીટેકટીવ વાર્તા ... ... | ૧-૦-૦ |
| લાલ અને લક્ષ્મી ... ... ... ... | ૧-૮-૦ |
| ભયંકર ન્યાય ડીટેકટીવ વાર્તા ... ... ... | ૦-૮-૦ |
| સોનારણ ... ... ... ... ... | ૧-૮-૦ |
| પ્યાર અને પરણેલી જીંદગી ... ... ... | ૧-૦-૦ |
| કીશમતનો કહેર... ... ... ... ... | ૧-૮-૦ |
| ચુમાની મોકળ ... ... ... ... ... | ૧-૮-૦ |
| રમણ અને તારા ... ... ... ... | ૧-૦-૦ |
| ખંભાતનો ખુની ડીટેકટીવ વાર્તા... ... ... | ૦-૨-૦ |
| માસુકનો ઇસારો ... ... ... ... | ૨-૮-૦ |
| લતા અને લલીતા ... ... ... ... | ૦-૧૨-૦ |
| પંદર લાખ પર પાણી ... ... ... ... | ૧-૦-૦ |

| | |
|---|---|
| કુંદન અને કુસુમ ભાગ ૧ લો ... ... ... | ૦—૧૨—૦ |
| ભાગ ૨ જો ... ... ... | ૦—૧૨—૦ |
| ભાગ ૩ જો ... ... ... | ૦—૧૨—૦ |
| ભાગ ૪ જો ... ... .. | ૦—૧૨—૦ |
| કુસુમ લતા... ... ... ... ... | ૧—૦—૦ |
| કીન્ડર ગાર્ટન ખાસ બચાઓને શીખવા માટે ઘરમાં | |
| રાખવા લાયક ... ... ... ... | ૩—૦—૦ |
| પંજાબની રાણી ... ... ... ... | ૧—૮—૦ |
| માલવીકા ... ... ... ... ... | ૧—૮—૦ |
| રતિશાસ્ત્ર અથવા કોકશાસ્ત્ર ... ... ... | ૩—૦—૦ |
| ઓરંગઝેબ અને રજપુતો ... ... ... | ૧—૮—૦ |
| કહેવતમાળા ભાગ ૧ લો પોટીટ ... ... | ૨—૮—૦ |
| ભાગ ૨ જો પીટીટ ... ... | ૨—૮—૦ |
| શુકન પ્રભા ચરીત્ર ... ... ... ... | ૧—૮—૦ |
| હીંદુ ધર્મ શાસ્ત્ર ધર્મનો કાયદો ફેંસલા સહીત ... | ૩—૦—૦ |
| ફોટોઆરી જંગબારની છાપેલી ... ... ... | ૧—૮—૦ |
| વિલાયતના કાલામેઢાં ... ... ... ... | ૨—૮—૦ |
| ચંદ્રચણ ... ... ... ... ... | ૧—૮—૧ |
| બોધનું ... ... ... ... ... | ૧—૮—૦ |
| મોહબ્બત કે મુશીબત ... ... ... | ૧—૮—૦ |
| પારકે પૈસે પરમાનંદ ... ... ... ... | ૨—૦—૦ |
| શેર લોક હોમ ડીટેક્ટીવ ... ... ... | ૧—૪—૦ |
| મહારાજા લાયબલ કેસ ... ... ... | ૨—૦—૦ |
| દુશમન દો રાબ ... ... ... ... | ૧—૮—૦ |
| લીકોક ... ... ... ... ... | ૨—૮—૦ |